રસિક નવલકથામાળા. પુસ્તક ૩ જું.

અદ્ભુત ડિટેક્ટિવ વાર્તાસંગ્રહ.

# શેરલોક હોમ્સનાં સાહસકર્મો.

## ( પુસ્તક ૧ લું. )

લેખક,
ચંદુલાલ જેઠાલાલ વ્યાસ,
વઢવાણ સીટી.

પ્રકાશક,
પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી.

આવૃત્તિ ૧ લી. સં. ૧૯૭૯

મૂલ્ય રૂ. ૨-૦-૦.

# પ્રકાશકનું નિવેદન.

---

રસિક નવલકથામાળાનું આ ત્રીજું પુસ્તક પ્રકટ થાય છે. આ નવલકથામાળાની શરૂઆત કર્યાને હજી બે માસ થયા નથી; છતાં પણ તે દરમિયાન ગ્રાહકસંખ્યા અઢીસો ઉપર પહોંચી ગઇ છે. જો કે ગ્રાહકોની સંખ્યા ઓછામાં ઓછી એક હજારની ન થાય ત્યાંસુધી મને સંતોષ થઈ શકે નહિ; તેમજ ગ્રાહકોની સંખ્યામાં વધારો થતાં તેમને પોતાને પણ વિશેષ લાભ જ થવાનો. એથી હું ધારૂં છું કે રસિક નવલકથામાળાના ગ્રાહકો પોતે પોતાના સ્નેહીમિત્રોને પણ આ માળાના ગ્રાહક થવાની ભલામણ કરશે. જેમને વાંચવાનો શોખ છે, જેઓ પુસ્તકો ખરીદે છે, તેમણે તો એકદમ આ નવલકથા-માળાના ગ્રાહક થઈ જવું જોઇએ. કેમકે ગ્રાહકને જે ખાસ લાભ મળે છે તે બીજાને મળી શકતો નથી. વળી મારા તરફથી પ્રકટ થતાં પુસ્તકો ખાસ પસંદગી કરીને જ છપાવવામાં આવતાં હોઈ, ગમે તેવાં પુસ્તકો ખરીદવાની ફરજ પડવાનો ભય રહેતો નથી. જે પુ-સ્તકાલયો મારે ત્યાંથી પુસ્તકો મંગાવે છે તેઓ પણ જો આ નવલકથામાળાના ગ્રાહક બને તો એથી તેમને વિશેષ લાભ અને સગવડ છે. આશા છે કે મારી આ સૂચના મારા ગ્રાહકો તથા અન્ય સજ્જનો લક્ષમાં લેશે.

તા. ૯-૬-૧૯૨૨ સોમવાર,
વઢવાણ સીટી.

પુંજાલાલ ભગવાન પારેખ.

# પ્રસ્તાવના.

શેરલોક હોમ્સમાળાનું આ ત્રીજું પુસ્તક છે. પ્રથમનાં બે પુસ્તકો બે લાંબી સ્વતંત્ર વાર્તાનાં હતાં. આ પુસ્તકમાં શેરલોક હોમ્સનાં ૭ સાહસકર્મોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. હવે પછી શેરલોક હોમ્સમાળાનાં પુસ્તકોમાં આવી વાર્તાઓનો સંગ્રહ હશે.

આ પ્રથમ પુસ્તકમાં જે ૭ વાર્તાઓ આપવામાં આવી છે, તે એક એકથી ચડી જાય તેવી છે. ખૂબી તો એ છે કે વાર્તાઓ બહુ લાંબી નહિ હોવા છતાંએ તેમાંનો રસ અને મુદ્દો અખંડ જળવાઇ રહે છે. શેરલોક હોમ્સની વાર્તાઓમાં એક ખાસ વિશિષ્ટતા છે. તે એ છે કે દરેક વાર્તામાં શેરલોક હોમ્સને દરેક રીતે સફળ થતોજ બતાવવામાં આવ્યો નથી. કેટલીક ડિટેકિટવ વાર્તાના ડિટેકિટવો કોઈ ભેદી કેસમાં અચાનક પોતાના મનમાં થતી કલ્પનાની સહાયથી કેસનું રહસ્ય જાણી લે છે અને પછી ગુન્હેગારને પકડી આપે છે. આ વાર્તાઓમાં તેવું કશું નથી. આ વાર્તાઓની સાંકળમાં એક પછી એક એવી રીતે કડીઓ પરોવાયેલી હોય છે કે સામાન્ય બુદ્ધિના માણસને પણ તેની પૂરેપૂરી સમજણ પડી શકે છે; અને તેમાં કશું પણ શંકા પામવા જેવું લાગતું નથી. એમ હોવાને લીધે જ આ વાર્તાઓ બીજી આવા જ પ્રકારની વાર્તાઓ કરતાં વિશેષ પ્રખ્યાતિને પામી છે. હવે થોડા સમયમાં જ "શેરલોક હોમ્સનાં સાહસકર્મો"નું બીજું પુસ્તક પ્રકટ થશે.

તા. ૫-૬-૧૯૨૨ સોમવાર,<br>ભીમ એકાદશી, સં. ૧૯૭૮.<br>વઢવાણ સીટી.

ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.

## રસિક નવલકથામાળા.

વાચકોને વધારે સસ્તી કીમતે સારાં પુસ્તકો પૂરાં પાડવાના હેતુથી આ નવલકથામાળાની યોજના અમે કરી છે

### નિયમો.

૧. પ્રવેશફી રૂ. ૧–૦–૦ ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઇ શકાય છે. ફીની રકમ મનીઓર્ડરથી મોકલી આપવી અથવા તો વી. પી. ની સાથે વસુલ કરવાનું જણાવવું.

૨. ગ્રાહક તરીકે કોઇ પણ વખતે ચાલુ થઇ શકાશે. પરંતુ ઓછામાં ઓછા એક વર્ષ સુધી ચાલુ રહ્યા બાદ જો ગ્રાહક તરીકે રહેવાની ઇચ્છા નહિ હોય તો જ તેમની પ્રવેશફી તેમના ખર્ચે તેમને પાછી મળશે. એક વર્ષથી ઓછા વખતને માટે ગ્રાહક થનારને પ્રવેશફી પાછી આપવામાં આવશે નહિ.

૩. જે નવલકથામાળાના ગ્રાહક હશે તેમને માળાનાં પ્રકટ થતાં તમામ પુસ્તકો પોણી કીમતે મળશે.

૪. હાલમાં દરેક વી. પી. બુકપોસ્ટ રજીસ્ટર કરીને મોકલવાનો પોસ્ટ ખાતાનો કાયદો છે, તથા અગાઉ કરતાં પોસ્ટેજનો ચાર્જ પણ બમણો થયો છે. છતાં અમે અમારા ગ્રાહકો પાસેથી રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ લેવા ઇચ્છતા નથી. ફક્ત તેમને વી. પી. મનીઓડરનો ચાર્જ આપવો પડશે. એક પુસ્તક રવાના કરવામાં ખર્ચ ઘણું આવતું હોવાથી ૨–૩ પુસ્તકો સાથે પણ વી. પી. રજીસ્ટર્ડ બુકપોસ્ટથી મોકલી આપવામાં આવશે.

૫. ગ્રાહકોને પુસ્તક મોકલતાં અગાઉ આઠ દિવસ પહેલાંથી ખબર આપવામાં આવશે.

૬. દર વર્ષે વધુમાં વધુ ૭ પુસ્તકો પ્રકટ કરવામાં આવશે, અને તે નવલકથામાળાના ગ્રાહકે ખરીદવાં પડશે. જો કોઇ ગ્રાહક વી. પી. બૂકપોસ્ટ પાછું ફેરવશે તો તેણે ભરેલી પ્રવેશફી જપ્ત કરી, ગ્રાહકના લીસ્ટમાંથી તેનું નામ કમી કરવામાં આવશે.

૭. જો એક વર્ષમાં ૭ કરતાં વધુ પુસ્તકો અમારા તરફથી પ્રકટ થશે તો તે લેવાની ગ્રાહકને ફરજ પાડવામાં આવશે નહિ. તેમની ઇચ્છા હશે તો તેમને **પોણી કીંમતે** મળી શકશે.

૮. નવલકથામાળાનાં પુસ્તકો ઉંચા ગ્લેઝડ કાગળો, સુંદર છપાઈ અને પાકાં સોનેરી પુંઠાંનાં રહેશે. કોઇ પણ પુસ્તક અપૂર્ણ બહાર પાડવામાં આવશે નહિ. જો એકથી વધારે ભાગવાળું પુસ્તક હશે તો તેના તમામ ભાગ સાથે બહાર પાડવામાં આવશે.

૯. માળાના ગ્રાહકો સિવાય બીજા સજ્જનોને માળાનાં પુસ્તકો પૂરી કીમતે આપવામાં આવશે. ફક્ત રજીસ્ટર તથા પોસ્ટેજનો ચાર્જ લેવામાં આવશે નહિ.

૧૦. આજ સુધી અમે ઘટાડેલી કીમતે પુસ્તકો આપતા વખતે તેની સાથે ભેટનું પુસ્તક પણ આપતા. પરંતુ તે નિયમ હવેથી બંધ કરવામાં આવ્યો છે.

૧૧. રસિક નવલકથામાળાનાં બહાર પડી ગયેલાં પુસ્તકો જો નવા ગ્રાહકોને લેવાં હશે તો સિલીકે હશે તે પુસ્તકો ૧૨॥ ટકા. કમિશનથી મોકલવામાં આવશે. રજીસ્ટર તથા પૉસ્ટેજ ખર્ચ માફ.

**પુંજાલાલ ભગવાન પારેખ.**
**વઢવાણ સીટી.**

# નવીન નવલકથાઓ



| | મૂલ્ય. |
|---|---|
| | રૂ.આ.પા. |
| ચમત્કારિક ખૂન. | ૨—૦—૦ |
| આગ્રાના ખજાનાનો ભેદ. | ૨—૦—૦ |
| શેરલોક હોમ્સનાં સાહસકર્મો | ૨—૦—૦ |
| વેર વસૂલ—ભાગ ૧લો (સચિત્ર) | ૩—૦—૦ |
| વેર વસૂલ—ભાગ ૨જો (સચિત્ર) | ૩—૦—૦ |
| વિચિત્ર જગત્—ભાગ ૧ લો | ૩—૦—૦ |
| ભયંકર ભેદ—ભા. ૧—૨ | ૩—૦—૦ |
| પ્રેમની ખુમારી—ભાગ ૧લો. (સચિત્ર) | ૨-૮—૦ |
| પ્રેમની ખુમારી—ભાગ ૨જો. (સચિત્ર.) | ૩-૮—૦ |
| સૌંદર્ય—જ્વાળા. ભાગ ૧લો (બીજી આવૃત્તિ) | ૨—૦—૦ |
| સૌંદર્ય—જ્વાળા. ભાગ ૨જો. | ૧—૮—૦ |

રસિક નવલકથા માળાના ગ્રાહકોને પોણી કીમતે મળશે. રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ માફ.

પુંજાલાલ ભગવાન પારેખ,
વઢવાણ સીટી.

# અનુક્રમણિકા.

# શેરલોક હોમ્સનાં સાહસકર્મો.

## ભાગ ૧ લો.

## *બોહીમીયાની બેઆબરૂ.

### નોટપેપર.

( ૧ )

જો ઇરીન એડલરનો કદાપિ પ્રસંગ નિકળે છે તો શેરલોક હોમ્સ તેને 'બહાદૂર સ્ત્રી' એ શબ્દથી સંબોધે છે. એ સ્ત્રીનું નામ લેતાં મેં તેને કદી પણ સાંભળ્યો નથી. જાણે જગતની તમામ સ્ત્રીઓમાં તે સર્વોપરિ હોય એમ શેરલોક હોમ્સ માને છે. ઇરીન એડલર પ્રત્યેની પ્રેમની લાગણીનો તેના મનમા પ્રાદુર્ભાવ થવાથી એ વિચાર તેના અંતરમાં ઘર કરીને બેઠો છે એમ કાંઇ નથી. તેના ઠંડા પરંતુ ફળદ્રુપ મગજમાં લાગણીનો અને તેમાંયે પ્રેમની લાગણીનો તો અંશ જ નથી. પ્રેમ શી ચીજ છે એની તેને કલ્પના પણ નથી. એમ કહું તો તે અતિશયોક્તિયુક્ત ગણાશે નહિ. તે માત્ર અવલોકન અને તર્કશક્તિથી યુક્ત એક હાલતા ચાલતા યંત્ર જેવો છે. જો કદાચ પ્રેમની વાત નિકળે તો પ્રેમના વિષય પ્રત્યેની તેની કટુતા અને તિરસ્કાર સ્પષ્ટ જણાઇ આવે છે. એમ છતાં પણ ઇરીન એડલર

* આસ્ટ્રીઆનો એક પ્રાંત છે.

પ્રત્યેની તેની માનબુદ્ધિ સર્વદા સતેજ રહેલી જ જોવામાં આવે છે. મારૂં કથન વાચકોને કદાચ વિચિત્ર અને ચમત્કારયુક્ત લાગશે, પરંતુ તે સત્ય જ છે.

કેપ્ટન મોર્સ્ટનની લાવણ્યવતી અને સદ્‌ગુણશાલિની કન્યા મીસ મેરી મોર્સ્ટન પ્રત્યે મારૂં દિલ આકર્ષાયું હતું, અમે પરસ્પર પ્રેમમાં પડયાં હતાં અને એક બીજાએ લગ્નની ગાંઠથી જોડાવાનું વચન આપ્યું હતું એ વાચકો જાણે છે. તેમને વિશેષમાં એટલું જણાવીશ કે અમારાં લગ્ન પણ થઇ ગયાં હતાં. એ લગ્નને લીધે હું શેરલોક હોમ્સથી નોખો થયો હતો. જ્યારે એક મનુષ્ય લગ્નગ્રંથીથી જોડાય છે ત્યારે તેને સ્વતંત્ર ગૃહ નિર્માણ કરવું પડે છે. એ ગૃહની વ્યવસ્થા કરવામાં તથા પોતાની પ્રિયતમાની સંભાળ લેવામાં અને તેની મનઃકામનાઓને તૃપ્ત કરવામાં તેનો સર્વ સમય કેવળ આનંદમાં જ નિર્ગમન થાય છે. મારો સમય પણ તે પ્રમાણે આનંદમાં પસાર થતો હતો. પરંતુ હોમ્સને કોઇની સાથે ભેળાવાનું પસંદ પડતું નહિ. તે તો બેકરસ્ટ્રીટમાં અમે જે મકાનમાં રહેતા હતા તે જ મકાનમાં એકાંતિક અવસ્થામાં રહેતો હતો. તેનાં મિત્રો તેનાં પુસ્તકો, કોકેન અને તેના મનમાં રમી રહેલી મહત્ત્વાકાંક્ષા માત્ર હતાં. જ્યારે જ્યારે કશું કામ હાથમાં ન હોય ત્યારે ત્યારે કોકેનના ડોઝ વડે કૃત્રિમ ઉત્સાહ અને ઉત્તેજના મેળવવાની તેની ટેવ ગઈ ન હતી. હજી પણ તેનો ધંધો તો ગુન્હાઓનો અભ્યાસ કરવાનો જ હતો. સરકારી પોલિસ ખાતાના અમલદારો જે કેસમાં નિષ્ફળ થતા અને જેમાં ગુન્હેગારનો પત્તો મળવાનો સંભવ જ નથી એમ માનતા, તે કેસ શેરલોક હોમ્સ હાથમાં લેતો અને પોતાની તર્કશક્તિ તથા અવલોકનશક્તિનો ઉપયોગ કરીને તેમાં સફળતા મેળવતો. એ સિવાય અન્ય મનુષ્યો કે

જેમને અમુક કાર્યમાં પોલિસની શક્તિ ઉપર અણુવિશ્વાસ અને અ-શ્રદ્ધા ઉપજતી તેઓ પણ શેરલોક હોમ્સનો આશ્રય લેતા; અને હોમ્સ પોતાની અપ્રતિમ શક્તિવડે તેમને નિરાશાની ગર્તામાંથી બહાર કાઢતો. પ્રસગોપાત તેના કાર્યનો અને તેની શક્તિનો હેવાલ મારા જાણુવામાં આવતો હતો. ટ્રેપોફના ખૂનના કેસમાં તેને ઓડેસા ખાતે બોલાવ્યાનું, ટ્રીંકામાલી ખાતે એટકિન્સન ભાઇઓના કરૂણરસાત્મક બનાવનું, તેમજ હોલાંડના રાજકુટુંબ ઉપર એક રહસ્યમય બના-વને લીધે આવી પડેલા સંકટને અતિકુશળતાપૂર્વક તેણે દૂર કર્યાનું મારા સાંભળવામાં આવ્યું હતું; પરંતુ મારા વાચકોએ પણ વર્તમાન પત્રોમાં પ્રસ્તુત બનાવોને લગતા હેવાલો અને તેમાં શેરલોક હોમ્સે બતાવેલી ચતુરાઇ અને બુદ્ધિમત્તાનું વર્ણન વાંચેલું હોવાથી તત્સંબંધી અત્ર વિશેષ ઉલ્લેખ કરવાનું હું આવશ્યક ધારતો નથી. તે સિવાય મારા એ આગલા સાથીની બીજી બાબતના સંબધમાં હું પણ વાચકોના જેટલો જ અજ્ઞાત હતો.

ઇ. સ. ૧૮૮૮ ના માર્ચ માસની ૨૦ મી તારીખની રાત્રીએ હું મારા એક દરદીની તબિયત તપાસીને પાછો ફરતો હતો ( મારે અત્ર એટલો ખુલાસો કરવો જોઇએ કે મેં દવાખાનું ખોલ્યું હતું, કેમકે મારા ગૃહશકટને ચલાવવાને માટે કાંઈ પણ ધંધો કર્યા સિવાય ચાલે તેમ નહતું. ) તે વેળાએ હું બેકરસ્ટ્રીટમાં થઇને પસાર થયો તે સમયે અમારૂં પેલું સંસ્મરણીય મકાન અને તેનું પ્રવેશદ્વાર મારી દૃષ્ટિએ પડયું. જે મકાનમાં રહેવાથી જ મને મેરી જેવી મધુર પત્ની પ્રાપ્ત થઈ હતી અને જ્યાં ' ચમત્કારિક ખૂન ' નું રહસ્ય મારા જાણુવામાં આવ્યું હતું, તે મકાનના સ્મરણુનો મારા હૃદયમાંથી કેવી રીતે લોપ થઇ શકે? તે વેળાએ હોમ્સને એક વાર પુનઃ મળવાની અને તે

પોતાની અસાધારણ શક્તિનો કેવી રીતે ઉપયોગ કરે છે એ જાણુ-વાની મને તીવ્ર ઇચ્છા થઈ આવી. તેનો ઓરડો દીપકથી પ્રકાશિત બની રહ્યો હતો. બારીનાં કાચનાં બારણાં બંધ હતાં. તેની આડો પડદો નાખેલો હતો. મેં ઉંચી દૃષ્ટિ કરી તો એ પડદા ઉપર તેનો ઉંચો અને કદાવર પડછાયો જોયો. તે પોતાની પીઠ પાછળ બે હાથના આંકડા વાળીને ઓરડામાં આમતેમ આતુરતાપૂર્વક ફરતો હોય એમ લાગ્યું. હું તેનો સ્વભાવ અને તેની ટેવ જાણતો હોવાને લીધે તેના આ દેખાવપરથી કેટલુંક અનુમાન કરી શક્યો. હું જોઇ શક્યો કે અત્યારે કશું અગત્યનું કામ તેના હાથમાં આવેલું હોવું જોઇએ. કોકેનના નશામાંથી મુક્ત થઇને તે કોઇ નવીન રહસ્યનો ભેદ ઉકેલ-વાના કાર્યમાં ગુંથાયેલો હોવો જોઇએ. મેં ઘંટડી વગાડી એટલે બારણું ખૂલ્યું અને ગૃહરક્ષિકા મને શેરલોક હોમ્સની ઓફિસમાં લઈ ગઈ. પ્રથમ જે ઓરડો હું વાપરતો હતો તેને હવે હોમ્સે પો-તાની ઓફિસ તરીકે ઉપયોગમાં લીધો હતો.

તે ઘણે દિવસે મને જોઇને કાંઈ એકદમ ઉત્સાહમાં આવી ગયો નહિ; એ તો તેનો સ્વભાવ જ ન હતો; પરંતુ હું ધારૂં છું કે મને જોઇને તેને આનંદ તો થયો જ. તેણે એક પણ શબ્દનો ઉચ્ચાર કર્યા સિવાય માયાભરી આંખના ઇશારાથી મને ત્યાં પડેલી એક ખૂરસી પર બેસવાનું સૂચવ્યું અને સીગારની ડબ્બી મારી પાસે મૂકી. હું સી-ગાર સળગાવવા લાગ્યો એટલે તે શઘડી પાસે ઊભો રહીને તેની વિચિત્ર અને વેધક દૃષ્ટિથી મારૂં અવલોકન કરવા લાગ્યો.

"લગ્ન કર્યા પછી તમારૂં આરોગ્ય ઘણું સુધરી ગયું છે." તે બોલ્યો: "વોટસન ! હું ધારૂં છું કે મેં તમને છેલ્લા જોયા હતા

ત્યારપછીથી અત્યારસુધીમાં તમે સ્હાડાસાત રતલ વજનમાં વધેલા હોવા જોઇએ.”

“ના, સાત રતલ.” મેં જણાવ્યું.

“સાત રતલ ! અહો ! વોટસન ! હું ધારૂં છું કે જો મેં સ્હેજ વિશેષ વિચાર કર્યો હોત તો મારી ગણતરીમાં આટલી ભૂલ રહેવા ન પામત, અસ્તુઃ દવાખાનું ખોલીને ધંધો પણ શરૂ કર્યો લાગે છે. દવાખાનું ખોલવાનો તમારો વિચાર છે, એવું તો તમે મને જણાવ્યું ન હતું.”

“ત્યારે તમે કેવી રીતે જાણી શકયા ?” મેં સ્મિત કરતાં પૂછ્યું.

“હું એ જોઇ શકું છું–મારી અવલોકનશક્તિની સહાયથી એ હું જાણી શકયો છું. વિશેષમાં એ પણ જાણી શકયો છું કે થોડા દિવસ પહેલાં વર્ષાદને લીધે તમારાં કપડાં પલળી ગયાં હતાં; અને તમારી ચાકરડી બેદરકાર તથા અણઆવડતવાળી છે.” હોમ્સે પોતાની શક્તિનો પ્રભાવ દર્શાવવા માંડયો.

“હોમ્સ ! હોમ્સ ! આ તો ખરેખર આશ્ચર્યજનક અને ચમત્કારિક !” હું બોલી ઉઠયોઃ “હું ધારૂં છું કે જો આજથી થોડાક સૈકા પહેલાં તમે અસ્તિત્વ ધરાવતા હોત અને તે કાળના મનુષ્યોના જોવામાં તમારી આ શક્તિ આવી હોત તો તેઓ જરૂર તમને જીવતા ને જીવતા બાળી મેલત. ગુરુવારે ગામડામાં એક દરદીને તપાસવાંને હું ગયો હતો અને ત્યાંથી ઘેર પાછો ફર્યો તે વખતે આખા શરીરે ભીંજાઇ ગયો હતો એ ખરૂં છે. પરંતુ મેં મારાં કપડાં બદલી નાખેલાં હોવાથી, તમે એ વાત કેવી રીતે જાણી શકયા તેની મને કલ્પના પણ થઈ શકતી નથી. મારી ચાકરડી મેરી જેઈન તમારા

કહેવા મુજબ બેદરકાર અને ઉતાવળી પ્રકૃતિની છે અને તે માટે તેને નોકરીમાંથી છૂટી થવાની મારી પત્નીએ નોટિસ પણ આપેલી છે; પણ તેની બેદરકારીનું જ્ઞાન તમને કેવી રીતે થયું એ મારા સમજવામાં આવી શકતું નથી. ”

તે હસ્યો અને તેના લાંબા ધ્રૂજતા હાથ ચોળવા લાગ્યો. કેમ જાણે મારી અજ્ઞતાની મશ્કરી કરતો હોયની !

“ અરે ! એ તો તદ્દન સાદું છે. ” તે બોલ્યો: “ તમારા ડાબા પગના બૂટની કિનારીના અંદરના ભાગપર દીવાનો પ્રકાશ પડે છે. તે સ્થળે એક સરખા અંતરે છ લીસોટા પડી રહેલા છે એમ મારી દૃષ્ટિ મને જણાવે છે. એ લીસોટા કેવી રીતે પડી રહેલા હોવા જોઇએ ? એ બૂટની કિનારીપર ચોટી રહેલી માટીને ઉખાડીને તેને સાફ કરવાનો પ્રયત્ન જેણે કર્યો હશે તેની બેદરકારીને લીધે એ લીસોટા પડયા રહેલા હોવા જોઇએ, એ તો સહેલાઈથી સમજી શકાય તેમ છે; પરંતુ એ પરથી હું બે બાબત શોધી શક્યો. એક તો એ કે તમે સખ્ત વર્ષાદમાં બહાર ગયેલા હોવા જોઇએ અને બીજું એ કે તમારા બૂટ સાફ કરનારી તમારી ચાકરડી બેદરકાર હોવી જોઇએ. તમે સખ્ત વર્ષાદના સમયમાં બહાર ગયા ન હોત તો તમારા બૂટની અંદરની કિનારી પર માટી ચોટવાનો સંભવ ન હતો; અને તે સ્થળે ચોટેલી માટીને ઉખાડીને સાફ કરવાની તમારી ચાકરડીને જરૂર પડી ન હોત તો આ લીસોટા પણ પડી રહ્યા ન હોત. બાકી તમે તમારો તબીબી ધંધો શરૂ કર્યો છે. એ તો સ્પષ્ટ રીતે દેખાઇ આવે છે. તમે આ ઓરડામાં આવ્યા કે મને આઇડોફોર્મની વાસ આવી, તમારા જમણા હાથની પહેલી આંગળી ઉપર નાઇટ્રેટ ઓફ સીલ્વર-

નો કાળો ડાઘ જોવામાં આવ્યો, તેમ જ તમારી ટોપીની બાજુએ જે સ્થળે તમે તમારૂં સ્ટેથોસ્કોપ રાખ્યું છે તે ભાગ મેં ઉપસેલો જોયો. એટલું છતાં પણ તમે તમારો ધંધો શરૂ કર્યો છે એમ હું જાણી ન શકું તો હું તદ્દન મૂર્ખ જ ગણાઉં."

તે જે સરળતાથી પોતાની અનુમાન કરવાની પદ્ધતિનું સ્પષ્ટિકરણ કરતો હતો એ જોઇને મને હસવું આવ્યા સિવાય રહ્યું નહિ. મેં કહ્યું: "હોમ્સ ! જ્યારે અમુક બાબતનું જ્ઞાન તમને કેવી રીતે થઈ શકયું તે સમજાવવાને તમે તેનાં કારણો રજુ કરો છો ત્યારે મને એમ લાગે છે કે એ બાબત એટલી બધી સહેલી અને સાદી છે કે હું પોતે પણ તેનું જ્ઞાન સરલતાથી પ્રાપ્ત કરી શકું. એવો પ્રયત્ન પણ મેં અનેક વખત કરેલો છે; પરંતુ તેમાં દરેક વખત મને નિષ્ફળતા જ મળેલી છે. મને આશ્ચર્ય તો એ જ થાય છે કે મારી આંખો પણ તમારા જેટલી જ તીવ્ર હોવા છતાં જે તમે જોઇ અને જાણી શકો છો તે મારાથી અદશ્ય શા માટે રહે છે?"

"તમારી આંખો મારા જેટલી જ તીવ્ર છે ખરી," હોમ્સ મારી સામે પડેલી ખૂરશીપર બેસીને સીગાર સળગાવતો બોલ્યો: "તમે જૂઓ છો ખરા, પરંતુ અવલોકન કરતા નથી. મારી અને તમારી વચ્ચે જે ભેદ છે તે ત્યાં જ છે. તમે માત્ર જૂઓ જ છો; હું જોઉં છું તેની સાથે અવલોકન પણ કરૂં છું. દાખલા તરીકે: તમે આપણા દાદરનાં પગથીયાં અનેક વાર જોયાં છે, ખરૂં કે નહિ?"

"હા. ઘણીયે વાર તે મારા જોવામાં આવ્યાં છે." મેં કહ્યું.

"કેટલા વાર?" તેણે પ્રશ્ન કર્યો.

"સેંકડો વખત." મેં જવાબ આપ્યો.

" ત્યારે કોઠા જોઇએ વારૂ, કેટલાં પગથીયાં છે ? " તેણે પૂછ્યું.

" કેટલાં પગથીયાં ? એ તો મને ખબર નથી. " મેં મારૂં અજ્ઞાન પ્રદર્શિત કર્યું.

" એ જ તમારી ખામી. " તે બોલ્યો: " તમે એ પગથીયાં સેંકડો વાર જોયાં છે, એમ તમે પોતે જ કબૂલ કરો છો; પરંતુ તેનું અવલોકન કર્યું નથી. હવે મેં તે જોયેલાં તેમ જ અવલોકેલાં હોવાથી હું કહી શકું છું કે સત્તર પગથીયાં છે. એ વાત જવા દ્યો. તમે મારા રહસ્યસ્ફોટનમાં અત્યંત રસ લ્યો છો અને એક-બે કેસના વૃતાંતને લગતાં રસભર્યાં પુસ્તકો પણ પ્રકટ કર્યાં છે; એટલે મને લાગે છે કે આ કેસમાં પણ તમને રસ પડશે ખરો. ' એમ કહીને તેણે એક જાડો ગુલાબી રંગની ઝાંઇવાળો નોટપેપર ટેબલ ઉપર પડેલો હતો તે મારી તરફ ફેંક્યો અને કહ્યું: " તે આજે છેલ્લી ટપાલમાં જ મળ્યો છે. જરી મોટે અવાજે વાંચો જોઈ. "

નોટપેપર ઉપર તારીખ ન હતી, તેમ જ મોકલનારની સહી કે શરનામું પણ ન હતું. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

" એક ગૃહસ્થ અતિ અગત્યની બાબતના સંબંધમાં તમારી સલાહ લેવાની ઇચ્છા ધરાવે છે. તે આજ રાત્રે બરોબર પોણાઆઠ વાગે તમને મળવાને આવશે. યુરોપના એક રાજકુટુંબનું જે કાર્ય તમે કુશળતાપૂર્વક થોડા સમય પહેલાં જ બજાવેલું છે, તેપરથી એ ગૃહસ્થ ધારે છે કે આ અગત્યના કાર્યના સંબંધમાં તમારા ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખવામાં કશી પણ હરકત નથી. તેમ જ અન્ય દિશા તરફથી પણ તમારા વિશ્વસનીયપણાના સબંધમાં પૂરતો સંતોષ મળેલો છે. આશા છે કે ઉપર જણાવેલા સમયે તમે તમારી ઓફિસમાં હાજર રહેશો. જો કદાચ તમને મળવા આવનાર ગૃહસ્થે પો:

તાના મ્હોં ઉપર મુખવટો ધારણ કર્યો હોય તો એ માટે કશી પણ શંકાને તમારા મનમાં સ્થાન આપશો નહિ.'

" આ પણ એક વિલક્ષણ રહસ્ય છે." પત્ર વાંચી રહ્યા બાદ હું બોલ્યો: " આ પત્ર ઉપરથી લખનારના ઉદ્દેશના સંબંધમાં તમે કાંઇ પણ કલ્પના કરી શકો છો ખરા ?"

" હજી મને એ વિષયમાં કશો પણ પૂરાવો મળ્યો નથી. જ્યાં-સુધી પૂરાવો ન મળ્યો હોય ત્યાંસુધી તે વિષયમાં કશું પણ અનુ-માન કરવું નહિ એ મારો એક ખાસ સિદ્ધાંત છે; કેમકે પૂરાવા સિ-વાયનાં અનુમાનો મોટે ભાગે ખોટાં જ ઠરે છે. વારૂ પણ આ નોટપેપર તમે જોયો છે. એનાપરથી તમે કાંઇ અનુમાન કરી શકો છો ખરા ?"

મેં તે નોટપેપર તથા તેની અંદરના લખાણનું સંભાળપૂર્વક બા-રિક નિરીક્ષણ કરી જોયું. પછી મારા મિત્રની તર્કપદ્ધતિનું અનુકરણ કરતો હું બોલ્યો: " તમારા ઉપર આ પત્ર લખનાર ગૃહસ્થ શ્રીમંત હોવો જોઇએ. આવા નોટપેપરના એક પેકેટની કીમત અઢી શીલીં-ગથી ઓછી બેસતી નથી. તે બીજા નોટપેપરો કરતાં ઘણો મજબૂત અને જાડો છે."

" એ તમારૂં કહેવું ખરૂં છે;" શેરલોક હોમ્સ બોલ્યો: "પણ હું જોઈ શકયો છું કે આ નોટપેપર ઈંગ્લાંડની બનાવટનો નથી. તેને દીવા સામે ધરી જૂઓ."

મેં નોટપેપરને દીવા સામો ધર્યો તો તેની અંદર મોટા 'E' ની સાથે ન્હાનો 'g', અને મોટો 'P' તથા મોટા 'G' ની સાથે ન્હાનો 't' કોરેલા જોવામાં આવ્યા.

" એ અક્ષરો ઉપરથી તમે કાંઇ પણ કલ્પના કરી શકો છો ખરા ?" તેણે મને પ્રશ્ન કર્યો.

" મને તો એમ લાગે છે કે એ કાગળ બનાવનારનું નામ હોવું જોઇએ." મેં મારો અભિપ્રાય વ્યક્ત કર્યો.

" ના ના, એમ નથી." હોમ્સ બોલ્યોઃ " જે 'Gt' છે તે 'ગેસેલશાફ્ટ' નું ટુંકું સ્વરૂપ છે; અને 'ગેસેલશાફ્ટ' એ કંપનીને માટે જર્મન શબ્દ છે. આપણે જેમ કંપનીને બદલે ટુંકામાં 'Co.' લખીએ છીએ તે પ્રમાણે જર્મનીમાં 'ગેસેલશાફ્ટ' ને બદલે ટુંકામાં 'Gt' લખાય છે. 'P' તો 'પેપીયર' એટલે કાગળના અર્થમાં મૂકવામાં આવેલો હોવો જોઇએ એમ સમજી શકાય છે. હવે રહ્યો 'Eg.' તેને માટે આપણે યુરોપના ગેઝીટીયરમાં જોવું પડશે." તેણે બૂકકેસ ઉપરથી એક મોટા કદનું વજનદાર પુસ્તક લીધું અને તેમાં જોતો તે બોલ્યોઃ " એગ્લો, એગ્લોનીટઝ—હા, મળ્યું ખરૂં— જૂઓ આ રહ્યું. એગરીઆ એ જર્મન ભાષા બોલતા દેશમાં—બોહીમીયામાં કાર્લ્સબાદની નજીકમાં આવેલું છે. '*વોલેનસ્ટીઅનનું મૃત્યુ એગરીયામાં થયું હતું. વળી ત્યાં કાચનાં કારખાનાં તથા કાગળની મીલો પણ પુષ્કળ છે. અહો! અહો! વોટસન! હવે કાંઈ કલ્પના

---

*વોન વોલેસ્ટીઅન આલબ્રેક્ટ, ડયુક ઓફ ફ્રીડલેન્ડ અને 'ત્રીસ વર્ષના યુદ્ધ' ના આગેવાનનો જન્મ ઇ. સ. ૧૫૮૩ માં થયો હતો અને ઇ. સ. ૧૬૩૪ માં તેની કતલ કરવામાં આવી હતી. પ્રથમ તેણે 'લોઅર સેકસન લીગ' ની સામે આસ્ટ્રીઆના શાહાનશાહને મદદ કરવાને એક લશ્કર ઊભું કર્યું હતું તથા સીલેશીયા જીતી લીધું હતું; પરંતુ તેના મનમાં મહત્ત્વાકાંક્ષાનો પ્રાદુર્ભાવ થવાથી તેણે ફ્રાન્સ અને જર્મની સાથે છૂપા કરારો કરીને આસ્ટ્રીઆનો અધીશ બનવાના યત્ન આદર્યો. આ યત્નમાં તેને સફળતા તો મળી શકી નહિ જ, પરંતુ તેને મરણને શરણ થવું પડયું. જર્મન કવિ શીલરે આ વીર પુરૂષને અનુલક્ષીને એક કરૂણરસાત્મક કાવ્ય પણ લખેલું છે. આ. ક.

આવી શકે છે ખરી ?" તેનાં નેત્રો ચમકવા લાગ્યાં અને આવેશમાં આવી જઇને તે મ્હોંમાંથી ધૂમાડાના ગોટેગોટા કાઢવા લાગ્યો. ઘણા ઓછા સમયમાં તેણે લગભગ અર્ધી સીગાર કરી નાખી.

"આ નોટપેપર બોહીમીયામાં બનાવેલો છે." મેં કહ્યું.

"બરોબર, બરોબર, અને તે સાથે લખનાર માણસ પણ જર્મન છે. તેની વિલક્ષણ વાક્યરચના ઉપરથી તે સમજી શકાય છે. ફ્રાન્સના કે રૂશીયાના વતનીની વાક્યરચના એવી ન હોય. જર્મની સિવાય બીજા કોઇ પણ દેશનો મનુષ્ય એ પ્રમાણે લખે નહિ. માત્ર હવે આપણે એટલું જ જાણવાનું બાકી રહે છે કે આ કીમતી બોહીમીયન નોટપેપર ઉપર લખનાર અને પોતાનો ચ્હેરો આપણાથી છૂપાવવાના હેતુસર મુખ ઉપર મુખવટો ધારણ કરનાર શી બાબતમાં આપણી સલાહ માગે છે. હું જો ભૂલતો ન હોઉં તો આપણને વધુ સમય શંકાશીળતામાં રહેવું પડશે નહિ. જૂઓ, તેની જ ગાડી હોય એમ લાગે છે.

( ૨. )

## ઇરીન એડલર.

તે જ વેળાએ નીચે રસ્તાપર ઘોડાના ડાબડાનો અવાજ સંભળાયો; અને બીજી પળે અમારા મકાનની ઘંટડીનો અવાજ આવ્યો. હોમ્સે સીટી કરી.

"ડાબડાના અવાજપરથી એ ઘોડા ગાડીમાં જોડેલા હોય એમ લાગે છે." તે બોલ્યો અને બારીમાંથી નજર કરતો કહેવા લાગ્યો: "હા, નાજુક મનોહર બ્રોહામ ને સુંદર ઘોડાની જોડી છે. મને લાગે છે કે દરેક ઘોડાની કીમત દોઢસો દોઢસો ગીનીની હોવી જોઇએ.

વોટસન ! આ કેસમાં બીજો કશો લાભ ન થાય તો પણ પૈસા સારા મળી શકે તેમ છે."

"હું ધારું છું કે હવે મારે રોકાવું તે ઠીક નહિ." મેં સભ્યતાના નિયમને અનુસરીને જણાવ્યું.

"બિલકુલ નહિ. ડોકટર ! તમે જ્યાં બેઠા છો ત્યાં જ બેસી રહો. મારા મિત્ર વગર મને ચાલી શકે તેમ નથી. વળી આ કેસના રહસ્યમાં તમને રસ પણ પડશે જ."

"પણ તમારા અસીલને—"

"અસીલની તમારે શી પરવા છે ? મને તમારી મદદની જરૂર છે, એટલે તેણે પણ તમારી હાજરી સામે વાંધો બતાવવો નહિ જ જોઇએ. આ ખૂરસીપર બેસી જાઓ અને અમારી વાતો તરફ બરોબર ધ્યાન આપજો."

દાદર ઉપર તેમ જ મેડીપરની ચાલીમાં ધીમા પરંતુ ભારે પગલાંનો અવાજ સંભળાયો. અમારા ખંડના દ્વાર પાસે તે અવાજ બંધ પડી ગયો અને કોઇએ દમામદાર રીતે મોટેથી બારણાપર ટકોરા માર્યા.

"અંદર આવો." હોમ્સે પરવાનગી આપી.

એક માણસ અંદર દાખલ થયો. તેની ઉંચાઇ ઓછામાં ઓછી સ્હાડાછ ફીટની હશે. તેની છાતી તથા શરીરનાં બીજાં અવયવો 'હરકયુલીસ'* ના જેવાં કદાવર અને વિશાળ હતાં. તેનો પોષાક

---

* ગ્રીસના લોકોની દંતકથામા હરકયુલીસને લગતો વૃતાંત છે. તેના પિતાનું નામ ઝેયુસ અને માતાનું નામ આલ્કમેના જણાવવામાં આવે છે. તે બહુ જ બળવાન હતો અને સિંહની સાથે પણ કુસ્તી કરતો હતો. એથી ગ્રીસવાસીઓ તેને દેવ તરીકે પૂજતા હતા. એમ કહેવામાં આવે છે કે તેની

અતિ મૂલ્યવાન્ હતો. પરંતુ ઈંગ્લાંડના કોઈ ગૃહસ્થે જો એવો પોષાક ધારણ કર્યો હોય તો તેને છકેલો માનવામાં આવે. તેના ડબલ છાતીવાળા કોટના છાતીના ભાગ ઉપર તથા બાંયોના કોલર ઉપર મખમલના પટ્ટા હતા. એ કોટની ઉપર પહેરેલા ઓવરકોટ ઉપર પણ રંગીન રેશમની પટ્ટીઓ હતી. તેના બૂટ ઘણુ મોટા અને મૂલ્યવાન લાગતા હતા. તેના એક હાથમાં પહોળી કિનારીવાળી ટોપી હતી અને કપાળથી આંખોનો ભાગ બિલકુલ ઢંકાઇ જાય એવી રીતે તેણે એક કાળો મુખવટો ધારણ કરેલો હતો. એ મુખવટો તેણે ઉપર આવ્યા બાદ જ ધારણ કર્યો હોય એમ લાગતું હતું. કેમકે તેનો એક હાથ હજી મુખવટાને બરોબર ગોઠવવાનું કામ કરતો જોઇ શકાતો હતો. તેના ચ્હેરાના નીચલા અર્ધ ભાગપરથી જોઈ શકાતું હતું કે આ માણસ મજબૂત મનનો અને આગ્રહી સ્વભાવનો હોવો જોઇએ.

"તમને મારો પત્ર મળ્યો હશે ?" તેણે ઊંડા કઠોર અવાજે પ્રશ્ન કર્યો. તેના ઉચ્ચાર ઉપરથી તે જર્મન હોવો જોઇએ એમ સમજી શકાતું હતું. અમારા બેમાંથી શેરલોક હોમ્સ કોણ, એ નક્કી નહિ કરી શકવાને લીધે તે વારાફરતી અમારી બન્નેની સામે જોતો બોલ્યો: "મેં તેમાં લખ્યું હતું કે હું તમને મળવા આવનાર છું."

"હાજી, આ ખૂરસી ઉપર બિરાજો." શેરલોક હોમ્સ બોલ્યો: "આ મારા મિત્ર અને મદદગાર ડો. વોટસન છે. તે અવારનવાર મને મારા ગુંચવણીભર્યા અને મુશ્કેલ કેસોમાં સહાયક તરીકે ઉપયોગી થઇ પડે છે. આપનું નામ ?"

---

એક ડેન્નનીરા નામની પત્નીએ તેને ઝેર આપવાથી તેનું મોત નિપજ્યુ હતું. એથેનીયન આર્કાને બનાવેલું તેનું એક મોટું બાવલું રોમ ખાતે ઊભું કરવામાં આવ્યું છે. ભા. ક.

" તમે મને કાઉન્ટ વોન ક્રામ, બોહીમીયન ઉમરાવ તરીકે સંબોધશો તો ચાલશે. હું ધારૂં છું કે આ ગૃહસ્થ—આપના મિત્ર વિશ્વસનીય હશે. હું જે અગત્યની વાત અત્ર જાહેર કરવા ઇચ્છું છું તેને તેઓ પોતાના હૃદયમાં જ છૂપાવી રાખશે. જો તેમ ન હોય તો મારે મારી હકીકત તમને એકલાને જ જણાવવી તે યોગ્ય છે."

હું ઉઠયો અને જવા લાગ્યો. પરંતુ હોમ્સે મારૂં કાંડું ઝાલીને મને રોકયો તથા પુનઃ ખૂરસીપર બેસાર્યો. તે બોલ્યોઃ " ડોકટર! કાં તો આપણે બન્ને, નહિ તો એકે નહિ! સાહેબ! તમે જેટલો વિશ્વાસ મારા ઉપર રાખતા હો તેટલો જ વિશ્વાસ આ ગૃહસ્થ ઉપર પણ રાખજો."

કાઉન્ટે ખભા હલાવ્યા. તે બોલ્યોઃ " ભલે ત્યારે, પરંતુ પ્રથમ તમારે બન્નેએ આ વાત બે વર્ષ સુધી બહાર પાડવી નહિ. બે વર્ષ વિતી ગયા બાદ તેનું વિશેષ મહત્ત્વ રહેશે નહિ. હાલમાં તે વાત બહાર પડી જાય તો યુરોપના ઇતિહાસ ઉપર તેની માઠી અસર નિપજવા પામે એમ જો હું કહું તો તેમાં મેં અતિશયોક્તિ કરેલી ગણાશે નહિ."

" તમારી હકીકત બે વર્ષ સુધી ગુપ્ત રાખવાનું હું વચન આપું છું." શેરલોક હોમ્સ બોલ્યો.

" હું પણ એ માટે મારૂં વચન આપું છું." મેં અનુમોદન આપ્યું.

" આ મુખવટો મેં ધારણ કર્યો છે તે માટે મને માફ કરજો." અમારા વિલક્ષણ પરોણાએ કહ્યુંઃ " જે રાજવંશી વ્યક્તિએ મને આ કાર્ય માટે યોજયો છે, તેમની ઇચ્છા એવી છે કે મારે મારા ખરા સ્વરૂપની તમને પણ માહિતી આપવી નહિ. હું કબૂલ કરૂં છું કે હમણાં જે નામ મેં તમને જણાવ્યું તે મારૂં ખરૂં નામ નથી."

"એ મારા જાણુવામાં જ હતું." શેરલોક શોમ્સ બોલ્યો.

"સંયોગો બહુ જ નાજુક પ્રકારના છે અને યુરોપના એક રાજકુટુંબની આબરૂને હાની પહોંચવાનો સંભવ છે. એમ થવા ન પામે અને એ રાજકુટુંબનું નામ બહાર આવવા ન પામે તે માટે દરેક પ્રકારની ચોકકસાઇ રાખવાની જરૂર છે તમને સ્પષ્ટ રીતે જણાવવામાં વાંધો નથી કે બોહીમીયાના ઓર્મસ્ટીઅન વંશના રાજકુટુંબની એક મુખ્ય વ્યક્તિ આ કેસમાં સંડોવાયેલી છે."

"તે પણુ મારા જાણુવામાં જ છે." હોમ્સ ખુરસીપર બેસતો અને પોતાનાં નેત્રો બંધ કરતો ધીમેથી બોલ્યો.

હોમ્સનું એ કથન શ્રવણુ કરતાં અમારો વિલક્ષણુ પરોણો આશ્ચર્યચકિત વદને અને વિસ્ફુરિત નેત્રે હોમ્સની સામે જોઈ રહ્યો. મારા મિત્રની તેણે પ્રશંસા સાંભળી હતી. તેના જેવો તર્કબાજ અને વિચારક આખા યુરોપમાં બીજો એકે નથી એમ પણુ તેના જાણુવામાં આવ્યું હતું; પરંતુ પોતાની ગુપ્ત હકીકત તે—શેરલોક હોમ્સ કેવી રીતે જાણી શકયો એ તેનાથી સમજાયું નહિ. એથી તેને આશ્ચર્ય થાય તેમાં કશી પણુ નવાઇ ન હતી.

"નામદાર! આપ નામદાર જરી પણુ સંકોચ વિના આપની હકીકત મને જણુાવો. તે સાંભળવાથી હું આપ નામદારને યોગ્ય સલાહ આપવાને શક્તિમાન્ થઈ શકીશ." હોમ્સે મીંચી દીધેલાં નેત્રો પુનઃ ખોલીને પોતાના કદાવર અસીલ તરફ વેધક દૃષ્ટિ ફેંકતાં કહ્યું.

તે માણુસ ખુરસીપરથી ઊભો થઈ ગયો—બલ્કે કૂદ્યો અને ઓરડામાં આમ તેમ ફરવા લાગ્યો. તેણે પોતાના ચ્હેરાપરથી મુખવટો ઉખાડી લઇને જમીન ઉપર ફેંકી દીધો. તે બોલ્યોઃ "તમે

મને ઓળખી ગયા છો. હું પોતે જ બોહીમીયાનો રાજા છું. મારે તે તમારાથી શા માટે છૂપાવવું જોઇએ ?"

"મહારાજ ! જ્યારે આપ આ ઓરડામાં દાખલ થયા તે જ વખતે હું આપને પિછાની ગયો હતો કે આપ એક સામાન્ય ગૃહસ્થ નહિ પરંતુ વીલ્હેમ ગોટસ્રીશ સીગીસ્મોન્ડ વોન ઓર્મસ્ટીન, કેસલ ફેલ્સ્ટીનના ગ્રાન્ડ ડયુક અને બોહીમીઆના વંશપરંપરાત્મક નૃપતિ છો." શેરલોક હોમ્સે ખુલાસો કર્યો.

અમારો વિલક્ષણ પરોણો પુનઃ ખુરસીપર બેસીને કપાળ ઉપર આવેલા વાળને કોરે કરતો બોલ્યોઃ "પરંતુ તમે સમજી શકો તેમ છે કે આવું કાર્ય મારી જાતે કરવાને હું ટેવાયેલો નથી. માત્ર આ બાબત એવી નાજુક છે કે જો હું તે કોઇ બીજા મનુષ્યને સોંપું તો તેને મારી ગુપ્ત હકીકત જણાવવી પડે અને તેને પરિણામે મારે તે માણસથી દબાયેલા રહેવું પડે. એથી આ કાર્ય માટે તમારી સલાહ લેવાને હું પ્રેગથી અહીં અપ્રકટ રીતે આવ્યો છું."

"ત્યારે હવે આપની હકીકત જણાવો." હોમ્સે પૂનઃ પોતાનાં નેત્રો બંધ કરતાં કહ્યું.

"હું તમામ વિગત તમને ટુંકામાં જ કહી દઇશ. પાંચ વર્ષ સિવાય હું લાંબો વખત સુધી વોર્સો ખાતે રોકાયો હતો. ત્યાં મેં ઇરીન એડલર નામની એક સુપ્રસિદ્ધ નટી સાથે સંબંધ બાંધ્યો હતો. હું ધારૂં છું કે એ સ્ત્રીનું નામ તમારાથી પણ અપરિચિત નહિ જ હોય."

"ડોકટર ! સુપ્રસિદ્ધ મનુષ્યોની મારી યાદીમાં જૂઓ જોઇએ." હોમ્સે મને આજ્ઞા કરી. ઘણાં વર્ષો થયાં તેણે એવો રીવાજ રાખ્યો હતો કે કોઇ પણ જાણીતું મનુષ્ય, પછી તે એક ઉમરાવ કુટુંબનું હોય કિંવા કોઇ બદમાશ હોય, તો પણ તેના સંબંધમાં વર્ત્તમાન-

પત્રોમાં કિંવા બીજી રીતે પ્રકટ થયેલી હકીકતની નોંધ તે કરી લેતો અને તેને કક્કાવારીમાં ગોઠવતો. એથી કોઈ પણ જાણીતી બાબત કે જાણીતા મનુષ્યના સંબંધમાં તે સહેલાઈથી માહિતી આપી શકતો હતો. આ સ્ત્રીના જીવનચરિત્રની પણ તેણે ટુંકામાં નોંધ કરી લીધી હતી. તેની યાદીનું પુસ્તક ખોલતાં 'હીબ્રુ રાબી' અને દરિયાની ઊંડાણમાં રહેનારાં મત્સ્યનું ચરિત્ર લખનાર એક સ્ટાફ કમાન્ડરના ચરિત્રની વચ્ચે ઈરીન એડલરના સંબંધમાં કરેલી નોંધ મારા જોવામાં આવી.

"મને જોવા દો." હોમ્સ બોલ્યો: "હં! ઈ. સ. ૧૮૫૮માં ન્યુજર્સી ખાતે તે જન્મી હતી. કોન્ટ્રાલ્ટો–હં! લાસ્કાલા–હં! વોર્સોના બાદશાહી થીએટરમાં તે નટી તરીકે કામ કરતી હતી. હા! પછી થીએટર છોડી દીધું, અને હાલમાં લંડનમાં રહે છે. બરોબર, બરોબર. હું ધારૂં છું કે આપ નામવર આ યુવતિના પાશમાં સપડાઈ ગયા હશો, તેના ઉપર પ્રેમનાં પત્રો લખ્યા હશે અને હવે તે પત્રો પાછા મેળવવાની આપ ઇચ્છા ધરાવો છો."

"તમારૂં અનુમાન સત્ય છે, પરંતુ કેવી રીતે—"

"આપે ગુપ્ત રીતે તેની સાથે લગ્ન કરેલું છે?"

"ના ના." નૃપતિએ કહ્યું.

"તેને આપે કોઇ પણ જાતનો કાયદેસર દસ્તાવેજ કરી આપ્યો છે?"

"બિલકુલ નહિ."

"ત્યારે પછી આપ નામદારને તેનો ડર રાખવાનું શું કારણ છે તે હું સમજી શકતો નથી. જો આ યુવતિ આપની પાસેથી પૈસા કઢાવવાને કિંવા બીજા કશા હેતુ માટે આપે તેનીપર લખેલા પત્રો

રજુ કરે તો પણ એ પત્રો આપના તરફથી જ લખાયેલા છે એમ તે કેવી રીતે પૂરવાર કરી શકે તેમ છે ? "

" કેમ વળી ? મારા હસ્તાક્ષર છે. "

" એમાં શું ? આપના જેવા હસ્તાક્ષર તેણે બનાવટી ઊભા કરેલા હોય એમ કહી શકાય. "

" મારા નામવાળાં નોટપેપર્ છે. "

" એ નોટપેપર ચોરેલાં છે એમ જણાવી શકાય. "

" એ નોટપેપર ઉપર મારૂં સીલ છે. "

" આપના સીલનું અનુકરણ કરવામાં આવ્યું છે એમ દર્શાવી શકાય. "

" તેની પાસે મારો ફોટોગ્રાફ છે. "

" આપનો ફોટોગ્રાફ તેણે ખરીદેલો હોવો જોઇએ એમ પણ મનાવી શકાય. "

" પણ અમે બન્નેએ એકત્ર ફોટોગ્રાફ પડાવેલો છે. "

" અરે, અરે ! એ તો બહુ જ ખરાબ ! આપ નામદારનું એ પગલું ઉતાવળીયું અને ગેરવાજબી ખરૂં. " શેરલોક હોમ્સે કહ્યું.

" હું તેની પાછળ ઘેલો બન્યો હતો—મારી બુદ્ધિ બહેર મારી ગઇ હતી. "

" તમે તેના સકંજામાં બરોબર રીતે સપડાઈ ગયા છો. "

" એ વખતે હું માત્ર યુવરાજપદ ઉપર જ હતો, હું જુવાન હતો. અત્યારે પણ મને ફક્ત ત્રીસ વર્ષ જ થયાં છે. " પોતાની યુવાવસ્થાની મદોન્મત્તા ઉપર તમામ દોષનો ટોપલો નાખતાં ગ્રાન્ડ ડયુકે જણાવ્યું.

" એ ફોટોગ્રાફ પાછો મેળવવો જ જોઇએ. "

"અમે તે માટે પ્રયત્ન કરેલો છે પરંતુ તેમાં અમને અત્યાર સુધી તો નિષ્ફળતા જ મળેલી છે."

"તેનો તેને સારો બદલો આપો તેની પાસેથી ખરીદી લ્યો."

"એ કદી પણ વેચે તેમ નથી."

"તો પછી ચોરી કરાવો."

"એ બાબતમાં પણ પાંચ વખત પ્રયત્નો કરવામાં આવ્યા હતા. બે વખત તો તેનું મકાન ફાડવામાં આવ્યું હતું. એક વખત જ્યારે તે મુસાફરી કરતી હતી ત્યારે તેનો સામાન તોડવામાં આવ્યો હતો. બે વખત તેના પોતાના શરીર ઉપર પણ તપાસ કરાવવામાં આવી હતી. પરંતુ એકે યત્નમાં અમને સફળતા મળી ન હતી."

"એ ફોટોગ્રાફનો પત્તોજ ન લાગ્યો?"

"કોઇ પણ સ્થળે નહિ. ન તો તેના મકાનમાં, નહિ તેના સામાનમાં, કે નહિ તેણે પહેરેલાં વસ્ત્રોમાં." ગ્રાન્ડ ડ્યુકે નિરાશાપૂર્વક જણાવ્યું.

હોમ્સ હસ્યો અને બોલ્યો: "આ તો એક ઘણી જ સાધારણ બાબત છે."

"પરંતુ તે મારે માટે ઘણીજ ગંભીર છે." આ બાબતને હોમ્સે સામાન્ય પ્રકારની જણાવ્યાથી ગ્રાન્ડ ડયુકને રહેજ ગુસ્સો ચડ્યો હોય તેવા ભાવપૂર્વક તેણે જણાવ્યું.

"હા, એ વાત તો ખરી. વારૂ, એ ફોટોગ્રાફનો તે કેવી રીતે ઉપયોગ કરવા માગે છે?" શેરલોક હોમ્સે પ્રશ્ન કર્યો.

"તેની મદદથી મને ખુવાર કરવાનો–મારી પ્રતિષ્ઠાને હાની પહોંચાડવાનો."

"પણ કેવી રીતે?"

" થોડા સમયમાં જ મારા લગ્ન થવાનાં છે."

" હા, એ મારા સાંભળવામાં આવ્યું છે." હોમ્સે એ બાબતની પોતાની માહિતી દર્શાવી.

" સ્કાન્ડીનેવીઆના રાજાની દ્વિતીય કુમારી કલોટીડ લોથમાન વોન સેકસેમીનીંજનની સાથે મારૂં લગ્ન થનાર છે. તેના કુટુંબને પ્રતિષ્ઠા કેટલી બધી વ્હાલી છે એ તો તમારા જાણવામાં હશે જ. હવે જો મારા ચારિત્ર્યના સંબંધમાં સ્હેજ પણ શંકા ઉપજાવનારૂં કારણ મળે તો તેની સાથેનો મારો સંબંધ એકદમ તૂટી જાય."

" વારૂ, ઇરીન એડલરનો શો ઈરાદો છે?"

" ઇરીન એડલરે મને જણાવ્યું છે કે તે એ ફોટોગ્રાફ મારા લગ્ન પહેલાં જ સ્કાન્ડીનેવીઆના રાજા ઉપર મોકલી આપશે. તમે તેને હજી પૂર્ણપણે ઓળખતા નથી. તે મક્કમ મનની છે. તેનો ચ્હેરો સૌંદર્યમાં સર્વોપરિ યુવતિને લજવે તેવા છે, જ્યારે તેના બાહ્ય સૌંદર્યની નીચે છૂપાઇ રહેલું તેનું હૃદય એક દૃઢાગ્રહી પુરુષને પણ હરીફાઈમાં પછાત પાડે તેવું છે. બીજી કોઈ પણ સ્ત્રીની સાથે મારૂં લગ્ન થતું અટકાવવાને તે શું નહિ કરે, એ કહી શકાય તેમ નથી. મારી ખાત્રી છે કે તે ગમે તેવી રીતે પણ મારા લગ્નમાં વિઘ્ન નાખ્યા સિવાય રહે તેવી નથી." ગ્રાન્ડ ડયુકે ઇરીન એડલરના સ્વભાવ તથા પ્રકૃતિનું વર્ણન કર્યું.

" હજી સુધી તેણે એ ફોટોગ્રાફ મોકલ્યો નથી એવી તમારી ખાત્રી છે?"

" હા, મારી પૂરેપૂરી ખાત્રી છે."

" એવી ખાત્રી રાખવાનું શું કારણ? કદાચ તેણે ફોટોગ્રાફ·

મોકલી આપ્યો હોય, અને એ તમારા જાણવામાં ન આવ્યું હોય." શેરલોક હોમ્સે શંકા ઉપસ્થિત કરી.

"એમ બને જ નહિ. કેમકે તેણે મને લખ્યું હતું કે જે દિવસે અમારો વિવાહ થઇ ચૂકયો છે એમ જાહેરમાં આવશે, તે જ દિવસે તે એ ફોટોગ્રાફ મોકલી આપશે. વિવાહને જાહેર કરવા માટે આવતા સોમવારનો દિવસ નક્કી કરવામાં આવ્યો છે."

"અહો ! ત્યારે તો હજી આપણને ત્રણ દિવસ છે." હોમ્સે આવેશમાં આવી જઇને કહ્યું: "એક રીતે એ ઠીક જ થયું છે. કેમકે અત્યારે એક-બે અગત્યનાં કામો મારા હાથમાં છે. તેની તરફ તાત્કાલિક ધ્યાન આપવાની જરૂર છે. હું ધારૂં છું કે આપ નામદાર હાલમાં તો લંડન ખાતે જ રોકાશો."

"બેશક, હું લેંગહામ ખાતે ઉતર્યો છું. ત્યાં પણ મેં મારૂં નામ કાઉન્ટ વોન ક્રામ આપેલું છે. એટલે કદાચ તમારે મને મળવું હોય તો ત્યાં એ નામથી મારી પૃચ્છા કરજો."

"વારૂ, ત્યારે આ કાર્યમાં અમે કેટલી પ્રગતિ કરી છે એ સંબંધમાં હું આપને પત્ર દ્વારા જણાવીશ." શેરલોક હોમ્સ બોલ્યો.

"જરૂર જણાવજો. જ્યાંસુધી આ બાબતનો નિવેડો નહિ આવે ત્યાંસુધી મારૂં મન નિશ્ચિંત બની શકશે નહિ."

"પૈસાનું શું ?"

"હું તમને મારી સહી સાથે કોરો ચેક આપું છું. તમે જેટલી રકમ યોગ્ય ધારો તેટલી તેમાં ભરી દેજો."

"આટલું બધું ?"

"અરે એ ફોટોગ્રાફ પાછો મેળવવાને ખાતર મારે મારા

રાજ્યના એક પરગણાનો ભોગ આપવો પડે તો તેમ કરવાને પણ હું તૈયાર છું."

"અને પ્રાથમિક ખર્ચને માટે?"

આન્ડ ડયુકે પોતાના ગજવામાંથી એક ચામડાનું વજનદાર પાકીટ કાઢીને ટેબલ ઉપર મૂક્યું.

"આ પાકીટમાં ત્રણસો પાઉંડના સીક્કા છે, અને સાતસો પાઉંડની નોટો છે." તે બોલ્યો.

હોમ્સે એક હજાર પાઉંડની પહોંચ એક કાગળ ઉપર લખીને આન્ડ ડયુકને આપી. "અને ઈરીન એડલરનું ઠેકાણું?" તેણે પ્રશ્ન કર્યો.

"તે સેંટ જ્હોન વૂડમાં સર્પેન્ટાઈન એવન્યુમાં બ્રાયોની લોજમાં રહે છે." આન્ડ ડયુકે જણાવું.

શેરલોક હોમ્સે તે ઠેકાણું લખી લીધું. "હવે માત્ર એક જ પ્રશ્ન. એ ફોટોગ્રાફ કેબિનેટ સાઇઝનો છે?"

"હા."

"ત્યારે સાહેબજી! પધારો, હું આશા રાખું છું કે થોડા વખતમાં જ અમે આપને સારા સમાચાર જણાવવાને શક્તિમાન થઈ શકીશું."

આન્ડ ડયુક ઉઠયો અને અમને બન્નેને 'સાહેબજી' કરીને ચાલ્યો ગયો. તેની બ્રોહામ ચાલુ થવાનો અવાજ સંભળાયો એટલે હોમ્સ મને ઉદ્દેશીને બોલ્યો: "વોટસન! મેં તમને ઘણો વખત રોક્યા. તમે પણ હવે ઉઠો. પણ આવતી કાલે બપોરના ત્રણ વાગે તમે જરૂર આવજો. તે વખતે આપણે આ કેસના સંબંધમાં વિશેષ વાતચીત કરીશું.

( ૩ )

## હોમ્સનો અનુભવ.

હું શેરલોક હોમ્સની સૂચના મુજબ બીજે દિવસે બપોરે બરોબર ત્રણ વાગે બેકર સ્ટ્રીટમાં જઈ પહોંચ્યો. તે હજીસુધી બહારથી ઘેર આવેલો ન હતો. પરંતુ મારે તેને મળવું જ હતું, એટલે તેને ગમે તેટલું મોડું થાય તો પણ તેની રાહ જોવાના વિચારથી હું શગડી પાસે ગોઠવાયો. તેણે હાથમાં લીધેલા આ કેસમાં મને રસ પડયો હતો. અલબત્ત આગલા બે ખૂનના કેસો કે જેના સંબંધમાં મેં પુસ્તકો લખેલ છે તેના જેવી વિચિત્ર અને ચમત્કારિક બાબતો આમાં ન હતી. તો પણ આ કેસની હકીકતથી તથા તેના રાજવંશી અસીલની સ્થિતિ મારૂં મન સ્વાભાવિક રીતે જ એની તરફ આકર્ષાયું હતું. મારા મિત્રની કોઇ પણ ગુન્હાની તપાસ કરવાની પૃથા તો પ્રશંસનીય હતી જ, પરંતુ તેનામાં વિશેષ ખૂબી એ પણ હતી કે તે ગમે તેવી સ્થિતિનો તત્કાલ પાર પામી જતો અને તેની તીવ્ર વિચારક શક્તિને લીધે ગમે તેવું ગુહ્ય રહસ્ય પણ તેની દૃષ્ટિએ ખૂલ્લું થઇ જતું. એથી તેની કાર્યપદ્ધતિનું તથા ગમે તેવા ગુંચવણી ભરેલા રહસ્યને પણ વગર ઢીલે અને ચોક્કસપણે ઉકેલવાની તેની શક્તિનું અવલોકન કરવામાં મને આનંદ આવતો હતો. તેને દરેક કેસમાં મળેલી ફતેહ જોવાને હું એટલો બધો ટેવાઇ ગયો હતો કે હવે કોઈ પણ કેસમાં તેને નિષ્ફળતા મળે-તેને નાસીપાસ થવું પડે, એવું તો મારા મગજમાં ઉપસ્થિત પણ થતું નહિ.

લગભગ ચાર વાગવા આવ્યા હશે તે વખતે જે ખંડમાં હું બેઠો હતો તેનું બારણું ઉઘડયું અને એક છોકરા જેવો ખાસદાર ઓરડામાં દાખલ થયો. તેની મૂછોના થોભીયા લાંબા હતા. તેનો ચ્હેરો નિસ્તેજ જેવો દેખાતો હતો અને તેણે ગંદાં વસ્ત્રો પહેર્યાં હતાં. મારા મિત્રની બહુરૂપી જેવા જુદા જુદા સ્વાંગ ધારણ કરવાની શક્તિથી હું માહિતગાર હતો. તેમ છતાં પણ આ છોકરા-ખાસદાર જેવો દેખાતો માણસ બીજો કોઈ નહિ પણ મારો મિત્ર શેરલોક હોમ્સ જ છે, એમ જાણી લેવામાં મને થોડોક સમય લાગ્યો ખરો. આવકારદર્શક મસ્તક નમાવીને તે પોતાના ઓરડામાં ચાલ્યો ગયો અને પાંચ મીનિટ પછી પોતાના મૂળ સ્વરૂપમાં બહાર આવ્યો. પોતાના હાથ ગજવામાં રાખી, પગ પહોળા કરીને તે શઘડી પાસે તાપતો ઊભો રહ્યો અને કેટલીક મીનિટ સુધી તો તે ખૂબ હસ્યો.

"અહા ! ખરેખર !" તે બોલ્યો, પરંતુ તુરત જ બોલતો અટકી ગયો અને પુનઃ હસવા લાગ્યો. તે એટલો હસ્યો–એટલો હસ્યો કે છેવટે ઊભો નહિ રહી શકવાને લીધે ખૂરસી ઉપર બેસી ગયો. હજી પણ તેનું હસવું બંધ થયું ન હતું.

"પણ આટલું બધું શું છે ?" મેં પૂછ્યું.

"અહા ! બહુ જ રમુજી, મારી ખાત્રી છે કે આજે સ્હવારનો વખત મેં કેવી રીતે પસાર કર્યો હતો તથા મારા કાર્યનું શું પરિણામ આવ્યું તેની તમને કલ્પના પણ આવી શકશે નહિ." તે બોલ્યો.

"કલ્પના કરવાનો મારો સ્વભાવ નથી, પરંતુ હું ધારૂં છું તમેકે મીસ ઇરીન એડલરની હીલચાલ ઉપર અને કદાચ તેના

મકાન ઉપર દેખરેખ રાખવામાં તમારો સમય પસાર કરેલો હોવો જોઈએ." મેં જણાવ્યું.

"એટલું તો તમે ખરૂં કહ્યું, પરંતુ તેનું પરિણામ નહિ ધારેલું આવ્યું. જો કે એમાંની કશી પણ હકીકત હું તમારાથી છૂપાવવા ઈચ્છતો નથી. સાંભળો: ઘોડાની ચાકરી કરનારો ખાસદાર નોકરીની શોધને માટે નિકળ્યો હોય એવો પોશાક અને ભાવ ધારણ કરીને હું આજે સ્હવારે આઠ વાગ્યા પછી થોડી વારે ઘેરથી નિકળ્યો. ઘોડાના ખાસદારોમાં એક બીજા પ્રત્યે અદ્દ્ભુત દિલસોજી હોય છે. કેમ જાણે તેઓ ફ્રીમેસન હોયની, એવી રીતે એક ખાસદાર બીજાને જોતાં જ ઓળખાણપિછાણ ન હોય તો પણ તેનો દોસ્ત બની જાય છે. જો મારા કથનનો તમારે પ્રત્યક્ષ અનુભવ કરવો હોય તો તમે ખાસદાર બનો, એટલે તમને તેની પ્રતીતિ થઈ જશે. હું સીધો બ્રાયોની લોજ તરફ ઉપડ્યો, એ મકાન નાજુક અને દેખાવડું છે. તેની પાછળ ન્હાનકડો બગીચો છે. પરંતુ તેનો આગલો ભાગ રાજમાર્ગની ઉપર જ આવેલો છે. તેને ફક્ત બે માળ છે. એ બંગલામાં પ્રવેશવાના દ્વારને ચબની બનાવટની કળ છે. એટલે તે બીજી સાધારણ ચાવીથી એકદમ ઉઘડી શકે તેવું નથી. બંગલામાં જમણી બાજુએ મોટું દિવાનખાનું છે. તેને અચ્છા ટેસ્ટપૂર્વક શણગારવામાં આવ્યું છે. તેની બારીઓ લાંબી છે. એ એવી છે કે ન્હાનું છોકરૂં પણ સહેલાઇથી ખોલી શકે. તેના પાછલા ભાગમાં ખાસ લક્ષ આપવા જોગ કશું નથી. માત્ર બાજુએ એક બારી પડે છે, જ્યાં ગાડીના તબેલાના છાપરાપર ચડીને પહોંચી શકાય તેમ છે. મેં એ મકાનની ચોતરફ ફરીને તેનું બારિકાઇપૂર્વક નિરીક્ષણ કરી જોયું; પરંતુ એમાં મને કશું પણ જાણવાજોગ પ્રાપ્ત થયું નહિ.

"પછી હું રસ્તાપર તપાસ કરવા લાગ્યો, તો બગીચાની એક બાજુની દિવાલની પાસે આવેલી ગલીમાં ઘોડાનો તબેલો મારા જોવામાં આવ્યો. મેં એ તબેલામાં કામ કરતા એક ગાડીવાનની મુલાકાત લીધી અને ઘોડાને ધમારવામાં તથા સાફ કરવામાં તેને મદદ કરી. એ મદદના બદલામાં મને શું મળ્યું એ તમે જાણો છો ! રોકડા બે પેન્સ, અર્ધો ગ્લાસ દારૂ, બે હોકલી ભરાય તેટલી હલકા પ્રકારની તંબાકુનું ધૂમ્રપાન, અને તે ઉપરાંત મીસ એડલર તથા આસપાસ રહેતા બીજા નહિ નહિ તોયે છ–સાત કુટુંબોના સંબંધમાં પુષ્કળ માહિતી, એટલાં વાનાં મળ્યાં. એ બીજાં કુટુંબોને હું ઓળખતો પણ ન હતો તેમ જ તેમની માહિતીની મને જરૂર પણ ન હતી; તેમ છતાં તેમનાં ચરિત્રો પણ મારે ન છૂટકે સાંભળવા પડયાં!"

"પણ ઈરીન એડલરના સંબંધમાં શું જાણવામાં આવ્યું ?" મેં પ્રશ્ન કર્યો.

"અરે ! એણે તો એ ભાગના તમામ પુરુષોને ચકમ બનાવી દીધા છે. એ ખાસદારના અભિપ્રાય મુજબ આ દુનિયામાં તેના જેવી ખુબસુરત સ્ત્રી બીજી એક પણ નથી. એનો સ્વભાવ એકાંતિક છે. તે કોન્સર્ટોમાં ગાવાનું કામ કરે છે. રોજ સ્હાંજે પાંચ વાગે બહાર જાય છે અને બરોબર સાતેક વાગે જમવાને સમયે પાછી બંગલામાં દાખલ થઇ જાય છે. જો કોઈ કોન્સર્ટમાં તેને ગાવાનું હોય તો જ બીજી વખતે બહાર જાય છે. બાકી નહિ તો દરરોજનો બહાર જવાનો સમય મેં હમણાં જણાવ્યો તે જ છે. તેની મુલાકાતે માત્ર એક જ પુરુષ આવે છે. પરંતુ તે બહુ જ લાગ્યો રહે છે. એ પુરુષ દેખાવડો, રંગે સ્હેજ કાળાશ ઉપર અને જરીક

દમામદાર પણ છે. રોજ એક વખત તો તેની હાજરી ખરી જ. પરંતુ ઘણી વાર બે ત્રણ વખત પણ આવે છે. તે ઇનરટેમ્પલવાળા મી. ગોડફ્રે નોર્ટન વકીલ સાહેબ છે. એ માણુસનું નામ, તેનું ઠેકાણું અને ધંધો વગેરે તે કેવી રીતે જાણી શકયો, એ પ્રશ્ન મેં તેને કર્યો. એટલે તેણે જણાવ્યું કે ' હું અહીંથી ઘણીયે વખત તેને મકાને પહોંચાડી આવ્યો છું. તેથી હું તેના સંબંધમાં જાણી શકયો છું. ' ગાડીવાન સાથે દોસ્તી બાંધવાથી કેટલો લાભ થાય છે તે જોયું ? તેની પાસેથી વિશેષ કશું પણ જાણુવાનું મળે તેમ નથી એમ મને લાગ્યું એટલે હું પુનઃ બ્રાયોની લોજ પાસે આમતેમ ટહેલવા લાગ્યો અને આપણો હેતુ બર લાવવાને હવે કઇ યુક્તિ કામે લગાડવી તેનો વિચાર કરવા લાગ્યો.

" ઈરીન એડલર રોજ જે પુરુષના અતિ પરિચયમાં આવતી હતી, એ ગોડફ્રે નોર્ટન તરફ સ્વાભાવિક રીતે જ મારો વિચાર ગયો. એ માણુસ વકીલ હતો. એટલે તેને માટે મારા મનમાં તર્ક ઉઠે તેમાં નવાઇ ન હતી. એ બે જણાં વચ્ચે કેવા પ્રકારનો સંબંધ હશે તથા તે માણુસ અવારનવાર ઈરીન એડલરના મકાનમાં લાગ્યો રહે છે તેનું કારણુ શું ? એ સ્ત્રી ગોડફ્રે નોર્ટનની અસીલ છે, તેની મૈત્રિણી છે કે પછી તેની પ્રિયતમા છે ? જો તેની અસીલ હોય તો ઈરીને પેલો ફોટોગ્રાફ નોર્ટનના કબજામાં સોંપેલો હોવો જોઇએ, પણુ જો તેની પ્રિયતમા હોય તો એમ બનવાનો સંભવ જ નથી; બલ્કે એ ફોટોગ્રાફ તેનાથી છૂપાવવાનો જ તે પ્રયત્ન કરે. આ પ્રશ્નનું નિરાકરણુ થવાની જરૂર હતી. કેમકે એ નિરાકરણુ થાય તો જ એ ફોટોગ્રાફને માટે મારે બ્રાયોની લોજમાં તપાસ કરવી કિંવા એ ગૃહસ્થની ઈનરટેમ્પલમાં આવેલી ઓફિસ તરફ લક્ષ આપવું તે

નક્કી કરી શકાય. આ એક નાજુક મુદ્દો હતો અને એ મુદ્દાને લીધે મારી તપાસનું ક્ષેત્ર વિશાળ બનતું હતું. મને ભય છે કે આ બધી ઝીણી ઝીણી વિગતોને લીધે તમને કદાચ કંટાળો આવશે; પરંતુ જો હું મારી મુસ્કેલીઓ તમને દર્શાવું તો જ તમને વસ્તુ-સ્થિતિનો પૂર્ણપણે ખ્યાલ આવી શકે."

"મને જરી પણ કંટાળો નથી આવતો—બલ્કે વિશેષ રસ પડે છે." મેં કહ્યું.

"હું એ બાબતના સંબંધમાં મનમાં વિચાર કર્યા કરતો હતો તે વખતે એક વિકટોરીઆ બ્રાયોની લોજ પાસે આવી અને એક ગૃહસ્થ તેમાંથી નીચે ઉતરી પડયો. એ માણસ દેખાવડો, રંગે સ્હેજ કાળો, મજબૂત બાંધાનો અને મોટી મૂછોવાળો હતો. જે માણુસના સંબંધમાં મેં સાંભળ્યું હતું તે જ એ છે એમ સમજવામાં મને વાર લાગી નહિ. તે બહુ જ ઉતાવળમાં હોય એમ લાગ્યું. તેણે ગાડીવાનને રોકવાની સૂચના કરી, અને બ્રાયોની લોજ જાણે પોતાનું જ મકાન હોય તેવી રીતે તે મકાનનું દ્વાર ઉઘાડનારી ચાકરડી પાસેથી પસાર થઇને અંદર દાખલ થઇ ગયો.

"તે અર્ધો કલાક એ મકાનમાં રોકાયો હશે. દિવાનખાનાની બારીમાંથી હું તેને જોઇ શકતો હતો. તે અંદર આમ તેમ ટહેલતો હતો. તેના ઉંચા નીચા થતા હાથ ઉપરથી તથા ચ્હેરામાં થતી વિક્રિયા ઉપરથી જાણે તે અત્યાવેશમાં આવીને વાત કરતો હોય એમ લાગતું હતું. તે ઇરીનની સાથે જ વાત કરતો હશે એવું મેં અનુમાન કર્યું. પરંતુ ઇરીનને હું જોઈ શકતો ન હતો. થોડી વારે તે પુનઃ મકાનમાંથી બહાર આવ્યો. આ વખતે તેનો ચ્હેરો અગાઉ કરતાં વિશેષ પ્રફુલ્લ જણાતો હતો. ગાડીમાં ચડી બેઠા બાદ

તેણે પોતાના ગજવામાંથી સોનાનું ઘડિયાળ કાઢીને આતુર દૃષ્ટિએ તેમાં જોયું. તે ગાડીવાનને ઉદ્દેશીને બોલ્યોઃ 'ગાડી ખૂબ ઝડપથી ચલાવજે. પ્રથમ રીજન્ટ સ્ટ્રીટમાં ગ્રોસ અને હેન્કીની દુકાને અને ત્યાંથી સીધી એજવારરોડ ઉપર આવેલા સેંટમોનિકાના દેવળ તરફ લઇ જવાની છે. જો તું વીશ મીનિટમાં ત્યાં પહોંચાડી દઇશ તો તને હું અર્ધી ગીની આપીશ.'

"ગાડી ચાલી ગઈ. એ વખતે મારા મનમાં વિચાર થયો કે મારે આ માણસની પાછળ જવું કે કેમ ? પરંતુ તે જ વેળાએ પેલી તબેલાવાળી ગલ્લીમાંથી એક ન્હાની પરંતુ ભપકાદાર લેન્ડો આવીને બ્રાયોની લોજ પાસે ઊભી રહી. તેને જોડેલા ઘોડાનો સામાન ઉતાવળમાં ચડાવેલો હોય એમ લાગતું હતું. ગાડીવાને પણ પોતાના કોટનાં અર્ધાં બટન ભીડેલાં અને અર્ધાં ખુલ્લાં રાખેલાં હતાં. ગળાનો નેકટાઈ પણ ઉતાવળમાં બાંધેલો જણાતો હતો. તે ગાડી બ્રાયોની લોજના દ્વાર પાસે આવીને ઊભી નહિ રહી હોય એટલામાં તો ઇરીન—હા ઇરીન જ મકાનમાંથી બહાર આવી. અલબત્ત એ વખતે માત્ર એક જ સેકન્ડ તેના ચ્હેરાનું નિરીક્ષણ કરવાને મને મળી હતી. પરંતુ એટલામાં પણ હું જોઇ શકયો કે તે ખૂબસુરતીના ભંડારરૂપ હતી અને તેની પાછળ માણસો મરી ફીટે એમાં નવાઇ જેવું કશું પણ ન હતું.

"'જહોન ! સેંટમોનિકાના દેવળ તરફ જવું છે.' તેણે ગાડીવાનને કહ્યુંઃ 'જો તું ત્યાં મને વીશ મીનિટમાં પહોંચાડી દઇશ તો તને અર્ધો પાઉંડ બક્ષીસ આપીશ.'

"બન્ને જણાંને વીશ મીનિટની અંદર જ દેવળમાં પહોંચવું હતું ! આ લાગ જતો કરાય તેમ ન હતો. મને વિચાર થયો કે

હું દોડતો દેવળ તરફ જઉં કિંવા ઇરીનની લેન્ડોની પાછળ ભરાઇ બેસું ? પરંતુ તે જ પળે રસ્તાપર સામી બાજુએથી એક ખાલી ગાડી આવતી જોવામાં આવી. મેં તેને ઇશારત કરી. મારા જેવા ભામટા દેખાવના માણસને પોતાની ગાડી ભાડે કરવાને તત્પર થયેલો જોઇ ને ગાડીવાન મારી સામેનો સામે તાકી રહ્યો. કદાચ હું કોઇ બદમાશ કે ચોર તો નહિ હોઉં એવી પણ તેને શંકા ગઇ હોય એ બનવાજોગ છે. પરંતુ તે મને ગાડીમાં ચડતો અટકાવે તે પહેલાં તો હું અંદર ચડી બેઠો અને બોલ્યોઃ 'સેંટમોનિકાના દેવળ તરફ. જો વીશ મીનિટમાં પહોંચાડીશ તો અર્ધો પાઉંડ બક્ષિસ મળશે.' મેં મારી ઘડિયાળમાં જોયું તો એ વખતે બારમાં પચીશ મીનિટ બાકી હતી. એટલે પેલા બે જણાંનો વીશ મીનિ-ટની અંદર જ દેવળમાં પહોંચવાનો ઇરાદો હું કળી ગયો.

"ગાડીવાને ખૂબ ઝડપથી ગાડી ચલાવી. હું નથી ધારતો કે અગાઉ કદી પણ ગાડીના એટલા તીવ્ર વેગનો અનુભવ મને મળ્યો હોય. પરંતુ પેલાં બે જણાં મારી પહેલાં ત્યાં પહોંચી ગયાં હતાં હું જ્યારે જઈ પહોંચ્યો ત્યારે દેવળના બારણા પાસે વિકટોરીયા અને લેન્ડો ઊભી હતી અને તેમના ઘોડાનાં મ્હોંમાંથી ફીણના ગોટે ગોટા નીકળ્યા હતા. મેં ગાડીવાનને અર્ધો પાઉંડ આપ્યો. પછી હું દેવળની અંદર દાખલ થયો, એ દેવળમાં બે જણાં તથા એક પાદરી સિવાય બીજું કોઇ પણ માણસ ન હતું. પાદરી તેમની સાથે કશી બાબતના સંબંધમાં વિવાદ કરતો હોય એમ લાગતું હતું. એ લોકો વેદીની સામે કુંડાળું વળીને ઊભાં હતાં. એકાદો આળસુ માણસ દેવળમાં વખત ગાળવાને દાખલ થયો હોય તેવા ભાવપૂર્વક હું એક બાજુએ આમતેમ આંટા મારવા લાગ્યો. પરંતુ મારી

અજાયબી વચ્ચે વેદી સામે ઉભેલાં એ ત્રણે જણાંની દૃષ્ટિ મારા ઉપર પડી અને ગોડફ્રે નોર્ટન ત્યાંથી દોડતો મારી પાસે આવ્યો.

"'ઇશ્વરનો કેટલો બધો આભાર!' તે બોલ્યો: "તમારાથી પણ ચાલશે. આવો, મારી સાથે આવો!"

"'પણ છે શું?' મેં પ્રશ્ન કર્યો.

"'ચાલો, બાપુ! ચાલો, માત્ર ત્રણ જ મનિટ પસાર થઇ જશે તો કાયદા પુરઃસરનાં નહિ ગણાય!' નોર્ટન અસ્પષ્ટ રીતે બોલ્યો.

"એમ કહું તો ચાલે કે તે મારો હાથ પકડી મને ખેંચીને વેદી પાસે લઇ ગયો. હું ત્યાં જઇને ઊભો રહ્યો કે પાદરીએ પોતે જે કહે તે પ્રમાણે શબ્દોચ્ચાર કરવાનું મને કહ્યું. મારે આ બે જણાંને લગ્નગ્રંથીથી જોડાતાં જોનાર સાક્ષી તરીકેનું કાર્ય બજાવવાનું હતું. એ કાર્ય મારે બજાવવું કે કેમ તેનો વિચાર કરવાનો પણ સમય ન હતો. હું આબાદ ફસાઈ ગયો અને પાદરી સાહેબના બોલવા મુજબ મેં શબ્દોચ્ચાર કર્યો. આ બધું એકાદ મીનિટમાં ખલાસ થઈ ગયું હશે. પછી એક બાજુથી પેલા ગૃહસ્થ અને બીજી બાજુથી નવવધુ મીસીસ ઇરીન નોર્ટન મારા ઉપર ઉપકારનો વર્ષાદ વરસાવવા લાગ્યાં. પાદરી સાહેબે પણ મને આશીર્વચનોથી ન્હવરાવી નાખ્યો. હું તે વખતે અતિ વિચિત્ર અને હાસ્યજનક સંયોગમાં મૂકાઇ ગયો હતો. એવો પ્રસંગ મને મારા જીવનમાં કદી પણ મળ્યો ન હતો. એના વિચાર આવવાને લીધે જ હમણાં હું અત્યંત હસી પડયો હતો. મને લાગ્યું કે એ લોકોએ લગ્નને માટે જે લાયસન્સ મેળવેલું તેમાં કાંઇ ખામી રહી ગયેલી હોવી જોઇએ, તેથી પાદરીએ એકાદા સાક્ષીની હાજરી સિવાય

તેમનાં લગ્ન કરી આપવાની ના પાડેલી હોવી જોઇએ. મી. નોર્ટનના સદ્‌ભાગ્યે હું ત્યાં હાજર જ હતો. નહિ તો તેને બાપડાને કોઇ સાક્ષીની શોધમાં દેવળની બાહાર રસ્તાપર જવું પડત. નવવધુએ મને એક પાઉંડ બક્ષિસ તરીકે આપ્યો, જૂઓ આ રહ્યો. એ પ્રસંગની યાદગીરી રાખવાને આ પાઉંડને ઘડિયાળના અછોડામાં પરોવી રાખવાનો મારો વિચાર છે. "

" આ તો નહિ ધારેલો પ્રસંગ ઉપસ્થિત થયો !" હું બોલ્યો: " વારૂ, પછી શું થયું ? "

" ફોટોગ્રાફની પ્રાપ્તિને માટે જે જે કલ્પનાઓ અને યોજનાઓ અત્યારસુધી મેં કરી રાખી હતી, તે તમામ કલ્પનાઓ અને યોજનાઓ આ બનાવથી ભાંગીને ભૂકો થઈ ગઈ. એ લોકોએ દર્શાવેલી ત્વરા ઉપરથી એમ જણાય છે કે એ નવદંપતી જલ્દીથી અહીંથી બહારગામ ખાતે ઉપડી જવાં જોઇએ. એટલે હવે જો ફોટોગ્રાફ મેળવવો હોય તો મારે ચાલાકીથી અને ત્વરાથી કામ લેવું જોઇએ. પરંતુ એ બન્ને દેવળના બારણા પાસેથીજ છૂટાં પડ્યાં. નોર્ટન પોતાની વિક્ટોરીઆમાં બેસીને ઈનરટેમ્પલ તરફ ગયો અને ઇરીનની લેન્ડો બ્રાયોની લોજ તરફ ઉપડી ગઈ. છૂટાં પડતાં પહેલાં ઇરીને તેના પતિને કહ્યું કે ' હું હમેશાની માફક આજે પણ પાંચ વાગે પાર્કમાં ફરવાને આવીશ. ' એથી વિશેષ હું કશું પણ સાંભળી શકયો નહિ. તે જુદી જુદી દિશાએ ચાલ્યાં ગયાં અને હું મારી ગોઠવણ કરવાને ઉપડયો. "

" શી ગોઠવણ ? "

" પહેલાં પેટની પૂજા, પછી બીજી વાત. " તે ઘંટડી વગા॰

ડતો બોલ્યો. ઘંટડીનો અવાજ સાંભળીને અમારી ગૃહરક્ષિકા અંદર આવી. હોમ્સે કહ્યું: "મારે માટે ખાવાનું અને ખીરનો એક ગ્લાસ લાવો." ગૃહરક્ષિકાના જવા બાદ તે બોલ્યો: "અત્યારસુધી હું કામમાં એટલો બધો ગંથાઇ ગયો હતો કે મને ખાવાનું પણ ભાન રહ્યું ન હતું. વળી આજે સ્હાંજે પણ કામમાં રોકાઇ રહેવું પડશે, એટલે અત્યારે પેટ ભરી લીધું હોય તો પછી રાત્રે મોડું થાય તોયે વાંધા જેવું નહિ. પણ ડૉકટર! તમારે મને મારા કામમાં સહાય કરવી પડશે."

"ઘણી જ ખુશીથી."

"કદાચ કાયદાનો ભંગ કરવો પડે તો તો તમને ભય નથીને?"

"જરી પણ નહિ."

"કદાચ ગીરફતાર થવું પડે તો?"

"જો કોઇના ભલાને માટે ગીરફતાર થવું પડતું હોય અને નૈતિક દષ્ટિએ ગુન્હો ન હોય તો મને તેની દરકાર નથી."

"તમારે જે કામ કરવાનું છે તેમાં નૈતિક દષ્ટિએ કશો પણ દોષ નથી."

"ત્યારે તમે કહો તેમ કરવાને હું તૈયાર છું." મેં કહ્યું.

"પણ પાછળથી તમારો વિચાર ફરી તો નહિ જાયને?" તેણે પ્રશ્ન કર્યો.

"પરંતુ મારે શું કરવાનું છે તે મને પહેલાં જણાવો." હું બોલ્યો.

"મીસીસ ટર્નર ખાવાનું મૂકીને જશે તે પછી હું તમને બધી વિગત જણાવીશ," તે બોલ્યો. મીસીસ ટર્નર ખાણું લાવી

પહોંચી. તે એક રકાબીમાં ખાવાનું તથા ગ્લાસમાં ખીર લાવી હતી. તે ગયા બાદ શેરલોક હોમ્સ પોતાની સામે પડેલી રકાબીને ઇન્સાફ આપતો કહેવા લાગ્યો: " આપણને વખત બહુ થોડો છે. માટે ખાતાંખાતાં જ એ વાત આપણે ચર્ચીશું. જૂઓ પાંચ તો થવા આવ્યા. એ કલાકમાં તો આપણે જે સ્થળે કાર્ય કરવાનું છે ત્યાં પહોંચી જવું જોઇએ. મીસ ઇરીન–અથવા હવે તો મીસીસ નોર્ટન બહાર ફરીને સાંજના બરોબર સાત વાગે પાછી પોતાના મકાને આવે છે. આપણે તે વખતે બ્રાયોની લોજ પાસે હાજર રહેવાનું છે."

" ત્યાં જઇને શું કરવાનું છે ? "

" બીજાું બધું તો હું કરી લઇશ. મેં ત્યાં જે બનાવ બનવાનો છે તે માટે બધો બંદોબસ્ત કરી રાખ્યો છે. ત્યાં ગમે તેવો પ્રકાર બને તો પણ તમારે વચ્ચે પડવું નહિ. સમજ્યા છો ને ? "

" મારે તટસ્થ રહીને જોયા કરવું ? "

" હા, લગભગ તેમજ. ત્યાં ઘણું કરીને સાધારણ ઝપાઝપી જેવો બનાવ બનશે. પરંતુ તેમાં તમારે કોઇ પણ જાતનો ભાગ લેવો નહિ. એ ઝપાઝપીને પરિણામે ઇરીન પોતે જ મને પોતાના મકાનમાં દાખલ કરશે. ત્યારપછી ચાર કે પાંચ મીનિટે દિવાનખાનાની બારી ખૂલ્લી થશે. તમારે તે ઉઘાડી બારીની નજીકમાં ઊભા રહેવું."

" વારૂ, પછી ? "

" એ બારીમાંથી તમે મને જોઇ શકશો. એટલે તમારે મારી હીલચાલ ઉપર નજર રાખવી, "

" હં, પછી ? "

" હું તમને એક વસ્તુ અગાઉથી જ આપી રાખીશ. જ્યારે

હું મારો હાથ ઉંચો કરીને હલાવું તે વખતે એ વસ્તુ તમારે બારીમાંથી દિવાનખાનમાં નાખવી; અને તે જ વખતે એક ક્ષણ પણ ગૂમાવ્યા સિવાય ' આગ લાગી—આગ લાગી ' એમ બૂમ પાડવી. કેમ, સમજાય છે ને ?"

"બરોબર સમજાય છે."

"જૂઓ આ વસ્તુ તમારે અંદર ફેંકવાની છે." તેણે પોતાના ગજવામાંથી એક લાંબી સીગારના આકારની વસ્તુ મને આપતાં કહ્યું: "આ વસ્તુ કાંઇ નુકસાનકારક નથી. માત્ર તમે તેને ફેંકશો એટલે જમીન સાથે અફળાવાને લીધે તે સળગી ઉઠશે અને તેમાંથી ધૂમાડાના ગોટેગોટા નિકળશે. તમારે માત્ર હમણાં મેં કહ્યું તેટલું જ કરવાનું છે. તમે ' આગ લાગી ' ની બૂમ પાડશો એટલે બીજા ત્યાં ઊભેલા માણસો તમારી બૂમને ઉપાડી લેશે અને તેઓ પણ બૂમો પાડવા મંડી જશે. બસ, તે જ વખતે તમે રસ્તાના નાકા તરફ ચાલ્યા જજો અને ત્યાં ઊભા રહેજો. હું દશેક મીનિટમાં તમારી પાસે આવી પહોંચીશ. હું ધારૂં છું કે હવે મારે કશો પણ વિશેષ ખુલાસો કરવાનો રહેતો નથી."

"વારૂ, મારે પહેલાં તટસ્થ ઊભા રહીને જોયા કરવું, પછી દિવાનખાનાની ઉઘાડી બારીની નજીકમાં આવીને તમારી હીલચાલ ઉપર ધ્યાન રાખવું, તમે ઇશારત કરો તે વખતે આ વસ્તુ દિવાનખાનામાં ફેંકવી અને તે જ વખતે ' આગ લાગી—આગ લાગી ' એમ બૂમ પાડવી. ત્યારપછી રસ્તાના નાકાપર તમારી રાહ જોઇને ઊભા રહેવું."

"બરોબર—બરોબર, એમ જ."

"એટલું કરવામાં મને કશો પણ વાંધો નથી. હું તમારી સૂચ-

નાને અક્ષરશઃ અમલમાં મેલીશ." મેં ખાત્રી આપી.

"શાહબાસ ! વાહ, પણ હવે જે ભાગ મારે ભજવવાનો છે તેને છાજતો પોષાક ધારણ કરવાનો સમય થઇ ગયો છે. તમે અહીં બેસો, હું પોષાક ધારણ કરીને આવું છું."

એમ કહીને શેરલોક હોમ્સ તેના શયનગૃહમાં ચાલ્યો ગયો. થોડીક મીનિટોમાં તે પાછો બહાર આવ્યો. આ વખતે તેણે એક સાદા દેખાવાના જેવો પોષાક ધારણ કર્યો હતો. પહોળી કાળી ટોપી, પહોળું પાટલુન, ધોળો નેકટાઇ, દિલસોજીપૂર્વકનું સ્મિત, આદિથી બનેલું તે ખરેખરો પાદરી જ હોય એવો લાગતો હતો. માત્ર તેણે પોષાકમાં જ ફેરફાર કર્યો હતો એમ ન હતું. પરંતુ પોષાકની સાથે તેનો ચહેરોમ્હોરો અને અંગવિક્ષેપ તમામમાં તદ્દન ફેરફાર થઇ ગયો હતો. તેની હાલચાલ, તેની રીતભાત, તેની વાણી, એ તમામ એક પાદરીને શોભે તેવી હતી. ખરેખર જો તે આ ધંધામાં નહિ પડતાં કોઇ નાટક કંપનીમાં એક્ટર તરીકે જોડાયો હોત તો તે એ લાઇનમાં સારી નામના મેળવી શક્યો હોત. તેને જોઇને હું બોલ્યોઃ "હોમ્સ ! તમે ડિટેકિટવ થવાથી વિજ્ઞાનશાસ્ત્રને એક ઉત્તમ વિચારકની અને નાટક કંપનીઓને એક કુશળ એક્ટરની ખામી પડી છે."

તે હસ્યો. પરંતુ મારા કથનનો કશો પણ જવાબ નહિ આપતાં તેણે મને ઇશારત કરી, એટલે હું પણ ઉઠયો અને અમે બન્ને બહાર નિકળ્યા.

૪

## સફળ યુક્તિ.

અમે બેકર સ્ટ્રીટમાંથી નિકળ્યા ત્યારે સવા છ વાગ્યા હતા, અને જ્યારે બ્રાયોની લોજ પાસે જઇ પહોંચ્યા તે વખતે સાતમાં દશ મીનિટ બાકી હતી. અંધારૂં થઇ ગયું હતું અને ઇરીનના આગમનના રાહ જોતા અમે બ્રાયોની લોજ પાસે આમ તેમ ફરતા હતા. તે વખતે રસ્તાપરના દીવા પ્રકટાવવામાં આવતા હતા. શેરલોક હોમ્સે આ મકાનનું જે વર્ણન કર્યું હતું તે અક્ષરશઃ બરોબર હતું, પરંતુ આસપાસનો લત્તો મેં કલ્પના કરી હતી તેટલો એકાંતિક કે શાંત ન હતો. એ રસ્તો બહુ મોટો ન હતો અને ત્યાં છૂટા છવાયા બંગલા આવેલા હતા; પરંતુ રસ્તાપર ઘણા માણસો આમ તેમ આંટા મારતા મારા જોવામાં આવ્યા. એક નાકે મેલાં કપડાંવાળા માણસો ટોળું વળીને ઊભા હતા. તેઓ ધૂમ્રપાન કરતા અને હસતા જણાતા હતા. એક છરીચપ્પુને ધાર કાઢનારો પોતાના યંત્ર પાસે ઊભો ઊભો પોતાના કામમાં મશગુલ બની ગયેલો હતો. બે પોલિસના સિપાઇ જેવા લાગતા માણસો એક જુવાન સ્ત્રીની સાથે ખુશ ગુફતેગોમાં ગીરફતાર બનેલા દૃષ્ટિએ પડતા હતા. કેટલાક સારાં કપડાંવાળા માણસો મ્હોંમાં સીગાર રાખીને રસ્તાપર ટહેલતા હતા.

અમે બ્રાયોની લોજની સામે આમતેમ ભ્રમણ કરતા હતા તે વખતે હોમ્સ બોલ્યો:

"વોટસન ! આ બે જણાંના આજે લગ્ન થવાથી આપણો કેસ વિશેષ સરલ બની ગયો છે. હવે જે ફોટોગ્રાફ પાછો મેળવવાને આપણે તત્પર છીએ તે ફોટોગ્રાફ બે ધારા હથિયાર જેવો

બન્યો છે. જેમ આપણો અસીલ ઇચ્છે છે કે એ ફોટોગ્રાફ પોતાની ભાવી પત્ની કે તેનાં માતાપિતાની નજરે ન પડે, તે જ પ્રમાણે ઈરીન પણ પોતાના પતિ ગોડફ્રે નોર્ટનની દૃષ્ટિથી એ ફોટોગ્રાફ છૂપાવવાને અત્યંત આતુર હોવી જોઇએ. હવે માત્ર એક જ સવાલ રહે છે કે એ ફોટોગ્રાફ તેણે કયે સ્થળે છૂપાવ્યો હશે ?"

"હા, તેણે કયે સ્થળે છૂપાવ્યો હશે ?"

"એ ફોટોગ્રાફ તે પોતાની સાથે પોતાના અંગવસ્ત્રમાં છૂપાવીને ફરતી હોય એમ તો માની શકાય તેમ નથી જ. કેમકે કેબિનેટ સાઇઝનો ફોટોગ્રાફ છે, એટલે એક સ્ત્રીના વસ્ત્રમાં એટલા મોટા ફોટોગ્રાફને છૂપાવી શકાય નહિ. વળી તે જાણે છે કે ગ્રાન્ડ ડ્યુક તેના ઉપર હુમલો કરાવીને તેના શરીરની તપાસ કરાવી શકે તેમ છે. એવા પ્રકારનો બે વાર યત્ન પણ થયો છે. એટલે આપણે એમ માની લઇશું કે તે પોતાની સાથે એ ફોટોગ્રાફ રાખતી નથી."

"ત્યારે ક્યાં રાખતી હશે ?"

"કાં તો જેને ત્યાં તે પોતાનાં કીમતી દાગીના અને રોકડ રાખતી હોય તે શરાફની તીજોરીમાં કિંવા તેના વકીલને ત્યાં રાખવાનો સંભવ ખરો. પરંતુ મારૂં અનુમાન એવું છે કે ત્યાં પણ તેણે ફોટોગ્રાફ રાખેલ નથી. સ્ત્રીઓનો સ્વભાવ એવો હોય છે કે તેઓ પોતાનું રહસ્ય ગુપ્ત રાખવાનું પસંદ કરે છે અને એવી ગુપ્ત બાબતોમાં બીજાને પોતાના વિશ્વાસમાં નહિ લેતાં પોતાની મેળે જ તે કાર્યને ઉકેલે છે. તે બીજા કોઇને એ ફોટોગ્રાફ શા માટે સોંપે? ઇરીન બુદ્ધિમાન્ છે. તે જાણતી હોવી જોઇએ કે પોતાની પાસે ફોટોગ્રાફ રહેશે તો એ ગૂમ થઇ જવાનો સંભવ ઓછો છે, જ્યારે પોતાના વકીલ કે શરાફની પાસે ફોટોગ્રાફ રાખ્યો હોય તો તે

લાલચાથી, ભયથી કે દબાણથી પણ કદાચ તે ફોટોગ્રાફ ગ્રાન્ડ ડયુકને આપી દે એ બનવા જોગ છે. વળી થોડા દિવસોમાં જ તેનો ઉપયોગ કરવાનો તેણે ઠરાવ કર્યો છે. એટલે એ ફોટોગ્રાફ ગમે તે સમયે વિનાવિલંબે પોતાને મળી શકે તે સ્થળે જ તેણે રાખેલો હોવો જોઇએ. એવું સ્થળ તેના પોતાના મકાન સિવાય બીજું કયું હોઈ શકે?"

"પરંતુ ગ્રાન્ડ ડયુક કહેતા હતા કે તેના મકાનમાં પણ એ વખત ખાતર પાડવામાં આવ્યું હતું."

"છટ! એ લોકોને કેવી રીતે તપાસ કરવી, એનું ભાન જ ક્યાં હતું?" શેરલોક હોમ્સ તિરસ્કારપૂર્વક બોલ્યો.

"ત્યારે તમે કેવી રીતે તપાસ ચલાવશો?" મે પૂછ્યું.

"હું તપાસ ચલાવવાનો નથી."

"ત્યારે એ ફોટોગ્રાફ કયે સ્થળે છૂપાવ્યો છે, એ તમે કેવી રીતે જાણી શકશો?"

"તેને પોતાને જ એ ગુપ્ત સ્થળ બતાવવાની હું ફરજ પાડીશ."

"પણ તે ના પડશે તો?" મેં શંકા ઉપસ્થિત કરી.

"ના પાડી શકશે જ નહિ; પણ સામેથી પૈડાનો અવાજ સંભળાય છે. હા, એ તેની જ ગાડી છે. ત્યારે હવે મેં તમને જે કહ્યું છે તે યાદ રાખજો અને મારી સૂચનાને યથાર્થપણે અમલમાં મેલજો."

હોમ્સ એ પ્રમાણે કહેતો હતો તે જ વખતે સામેથી આવતી ગાડીની બત્તીનો પ્રકાશ દેખાયો. એ હોમ્સે જણાવ્યા મુજબની ન્હાની પરંતુ સુંદર દેખાવની લેન્ડો હતી. તે બ્રાયોની લોજ પાસે આવીને ઊભી રહી ગઈ, ગાડી ઊભી રહી કે દૂર ઊભેલા લફંગા જેવા

દેખાતા માણસોમાંનો એક એકાદી પેની મેળવવાની આશાથી ગાડીનું બારણું ઉઘાડવાને દોડી આવ્યો; પરંતુ તેના જેવો જ બીજો માણસ કે જે પણ તેજ ઉદ્દેશથી ત્યાં આવી પહોંચ્યો હતો તેણે પહેલા આવનારને ધક્કો મારીને બાજુએ હડસેલ્યો. એ બે જણા વચ્ચે બોલાચાલી, ગાળાગાળી અને મારામારી થઇ. પેલા બે પોલિસના સિપાઇ જેવા લાગતા માણસો તેમની સાથેની જુવાન સ્ત્રીને પડતી મુકીને ત્યાં આવી પહોંચ્યા. તેઓ આ બે જણાને છુટા કરવાને બદલે તે બન્ને એક બદમાશનો પક્ષ લઇને ઉલટું ઉત્તેજન આપવા લાગ્યા; જ્યારે પેલો ધાર કાઢનારો માણસ પોતાના પૈડાને છોડી દઇને ત્યાં આવીને બીજાનો પક્ષદાર બન્યો. આ ઝપાઝપી ઇરીનની લેન્ડો અને આગોની લોજની વચ્ચે થતી હતી. એટલે ઇરીન તો બાપડી ગાડીમાંથી નીચે ઉતરતાં આ તોફાની ટોળાની વચ્ચે સપડાઇ ગઇ. એ લોકો એક બીજા સામે મુક્કીઓ ઉગામતા હતા અને ગાળોનો વર્ષાદ વર્ષાવતા હતા. જો તેમનામાંના એકાદાની મુક્કી ઇરીનને લાગે તો તેની બિચારીની શી દશા? તેજ પળે હોમ્સ વચ્ચે હોમાગો; પરંતુ જ્યાં તે તેની પાસે જઇ પહોંચ્યો કે એક મોટો ચિત્કાર કરી ને જમીન ઉપર પડ્યો તથા બેભાન બની ગયો. તેનો ચ્હેરો લોહીલોહી બની ગયો હતો. એ જોઇને પેલા સિપાઇઓ એક બાજુએ નાસી ગયા અને પેલા બે બદમાશો બીજી બાજુએ પલાયન કરી ગયા. ધાર કાઢનારો પણ પોતાનું યંત્ર ઉપાડીને પસાર થઇ ગયો. હવે એ લોકોને બદલે સારાં કપડાંવાળા મનુષ્યો આ તોફાનમાં બિલકુલ ભાગ લીધા સિવાય દૂર ઉભા હતા તેઓ સારવાર કરવાને આવી પહોંચ્યા. ઇરીન એડલર (ઇરીનનો શ્રમ થયેલાં હોવા છતાં પણ જો કે તેને તેના આગલા નામ-

થી જ સંબોધું તો વાંચકો મને અસભ્ય નહિ માને એવી આશા રાખું છું. ) પોતાના મકાનનાં પગ થાં ઉપર ચડી ગઈ, પરંતુ ત્યાં જઇને હોમ્સ તરફ દૃષ્ટિ કરતી ઉભી રહી.

તેણે પૂછ્યું: "આ ભલા ગૃહસ્થને બહુ ઈજા થઈ છે ?"

"અરે તે બાપડો મરણ પામ્યો છે !" કેટલાક માણસો એકી સાથે બોલી ઉઠયા.

"નાના, હજી તે જીવે છે." એક માણસ બોલ્યો: "પણ એને હોસ્પીટલમાં લઈ જશો તે પહેલાં તો એ બિચારો મરી જશે."

"કેવો બહાદૂર માણસ ?" એક સ્ત્રી મૃદુ અવાજે બોલી: "જો એ આવી પહોંચ્યો ન હોત તો પેલા બદમાશો આ બાનુનું સોનાનું ઘડિયાળ અને પાકીટ ઉડાવી જાત. એ બદમાશોની એક ટોળી છે અને તેઓ જ્યાં ત્યાં આમ કરતા ફરે છે. હાશ હાશ ! આ ગૃહસ્થનો શ્વાસોચ્છવાસ ચાલે છે. હવે એ મરશે નહિ."

"તેને આવી રીતે રસ્તાપર પડ્યો રહેવા દેવો એ ઠીક નહિ. અમે તેને મકાનની અંદર લાવીએ, મડમ સાહેબ ?" એક માણસ ઈરીન એડલરની સામે જોઇને બોલ્યો.

"બેશક, એને મારા દિવાનખાનામાં લાવો અને ત્યાં પડેલા કોચ ઉપર સૂવાડી આ બાજુએ આવો." ઈરીને કહ્યું.

હોમ્સને ત્રણ ચાર જણાએ સાચવીને ઉપાડયો અને ધીમે ધીમે તથા પૂરતી ગંભિરાઇથી તેને દિવાનખાનામાં લઇ ગયા. હું તો મારી જગ્યાએ તટસ્થતાપૂર્વક ઊભો ઊભો જે બનતું હતું તે શાંતિથી જોયા કરતો હતો. દિવાનખાનાની અંદર બત્તી કરવામાં આવી હતી. પરંતુ બારીના પડદા પાડી નાખવામાં આવેલા નહિ હોવાથી હોમ્સને કોચ ઉપર સૂવાડ્યો તે હું જોઇ શકતો હતો. એ માટે એ પળે તેને મનમાં શરમ ઉપજી હશે કે કેમ એ હું જાણતો નથી. જે સૌંદર્ય

વતી રમણીને છેતરવાનું અમે આ બધું કારસ્થાન રચ્યું હતું તે સ્ત્રીને આ ઘાયલ થયેલા મનુષ્યની–પોતાના દુશ્મનની માયા અને લાગણીથી સુશ્રુષા કરતી જોઈને, આવી દયાળુ સ્ત્રીને છેતરવાનો પ્રયત્ન કરવાના કાર્યમાં ભાગ લેવા માટે મારા મનને અત્યંત પશ્ચાત્તાપ થયો. પરંતુ હવે મારાથી ફસકી જવાય તેમ ન હતું. મેં શેરલોક હોમ્સને વચન આપ્યું હતું. એ વચનનો હું ભંગ કરૂં તો વિશ્વાસઘાતી ઠરૂં તેમ હતું. ખરેખર એક મોટું ધર્મસંકટ મારા ઉપર આવી પડયું હતું. મેં મારા હૃદયને સખ્ત બનાવ્યું અને ગજવામાં સંતાડી રાખેલી પેલી સીગાર જેવી લાંબી વસ્તુ બહાર કાઢીને તૈયાર રાખી. મેં મારા મનમાં વિચાર કર્યો કે અમે આ સ્ત્રીને કશું પણ નુકસાન કરવા માગતા નથી. માત્ર તે બીજાને નુકશાન કરી ન શકે એટલું જ અમારે કરવાનું છે.

હોમ્સ કોચ ઉપર બેઠો થયો અને પોતે જાણે ખૂલી હવા સિવાય મુંઝાઈ જતો હોય તેવી રીતે વ્યાકુળતા દર્શાવવા લાગ્યો. એક દાસીએ બારી પાસે આવીને બારીને ખોલી નાખી. તે જ પળે હોમ્સને પોતાનો હાથ ઉંચો કરીને હલાવતો મેં જોયો. એ ઈશારતની સાથે જ પેલી વસ્તુ મેં જોરથી ઓરડામાં ફેંકી અને 'આગ લાગી–આગ લાગી' એમ બૂમ પાડવા માંડી. મારા મુખમાંથી એ શબ્દો નિકળતાંની સાથે જ આસપાસ ઊભેલા તમામ મનુષ્યો–સારાં કપડાંવાળા માણસો, ખાસદારો, લોફર જેવા દેખાતા મનુષ્યો, રસ્તા ઉપર ઊભેલી કેટલીક સ્ત્રીઓ–એ બધાં પણ એકી સામટા 'આગ લાગી–આગ લાગી' બૂમ પાડવા મંડી ગયાં. ઓરડામાંથી ધૂમાડાના ગોટેગોટા બારીમાંથી બહાર નિકળવા લાગ્યા. ઓરડાની અંદરના માણસો પણ ગભરાટમાં દોડાદોડ કરી રહ્યાં હોય એવું મારા જોવામાં આવ્યું,

અને એક-બે પળ પછી અંદરથી હોમ્સનો અવાજ સંભળાયો. તે કહેતો હતો કે 'આગ લાગી નથી. માટે ગભરાવું નહિ.' બૂમો પાડતા લોકોની વચ્ચેથી પસાર થઇને હું મને થયેલી સૂચના મૂજબ રસ્તાના નાકા તરફ ચાલ્યો ગયો. દશ મીનિટમાં હોમ્સ પણ ત્યાં આવી પહોંચ્યો અને અમે બન્ને જણ એ સ્થળે એક પળવાર પણ નહિ રોકાતાં ત્યાંથી ચાલતા થયા. થોડીક મીનિટો સુધી તો અમે ઉતાવળા ચાલ્યા. તે દરમિયાન હોમ્સે મૌન્ય જ ધારણ કર્યું હતું.

જ્યારે અમે એજવેરરોડ તરફ જતી એકાંતિક જેવી લાગતી એક ગલીમાં દાખલ થયા ત્યારે હોમ્સ બોલ્યો: "ડોકટર! તમે બહુ જ સુંદર રીતે એ કાર્ય બજાવ્યું હોં! આપણી યુક્તિ આબાદ પાર ઉતરી ગઇ. હવે કશો પણ ભય નથી."

"તમને ફોટોગ્રાફ મળ્યો?" મેં પ્રશ્ન કર્યો.

"ના, પરંતુ એ ફોટોગ્રાફ કયે સ્થળે છૂપાવેલો છે તે હું જાણી શક્યો."

"પણ એ તમે કેવી રીતે શોધી કાઢ્યું?" મેં પ્રશ્ન કર્યો.

"મેં તમને કહ્યું હતું તે પ્રમાણે તેણે જ મને એ સ્થળ બતાવ્યું."

"પણ હું હજી કશું પણ સમજી શકતો નથી." મેં કહ્યું.

"હું એ વિષયમાં તમને વધુ વખત અંધારામાં રાખવા માગતો નથી." તે બોલ્યો: "બાબત તદ્દન સાદી છે. તમે કદાચ જાણી શક્યા હશો કે એ રસ્તા ઉપર જે મનુષ્યો હતાં તે બધાં મારાં મદદગારજ હતાં. આ કામને માટે મેં તેમને પૈસા આપીને રોક્યાં હતાં."

"હા, એટલું અનુમાન તો હું કરી શક્યો હતો."

"વારૂ, હવે જ્યારે પેલા બે માણસો વચ્ચે મારામારી થઇ તે

વખતે મેં મારી પાસે છૂપાવી રાખેલો લાલ રંગથી ભીંજવેલો ન્હાનો વાદળીનો ટુકડો મારા હાથમાં રાખ્યો. હું એકદમ એ લોકો તરફ ધસ્યો, ત્યાં જઇને જમીન ઉપર પડી ગયો અને પેલા વાદળીના ટુકડાવાળો હાથ મેં મોં ઉપર ફેરવી દીધો. એથી મારો દેખાવ દયા ઉપજાવનારો થઇ પડ્યો, એ યુક્તિ કાંઇ નવીન નથી. તો પણ આ વખતે બહુ કામની અને અસરકારક થઇ પડી."

"એ પણ હું સમજી શક્યો હતો."

"મારી એવી સ્થિતિ જોઇને એ લોકો મને દિવાનખાનામાં લઇ ગયા. હું તેને મદદ કરવાને વચ્ચે પડવા જતાં જખમાયો હતો, એટલે મારી પ્રત્યે લાગણી દર્શાવ્યા સિવાય તથા મારી સુશ્રૂષા કર્યા સિવાય તેનો છૂટકો જ ન હતો. મારા મનમાં શંકા હતી કે પેલો ફોટોગ્રાફ કાં તો તેના દિવાનખાનામાં અથવા શયનગૃહમાં તેણે છૂપાવેલો હોવો જોઇએ. કયે સ્થળે સંતાડ્યો છે તે હવે મારે નક્કી કરવાનું હતું. એ લોકોએ મને કોચ ઉપર સુવાડ્યો, ખૂલી હવા સિવાય હું ગભરાતો હોઉં એવો મેં ડોળ કર્યો, તેમને બારી ઉઘાડવાની ફરજ પડી અને તમે તમારી ફરજ અદા કરી."

"પરંતુ મારા કાર્યથી ફોટોગ્રાફ છૂપાવવાનું સ્થળ જાણવામાં તમને કેવી રીતે મદદ મળી?" મેં હોમ્સને પ્રશ્ન કર્યો.

"તમે ફેંકેલી વસ્તુની આબાદ અસર થઇ હતી. પોતાના મકાનમાં આગ લાગી છે એવું એક સ્ત્રીના જાણવામાં આવતાં સ્વાભાવિક રીતે જ તેનું ધ્યાન જે ચીજને પોતે અતિ મૂલ્યવાન્ સમજતી હોય તેનું રક્ષણ કરવા તરફ જવાનું. સ્ત્રીઓના એ સ્વભાવનો મને પરિચય છે અને મેં બે ત્રણ વાર લાભ શોધેલો હોવાથી આ પ્રસંગમાં પણ મારી ધારણા પાર પડવાની મને ખાત્રી હતી.

ડાર્લિંગટનની બદનક્ષીના કેસમાં તેમ જ આર્ન્સવર્થ કેસલવાળા કેસમાં આ કળા મને બહુ જ ઉપયોગી થઈ પડી હતી. જો પરણેલી સ્ત્રી હોય તો આવા પ્રસંગે પોતાના બાળકનું રક્ષણ કરવાનો યત્ન કરે છે, જ્યારે બીજી સ્ત્રી પોતાનું ઝવેરાત આગમાં ભસ્મિભૂત થવા ન પામે તે બાબતની સાવચેતી રાખે છે. વારુ, આ કેસમાં એટલું તો હું જોઇ શકયો હતો કે જે ફોટોગ્રાફની શોધને માટે આપણો પ્રયત્ન છે, તેનું મૂલ્ય આ સ્ત્રીની દૃષ્ટિએ બીજા બધા કરતાં અધિક હોવું જોઇએ. એટલે તે એ ફોટોગ્રાફને આગમાં બળી જવા દેશે નહિ. તે સ્વાભાવિક રીતે જ જે સ્થળે ફોટોગ્રાફ છૂપાવ્યો હશે તે તરફ દોડશે. ‘ આગ લાગી ’ ની બહાર પડેલી બૂમોની બરાબર અસર થઈ. તે સાથે મકાનમાં પથરાઈ રહેલા ધુમાડાથી પણ તે ભયભીત બની જાય એમાં નવાઈ જેવું નહતું. મારી ધારણા મુજબ જ તે ફોટોગ્રાફવાળા સ્થળ તરફ ધસી. એ ફોટોગ્રાફ તેણે દિવાનખાનામાં જમણી બાજુની દિવાલમાં એક ગુપ્ત ખાનું કરાવીને તેમાં સંતાડેલો છે. એ ખાનાના દ્વારનો રંગ એવો છે કે અજાણ્યા માણુસને ત્યાં ખાનું છે એવો ભાસ થાય નહિ, પરંતુ દિવાલ જેવી દિવાલ લાગે. તે ખાનું જમણી બાજુની એક ન્હાની બટન જેવી ચાંપ દબાવવાથી ખૂલી જાય છે. તે એક પળમાં ખાના તરફ ધસી ગઈ, તેણે ખાનું ઉઘાડયું અને ફોટોગ્રાફ મારા જોવામાં આવ્યો. એ વખતે મેં બૂમ પાડી કે આગ લાગી નથી માટે ગભરાવું નહિ. એટલે તેણે પુનઃ તે ફોટોગ્રાફ ખાનામાં મૂકી દઇને તે ખાનું બંધ કરી દીધું, પેલી ધૂમાડો કાઢતી વસ્તુ તરફ નજર કરી અને દિવાનખાનામાંથી બહાર દોડી ગઈ. ત્યારપછી મેં તેને જોઈ નથી. હું ઊભો થયો અને મારે માટે એ લોકોએ લીધેલી તસ્દી માટે તેમનો આભાર માનતો મકાનમાંથી બહાર નિકળી આવ્યો. તે

ઓરડામાંથી બહાર જતી રહી તે વખતે એ ફોટોગ્રાફ ઉડાવી લેવાનું સાહસ કરવું મને યોગ્ય લાગ્યું નહિ. થોડોક સમય રાહ જોવી એ જ મને યોગ્ય લાગ્યું. કેમકે જો હું ઉતાવળ કરવા જાઉં, એ ફોટોગ્રાફ ઉડાવી લઉં અને તેમ કરતાં પકડાઇ જઉં તો ઉલટી ઉપાધિ થઈ પડે. કોર્ટમાં કદાચ મને સજા તો ન થાય, પરંતુ જે ફોટોગ્રાફની વાતને આપણે છૂપાવવા માગીએ છીએ તે ફરજીયાત જાહેર કરવી પડે.

" હવે તમારો શો વિચાર છે ? "

" આપણે ફોટોગ્રાફ કયે સ્થળે રાખેલો છે તે શોધી કાઢવામાં ફતેહમંદ થયા છીએ. આવતી કાલે જો તમે આવી શકશો તો તમે, હું અને ગ્રાન્ડડ્યુક આ સ્ત્રીની મુલાકાતે આવીશું. આપણને દિવાનખાનામાં દાખલ કરવામાં આવશે અને ત્યાં એ સ્ત્રીની રાહ જોતા બેસવાનું સૂચવવામાં આવશે પરંતુ જ્યારે તે સ્ત્રી પોતાની મુલાકતે આવનારને મળવાને માટે અંદરના ખંડમાંથી દિવાનખાનામાં આવશે ત્યારે આપણને તેમ જ પેલા ફોટોગ્રાફને દીવાનખાનામાં જોઇ શકશે નહિ. અલબત ગ્રાન્ડડ્યુકને પોતાના સ્વહસ્તે જ એ ફોટોગ્રાફ મેળવવાથી વિશેષ આનંદ થશે. "

" આવતી કાલે કેટલા વાગે ? "

" સ્હવારના આઠ વાગે. એ વખતે તે પોતાના શયનગૃહમાં જ હોવાથી આપણને આપણું કાર્ય સાધવામાં વિશેષ સરલતા થશે. વળી આવતી કાલે સ્હવારે જ મુલાકાત લેવાનું કારણ એ કે વખતે આ લગ્નને લીધે ઇરીનના જીવન અને રીતભાતમાં મોટો ફેરફાર થઈ જાય. કદાચ તે તથા તેનો પતિ બન્ને એકત્ર રહેવાનું પસંદ કરે, વખતે થોડા દિવસને માટે બહારગામ ખાતે પણ ઉપાડી જાય.

અત્યારે જ હું ગ્રાન્ડડયુકને તારથી જણાવી દઉંછું કે આવતી કાલે સ્હવારે તેઓ આપણે ત્યાં આવી પહોંચે."

અમે બેકરસ્ટ્રીટમાં જઇ પહોંચ્યા અને અમારા મકાનના દ્વાર પાસે ઊભા રહ્યા. મકાનનું દ્વાર બંધ હતું. શેરલોક હોમ્સ તે ખોલવાને પોતાના ગજવામાંથી કુંચી કાઢતો હતો, તે વખતે કોઈ અમારા મકાન પાસેથી પસાર થતું બોલ્યું: "સાહેબજી, મીસ્તર શેરલોક હોમ્સ!"

ફુટપાથ ઉપર એ વખતે ઘણા માણસો પસાર થતા હતા. પરંતુ એક યુવાન પુરુષે શેરલોક હોમ્સને 'સાહેબજી' કર્યા હોય એમ લાગ્યું. તે યુવાન ઊભો નહિ રહેતાં ત્વરાથી પસાર થઈ ગયો.

હોમ્સે ઝાંખા પ્રકાશમાં રસ્તા તરફ નજર નાખી અને તે બોલ્યો: "એ અવાજ મેં અગાઉ સાંભળ્યો છે ખરો પરંતુ એ જુવાન કોણ હશે તેની કલ્પના થઇ શકતી નથી."

"એવા તો ઘણાએ માણસો તમને ઓળખતા હશે." હું બોલ્યો અને અમે મકાનમાં દાખલ થયા.

( ૫ )

## બહાદૂર સ્ત્રી!

એ રાત્રીએ મારા મકાને નહિ જતાં હું બેકરસ્ટ્રીટમાં અમારા જૂના મકાનમાં જ સૂઇ રહ્યો. સ્હવારે હું તથા હોમ્સ ઉઠીને નાસ્તો કરતા બેઠા હતા તે વખતે બોહીમીયાનો ગ્રાન્ડડયુક ઉતાવળો ઉતાવળો અમારા ભોજનગૃહમાં દાખલ થયો.

તે શેરલોક હોમ્સનાં બન્ને ખભાં પકડીને તેની તરફ આતુર દષ્ટિએ જોતો બોલ્યો: "બસ! એક જ દિવસમાં કામ પાર પાડ્યું?

એ ફોટોગ્રાફ તમે કબજે કરી લીધો ?"

"હજી સુધી ફોટોગ્રાફ મારા કબજામાં નથી આવ્યો ?" હોમ્સે શાંતપણે જવાબ આપ્યો.

"પણ તમને આશા તો છે જ ?"

"હા, હું આશા રાખું છું કે તેને મેળવવામાં આપણને મુશ્કેલી નડશે નહિ."

"ત્યારે ચાલો. એક પળની પણ ઢીલ થાય તે મારાથી સહન થઇ શકશે નહિ." ગ્રાન્ડડયુકે કહ્યું.

"પરંતુ હું ભાડુતી ગાડી મંગાવું છું. તે આવે ત્યાં સુધી બેસો." હોમ્સે કહ્યું.

"ગાડીની જરૂર નથી. મારી બ્રાહામને મેં નીચે રોકી છે."

"એના જેવું ઉત્તમ બીજું એકે નહિ." શેરલોક હોમ્સ બોલ્યો.

અમે નીચે ઉતર્યા અને પુનઃ ગ્રાન્ડડયુકની સાથે બ્રાયોની લોજની મુલાકાત લેવાને વિદાય થયા.

"ઇરીન એડલરે લગ્ન કર્યું છે." માર્ગમાં હોમ્સે ગ્રાન્ડ-ડયુકને નવીન સમાચાર જણાવ્યા.

"લગ્ન કર્યું છે ? ક્યારે ?" આશ્ચર્યચકિત બનેલા ગ્રાન્ડડયુકે પ્રશ્ન કર્યો.

"ગઈ કાલે જ."

"પણ કોની સાથે લગ્ન કર્યું ?"

"નોર્ટન નામના એક અંગ્રેજ વકીલ સાથે."

"પરંતુ તે એને ચાહતી નહિ હોય—ચાહી શકે જ નહિ."

"હું ધારૂં છું કે ઇરીનનો નોર્ટન ઉપર સંપૂર્ણ પ્રેમ છે." શેરલોક હોમ્સે શાંતિપૂર્વક જણાવ્યું.

"એ તો આશ્ચર્યજનક !"

"અને આનંદજનક પણ ખરૂં."

"આનંદજનક શા માટે ?" ગ્રાન્ડડયુકે પ્રશ્ન કર્યો.

"આનંદજનક એટલા માટે કે એ બનાવથી આપ નામદારની ભવિષ્યની તમામ ચિંતા અને ઉપાધિ દૂર થાય છે. જો ઇરીન એ વકીલને ચાહતી હોય તો તેનો આપ નામદારના ઉપર ખરો પ્રેમ નથી એ સિદ્ધ થાય છે. હવે જો તેનો ખરો પ્રેમ આપ નામદારની ઉપર ન હોય, તો પછી આપ નામદારની યોજનાની વચ્ચે પડવાનું કે આપને હેરાન કરવાનું તેને કશું કારણ જ રહેતું નથી." શેરલોક હોમ્સે ખુલાસો કર્યો.

"એ વાત તો ખરી. અને તો પણ-વારૂ ! હું ધારૂં છું કે તે પણ મારી હેડીના જ ઉમરાવ કુટુંબની હોત તો મેં તેની સાથે જરૂર લગ્ન કર્યું હોત. અહા ! એક રાણી તરીકે તે કેવી દીપી નિકળી હોત ?' એટલું કહીને ગ્રાન્ડડયુક વિચારમાં પડી ગયો. અમે સર્પેન્ટાઇન એવન્યુમાં આવી પહોંચ્યા ત્યાં સુધી તેની એ વિચારનિદ્રાનો અમે ભંગ પણ કર્યો નહિ.

બ્રાયોની લોજનું દ્વાર ખૂલ્લું હતું અને એક વૃદ્ધા તેના ઓટલા ઉપર ઉભી હતી. અમે બ્રોહામમાંથી નીચે ઉતર્યા એટલે તે અમારી સામે બ્યારિક દૃષ્ટિથી જોઈ રહી.

"આપનું નામ મી. શેરલોક હોમ્સ તો નહિ ?" તે બોલી.

"હા, મારૂં નામ મી. હોમ્સ !" મારા મિત્રે જવાબ આપ્યો. તે પેલી વૃદ્ધા સામે પ્રશ્નાત્મક દૃષ્ટિએ જોઈ રહ્યો. એ વખતના તેના ચ્હેરાપરથી એમ લાગતું હતું કે તે પોતાનું નામ એક અજાણી

સ્ત્રીને મુખેથી સાંભળવાને લીધે તે આશ્ચર્યચકિત બની ગયો હતો અને રહેજ ડઘાઇ પણ ગયો હતો.

"ખરેખર ! મારી શેઠાણીએ મને જણાવ્યું હતું કે ઘણું કરીને અત્યારે આપ તેમની મુલાકાતે આવશો. એ તો પોતાના પતિની સાથે આજે રહવારેજ ક. ૫–૧૫ મીનિટની ટ્રેનમાં ચેરિંગક્રોસ સ્ટેશનથી યુરોપના પ્રવાસે ઉપડી ગયાં છે."

એ સાંભળીને શેરલોક હોમ્સ ઉજળો પુણી જેવો બની ગયો. આશ્ચર્ય અને ક્ષોભ બન્ને તેના ચ્હેરાપર પ્રકટી રહ્યાં. તે બોલ્યોઃ "શું ? તમારૂં એમ કહેવું છે કે તેમણે ઈંગ્લાંડ છોડી દીધું છે ?"

"હાજી, અને તે કાયમને માટે." વૃદ્ધાએ ઠંડે પેટે જવાબ આપ્યો.

"અને કાગળો ? ફોટોગ્રાફ ?" ગ્રાન્ડડયુક કર્કશ સ્વરે બોલી ઉઠયોઃ "હાય ! સર્વનાશ !"

"આપણે જોઇએ." હોમ્સે કહ્યું અને તે પેલી વૃદ્ધાની બાજુમાં થઇને અંદર પેઠો તથા દિવાનખાનામાં ગયો. હું તથા ગ્રાન્ડડયુક પણ તેની પાછળ પાછળ ગયા. દરેક સ્થળે ફરનિચર વેરણખેરણ સ્થિતિમાં પડયું હતું. કબાટ તથા ટેબલનાં ખાનાં ખૂલ્લાં હતાં. જાણે ઇરીને ન્હાસી જતાં પહેલાં ઉતાવળમાં બધું પેક કર્યું હોય એમ લાગતું હતું. જે સ્થળે ગુપ્ત ખાનું હતું તે તરફ હોમ્સ ગયો, ચાંપ દબાવીને ખાનું ઉઘાડયું અને અંદર હાથ નાખ્યો. તેમાંથી ફોટોગ્રાફ અને કાગળ બહાર કાઢયો. પરંતુ એ ફોટોગ્રાફ ઇરીન એડલરનો એકલીનો જ હતો. જે ફોટોગ્રાફને માટે અમે આવ્યા હતા તે ન હતો. પેલા કાગળ ઉપર શેરલોક હોમ્સનું નામ લખ્યું હતું અને નીચે લખ્યું હતું કે. 'તે પોતે જ આ ખાનામાંથી લઇ લેશે.' મારા મિત્રે કવર ફોડીને અંદ-

રનો નોટપેપર બહાર કાઢયો. અમે ત્રણે જણા સાથેજ તે પત્ર વાંચવા લાગ્યા. તે પત્ર ઇરીને આગલી રાત્રીએ બાર વાગે લખેલો હતો. તેમાં નીચે મુજબ લખેલું હતું:—

"મારા વ્હાલા મી. શેરલોક હોમ્સ—ખરેખર તમારા કૌશલ્યમ ખામી ન હતી. તમારી યુક્તિમાં હું આબાદ ફસી ગઈ. 'આગ લાગી—આગ લાગી' એવી બૂમ પડી અને જે ખાનામાં આ પત્ર હું મૂકનાર છું તે ખાનું મેં ઉઘાડયું ત્યાંસુધી મને કશી પણ શંકા ગઇ ન હતી. પરંતુ એ વખતે હું સાવધ થઇ ગઇ. મેં જોયું કે મારી જાતે જ એ ગુપ્ત સ્થળ મેં બતાવી દીધું છે. એથી મારા મનમાં અનેક વિચારો નિમિષ માત્રમા પસાર થઇ ગયા. કેટલાક મહિના અગાઉથી જ તમારા સંબંધમાં અને ચેતવણી આપવામાં આવી હતી. મને જણાવવામાં આવ્યું હતું કે જો ગ્રાન્ડડયુકનો એકે ઉપાય નહિ ચાલે તો છેવટે આ કાર્યને પૂર્ણ કરવાને તેઓ તમારી જ યોજના કરશે. વળી તમારૂં શરનામું પણ મને જણાવવામાં આવ્યું હતું. એમ છતાં પણ હું કેટલી બધી મૂર્ખ કે જે તમે જાણવા ઇચ્છતા હતા તે મેં મારી પોતાની મેળે જ તમને જણાવી દીધું! હું ખરૂં જ કહું છું કે મને તમારે માટે શંકા ગઇ હતી, તોપણ જે ગૃહસ્થ જેવા દેખાતા પાદરીની મેં લાગણીપૂર્વક સારવાર કરી હતી તે પાદરી કાવતરાખોર હશે એવી કલ્પના કરતાં મને શરમ ઉપજતી હતી. એટલે આ ગૃહસ્થ ખરેખર પાદરી જ છે કે પાદરીના સ્વરૂપમાં શેરલોક હોમ્સ પોતે છે, એ નક્કી કરવાનો મેં વિચાર કર્યો. હું મારા ગાડીવાનને તમારા ઉપર ધ્યાન રાખવાનું કહીને મેડા ઉપર ચાલી ગઈ. તમે જાણો છો કે હું એકટ્રેસ છું. ઘણી વાર મે સ્ટેજ ઉપર પુરુષપાત્રનું પણ કામ કરેલ છે. એટલે પુરુષનો તમામ પોપાક મારી

પાસે તૈયાર હતો. તે પોષાક મેં ધારણ કરી લીધો અને પછી હું તમારી પાછળ પાછળ આવવાને નિકળી.

"તમારૂં શરનામું તો હું જાણતી જ હતી, એટલે બેકર સ્ટ્રીટમાં તમારા મકાન પાસે તમે ઉભા રહ્યા એ જોઇને મારી ખાત્રી થઈ ગઈ કે સુપ્રસિદ્ધ ડિટેક્ટિવ શેરલોક હોમ્સ મને ફસાવી ગયા છે. પછી જો આપને યાદ રહ્યું હોય તો મેં આપને 'સાહેબજી' પણ કર્યા હતા. પરંતુ તે જ વખતે મને લાગ્યું કે કદાચ મારો સ્વર તમે ઓળખી જશો અને જો મારો ચ્હેરો જોવામાં આવશે તો મને તુરત પિછાની લેશો. એટલે ત્વરિત ગતિએ ત્યાંથી નિકળીને હું ઈનર ટેમ્પલમાં મારા પતિને મકાને ગઈ.

"તમે મારો પિછો પકડ્યો છે, એ વાત મેં મારા પતિને જણાવી. અમને બન્નેને વિચાર કરતાં એમ જણાયું કે તમારા પંજામાંથી છટકવાનો માત્ર એક જ માર્ગ છે, અને તે એ કે આ દેશનો ત્યાગ કરીને પલાયન થઈ જવું. એટલે આવતી કાલે અહીં આવશો તે વખતે પાંજરામાંથી પક્ષીને પસાર થઈ ગયેલું જોશો. હા, પેલા ફોટોગ્રાફને માટે તમારા અસીલને જણાવશો કે તેણે એ સંબંધમાં બિલકુલ નિશ્ચિંત રહેવું. તેના કરતાં વિશેષ યોગ્યતાવાળો પ્રિયતમ મને મળ્યો છે અને તે પણ મને અત્યંત પ્રેમથી ચાહે છે. ગ્રાન્ડ ડયુકે મારી સાથે જે વર્તન ચલાવ્યું છે તે હું ભૂલી શકું તેમ તો નથી જ, પરંતુ હવે હું મારૂં વેર વાળવા માગતી નથી. જેમ બને તેમ મારા હૃદયમાંથી હું તેના સ્મરણને ભૂંસી નાખવા માગું છું. માત્ર તે ભવિષ્યમાં કદાચ મને હેરાન કરવાને કશું પણ પગલું ભરે તો હું તેને તેમ કરતો અટકાવી શકું તેટલા સારૂ જ એ ફોટોગ્રાફ મેં મારી પાસે રાખ્યો છે. જો તે મને શાંતિમાં રહેવા દેશે તો હું

પણ તેની શાંતિનો ભંગ કરવાને ઈચ્છતી નથી. તેને બદલે બીજો ફોટોગ્રાફ હું મૂકતી જાઉં છું. મને આશા છે કે ગ્રાન્ડ ડ્યુક એ ફોટોગ્રાફને પોતાની પાસે સાચવી રાખવાનું પસંદ કરશે. એક વખત ફરીથી, મી. શેરલોક હોમ્સ ! તમારી ચતુરાઈની હું પ્રસંશા કર્યા સિવાય રહી શકતી નથી. પરંતુ એ બાબત મારા મનમાં કાંઈ નથી. તમે મને તમારી મૈત્રિણી જ માનજો.

"ઈરીન નોર્ટન ઉર્ફે ઈરીન એડલર."

"કેવી સ્ત્રી ! અહા કેવી ચતુર ને ચાલાક સ્ત્રી !" અમે ત્રણ જણાં પ્રસ્તુત પત્ર વાંચી રહ્યા એટલે ગ્રાન્ડ ડ્યુકના મુખમાંથી ઉપરનો ઉદ્ગાર નિકળ્યો. તેણે કહ્યું. "તે કેવી ચંચળ અને દઢ નિશ્ચયવાળી સ્ત્રી છે, એ મેં તમને પ્રથમથી જ નહોતું કહ્યું ? તે એક અસ્પર્ધનીય રાણી બની શકી ન હોત ? દિલગીરી માત્ર એટલી જ છે કે તે મારા કરતાં ઉતરતા કુળની હતી !"

"આ સ્ત્રીના સંબંધમાં હું જે કાંઈ જાણી કે જોઈ શક્યો છું, તે ઉપરથી મને લાગે છે કે તે આપની અર્ધાંગના બનવાને બિલકુલ યોગ્ય નહતી." હોમ્સે શાંતપણે કહ્યું: "મને દિલગીરી માત્ર એટલી જ થાય છે કે આપ નામદારના આ કાર્યનું છેવટ હું ફતેહમંદ રીતે લાવી શક્યો નહિ."

"અરે સાહેબ ! એ માટે દિલગીર થવાની લેશ પણ જરૂર નથી." ગ્રાન્ડડ્યુક બોલ્યો: "આટલું તમે કર્યું, તે પણ થોડું નથી. તમારે લીધે જ આ પત્ર લખવાની તેને ફરજ પડી છે; અને તેના વચન ઉપર મને પૂરતો વિશ્વાસ છે. હવે હું એમ જ માનું છું કે તે ફોટોગ્રાફ અગ્નિમાં બળીને ભસ્મિભૂત થઈ ગયો છે. કેમકે તેણે લખ્યું

છે તે પ્રમાણે એ ફોટોગ્રાફનો મારી વિરૂદ્ધમાં તે કદી પણ ઉપયોગ નહિ કરે એવી મારી ખાત્રી છે."

"એ જાણીને મને પણ એટલા પૂરતો સંતોષ થાય છે."

"ખરેખર હું તમારા મોટા આભાર નીચે દબાયેલો છું. કહો, હું તમને તમારા શ્રમનો કેવી રીતે બદલો વાળી આપું ? આ વીંટી–" તેણે પોતાની આંગળીપરથી એક સર્પના આકારની વીંટી કાઢી. તે વીંટીપરનું માણેક અતિ મૂલ્યવાન્ લાગતું હતું. એ વીંટી તે હોમ્સને આપવા લાગ્યો.

પરંતુ હોમ્સ બોલ્યોઃ "એના કરતાં પણ વિશેષ મૂલ્યવાન્ વસ્તુ આપ મને આપી શકો તેમ છે?"

"શી વસ્તુ? તમે માત્ર તેનું નામ જણાવો, અને વગર આનાકાનીએ લેશ પણ સંકોચ સિવાય તે હું તમને ઘણી ખુશીથી આપીશ."

"આ ફોટોગ્રાફ !" હોમ્સે ઈરીનના ફોટોગ્રાફ તરફ આંગળી કરતાં કહ્યું.

"ઈરીનનો ફોટોગ્રાફ !" ગ્રાન્ડડ્યુક બોલ્યોઃ "ભલે ભલે, જો તમારી ઇચ્છા હોય તો લ્યો."

"મહારાજ! હું આપનો અત્યંત આભાર માનું છું. ત્યારે હવે આ બાબતમાં મારે કાંઈ વિશેષ કરવાપણું રહેતું હોય તેમ મને લાગતું નથી. વારૂ સાહેબજી !" તેણે સલામ કરી. ગ્રાન્ડડ્યુકે તેની સાથે હસ્તધૂનન કરવાને પોતાનો હાથ લાંબો કર્યો. પરંતુ તેની ઉપેક્ષા કરીને હોમ્સ બીજી બાજુએ ફરી ગયો. અમે બન્ને બેકર સ્ટ્રીટ તરફ આવવાને નિકળ્યા.

બોહીમીયાના રાજ્યની બેઆબરૂ થતી બચી ગઇ, પરંતુ એક સ્રીની ચતુરાઇ અને ચાલાકીને લીધે શેરલોક હોમ્સ જેવા કુશળ

અને ચતુર ડિટેક્ટિવની યોજના સ્હેજમાં ઉંધી વળી ગઈ. તે પહેલાં કોઈ કોઇ વાર સ્ત્રીઓની ચાલાકી કે ચતુરાઇની મશ્કરી કરતો હતો. પરંતુ જ્યારથી આ પ્રસંગ બન્યો ત્યારથી તે ટેવ તેણે તદ્દન છોડી દીધી હતી, અને જ્યારે જ્યારે તે ઈરીન એડલરના સંબંધમાં વાત કરે છે કિંવા તેના ફોટોગ્રાફને ઉદ્દેશીને કાંઇ પણ કહે છે ત્યારે ત્યારે તેનું નામ લેવાને બદલે ‘ પેલી બહાદૂર સ્ત્રી ’ એ માનદર્શક શબ્દથી તેને સંબોધે છે.

## રાતા માથાનું મંડળ.

ગયા વર્ષની શરદ ઋતુમાં એક દિવસે હું મારા મિત્ર મી. શેરલોક હોમ્સને મળવાને માટે ગયો હતો. તે વખતે તે એક મોટી ઉમરના ગૃહસ્થની સાથે વાતચીતમાં રોકાયેલો હતો. તે ગૃહસ્થ દેખાવે કદાવર હતો. તેનો ચ્હેરો લાંબો હતો અને તેના માથાના વાળ લાલ રંગના હતા. એ બે જણાને કાંઇ અગત્યની વાતચીતમાં રોકાયેલા જોઇને, મારા દાખલ થવાથી તેમની વાતચીતમાં ખલેલ પડશે એમ મને લાગ્યું, કેમકે મને જોઇને પેલો ગૃહસ્થ બોલતો બંધ થઇ ગયો. એથી હું તેમની માફી માગીને પુનઃ ચાલ્યો જવાનું કરતો હતો, પરંતુ શેરલોક હોમ્સે મારો હાથ ઝાલીને મને રોકયો અને બેઠકનું બારણું બંધ કરી દીધું.

“ વોટસન ! તમે બરોબર અનુકુળ સમયે જ આવી પહોંચ્યા છો. માટે હવે તમારે ચાલ્યા જવાની જરૂર નથી. ” તે બોલ્યો.

“ પણ હું ધારૂં છું કે તમે અગત્યના કામમાં રોકાયેલા છો. ” મેં કહ્યું.

" હા હા, બહુ જ અગત્યનો કેસ છે."

" ત્યારે તમારી વાતચીત પૂરી થાય ત્યાંસુધી હું બીજા ખંડમાં બેસું છું."

" બીજા ખંડમાં શા માટે? અહીં જ બેસો." એમ કહીને શેરલોક હોમ્સે પેલા ગૃહસ્થને મારી ઓળખાણ કરાવતાં કહ્યું: "મી. વીલ્સન ! આ ગૃહસ્થ ડો. વોટસન એક વખત આ મકાનમાં મારી સાથે જ રહેતા હતા અને ઘણા કેસોમાં તેમની મદદને લીધે જ મને ફતેહ મળી હતી. હું ધારૂં છું કે તમારા કેસમાં પણ તે મને અત્યંત ઉપયોગી થઇ પડશે."

પેલો ગૃહસ્થ કે જેનું નામ મી. વીલ્સન હતું, તેણે ખુરસી પરથી સ્હેજ ઊભા થઇને મને નમન કર્યું. એ વખતે તે પ્રશ્નાત્મક દૃષ્ટિએ મારી સામે જોઇ રહ્યો હોય એમ મને લાગ્યું.

" પેલા કોચ ઉપર બેસો." હોમ્સે પોતાની ખુરસીપર પુનઃ બેસતાં મને કહ્યું. જ્યારે તેના મગજમાં અગત્યના વિચાર ચાલતા હોય ત્યારે તે પોતાના હાથની પાંચે આંગળીઓનાં ટેરવાં એકઠાં કરી દેતો હતો. એ પ્રમાણે કરતો તે બોલ્યોઃ " વોટસન ! રોજ બનતા સાધારણ પ્રકારના ગુન્હાઓ કરતાં ચડીયાતા પ્રકારના તથા એકદમ જેનું કારણ જણાઇ ન આવે એવા અટપટા ગુન્હાના રહસ્યને ઉકેલવાની મારી ઉત્કંઠાનો તમને અનુભવ છે. એ ઉત્કંઠામાં તમે પણ મારી સાથે ઘણીવાર ભાગ લીધો છે એટલું જ નહિ પરંતુ તમે મારાં કેટલાંક પરાક્રમોનાં રસભર્યાં વર્ણનો પ્રકટ કરીને મારી ખ્યાતિને વિસ્તારવામાં સહાય કરેલી છે."

" બેશક, તમારા કેસોમાં મને બહુ જ રસ પડે છે. મને એમાંથી કાંઇ નવું જ જાણવાનું મળે છે." મેં જણાવ્યું.

" મીસ મેરી સધરલેન્ડે જે સાદો જણાતો કેસ આપણી સન્મુખ રજુ કર્યો હતો તે કેસની તપાસ કરતાં પહેલાં મેં જે ટીકા કરી હતી એ તમને યાદ તો હશે જ. મેં એવો સિદ્ધાંત રજુ કર્યો હતો કે સત્ય જીવનની બારિક તપાસ કરતાં જે ચમત્કારપૂર્ણ અસર આપણા મન ઉપર થાય છે, તેવી અસર આપણે કલ્પનાના ઘોડા ગમે તેટલા દોડાવીએ તો પણ થઇ શકતી નથી."

" હા, એ મને બરોબર યાદ છે. કેમકે તમારો એ સિદ્ધાંત મારે ગળે ઉતરી શક્યો નહતો. તેનું કારણ દેખીતું છે. આપણે કલ્પનાના ઘોડાને તો ગમે તેટલા દૂર સુધી દોડાવી શકીએ, જ્યારે સત્ય જીવનમાં તો જે કાંઇ આપણી દૃષ્ટિએ પડે તેનો જ આપણે વિચાર કરવાનો હોય છે. એથી તમારા સિદ્ધાંતના ખરાપણા માટે એ વેળાએ મને ઉપજેલી શંકા પણ મેં નિવેદન કરી હતી."

" હા, એ હું જાણું છું, ડોક્ટર ! પરંતુ છેવટે તમારે મારા અભિપ્રાયને મળતા થવું જ જોઇશે. હું મારા સિદ્ધાંતના ટેકામાં એક પછી એક એટલી વિગતો તમારી સામે ખડી કરી શકું તેમ છે કે જે વિગતોના બોજાથી તમારી શંકા કચરાઈ જશે અને મારૂં કથન વાજબી તથા ખરૂં હતું એમ તમારે છેવટે કબૂલ કરવું જ પડશે. વારૂ, આ ગૃહસ્થ મી. જેબેઝ વિલ્સને આજે સ્હવારના પહોરમાં જ મારી મુલાકાત લેવાની મહેરબાની દર્શાવી છે. તેમણે મારી પાસે કરેલું વર્ણન એવું વિચિત્ર અને રહસ્યપૂર્ણ છે કે તેના જેવું વર્ણન આજ ઘણા દિવસ થયા મારા સાંભળવામાં આવ્યું નથી. ઘણી વખત તમે મને એવી ટીકા કરતાં સાંભળ્યો હશે કે વિચિત્ર પ્રકારના તથા અપ્રતિમ બનાવો ઘણું ખરૂં મોટા નહિ પણ ન્હાના ગુન્હાઓની સાથે જ સંકળાયેલા હોય છે. મેં જેટલું વર્ણન આ ગૃહસ્થના

મુખેથી સાંભળ્યું છે તેટલાપરથી આ કેસમાં કોઈ પણ જાતનો ગુન્હો છે એવું હું કહી શકું તેમ નથી. પરંતુ મારા જાણવામાં જે જે કેસો આવેલા છે તેના કરતાં આ કેસ ઘણો જ વિચિત્ર પ્રકારનો છે એમાં તો કશો સંશય નથી જ. મી. વીલ્સન! જો તમે જે હકીકત મને જણાવી છે તે પુનઃ પહેલેથી કહી સંભળાવો તો તમારી મહેરબાની. એથી મારા મિત્ર ડો. વોટસન શરૂઆતનો ભાગ જાણી શકે એટલું જ નહિ પરંતુ હું પણ એ હકીકત બીજી વાર સાંભળવાથી તેની બારિક વિગતોના સંબંધમાં ઊંડો વિચાર કરી શકું. આ કેસ વિચિત્ર અને અપ્રતિમ છે એમ મેં હમણાં કહ્યું તે સત્ય જ છે. સાધારણ રીતે એક કેસ મારા સાંભળવામાં આવે છે ત્યારે તેના જેવા જ બીજા કેસો મારા મગજમાં તરવરી ઉઠે છે. પરંતુ મને કબૂલ કરવાની ફરજ પડે છે કે તમારા જેવો કેસ આજસુધી કદી પણ મારા સાંભળવામાં કે જાણવામાં આવ્યો નથી."

પોતાના કેસને શેરલોક હોમ્સ જેવા એક સુપ્રસિદ્ધ અને ચતુર ડિટેક્ટિવે આપેલાં વિશેષણો સાંભળીને તેનો અસીલ સ્હેજ મગરૂરીપૂર્વક છાતી કાઢીને, તેના ઓવરકોટના અંદરના ગુંજામાંથી એક ચુંથાઈ ગયેલું અને મેલું વર્ત્તમાનપત્ર કાઢી, તેને પોતાના ખોળામાં પહોળું કરી, જાહેર ખબરોના કોલમમાં જોવા લાગ્યો. એ વખતે મેં તે મનુષ્યનું પગથી મસ્તક સુધી બારિક નિરિક્ષણ કરી જોયું; અને મારા મિત્રનું અનુકરણ કરતો હોઉં તેમ તેનાં વસ્ત્રો અને દેખાવપરથી તેની પરિસ્થિતિને જાણી લેવાનો યત્ન કરવા લાગ્યો.

તદપિ મારા નિરીક્ષણથી હું કંઈ વિશેષ જાણી શકયો નહિ. એ મનુષ્ય એક સામાન્ય પ્રકારના વ્યાપારીના જેવો લાગતો હતો. તેનો દેખાવ સ્હેજ દમામદાર અને તે શરીરે જાડો હતો. તેણે ચેકનું પાટલૂન પહેર્યું હતું, તેનો કાળો લાંબો કોટ મેલો હતો. તેના જાકીટમાં

એક વજનદાર પિતળનો અછોડો લટકતો હતો, અને તે અછોડા સાથે ધાતુનો એક ચોરસ ટુકડો શોભા માટે લટકાવ્યો હતો. તેની નજીક પડેલી ખૂરસી ઉપર તેનો મખમલના કોલરવાળો ઓવરકોટ અને ઉંચી ટોપી પડેલાં હતાં. એકંદરે માત્ર તેના માથાના વાળા તદ્દન લાલ હતા એ એક જ વિશિષ્ટ પ્રકારનું ચિહ્ન મારા જોવામાં આવ્યું. તેના મુખ ઉપર અસંતોષ અને કચવાટનું ચિહ્ન સ્પષ્ટ જ- ણાતું હતું. આ મારી તપાસનું પરિણામ.

પરંતુ શેરલોક હોમ્સનાં ચંચળ નેત્રો મારો માનસિક વિચાર જાણી ગયાં અને તે મને પ્રશ્નાત્મક દૃષ્ટિએ આ માણસનું નિરિક્ષણ કરતો જોઇને નિરાશાપૂર્વક મસ્તક ધૂણાવતો હસ્યો. તે મારી સામે જોઇને બોલ્યોઃ "આ ગૃહસ્થે પહેલાં કારીગર તરીકે કામ કરેલું હોવું જોઇએ, એમને છીકણી સુંઘવાની ટેવ છે, એ ફ્રીમેસન છે, એમણે ચીનની મુલાકાત લીધેલી છે અને હમણાં હમણાં એમણે પુષ્કળ લખવાનું કામ કરેલું છે એ સિવાય વિશેષ હું કાંઇ પણ જાણી શકું તેમ નથી."

એ વેળાએ મી. જેબેઝ વિલ્સનનું ધ્યાન વર્તમાનપત્રમાં હતું. પરંતુ મારા મિત્રનું કથન સાંભળીને તે ચમકયો અને મારા મિત્રની સામે આંખો ફાડીને જોઇ રહ્યો.

તે બોલ્યોઃ "ખુદાને ખાતર ! મી. હોમ્સ ! ખુદાને ખાતરે મને જણાવો કે એ બધું તમે કેવી રીતે જાણી શક્યા ? દાખલા તરીકે મેં પહેલાં કારીગર તરીકે કામ કરેલું છે એ કેવી રીતે જાણ્યું ? એ વાત તદ્દન ખરી છે. મેં મારા ધંધાની શરૂઆત વહાણ ઉપર મીસ્ત્રી તરીકે નોકર રહીને કરી હતી."

"તમારા હાથ ઉપરથી, મારા વ્હાલા સાહેબ ! તમારા હાથ

ઉપરથી. તમારો જમણો હાથ ડાબા હાથના કરતાં સ્હેજ વધારે લાંબો અને મજબૂત દેખાય છે. તમે એ હાથે કામ કરેલું હોવાથી એ હાથના સ્નાયુઓ વિશેષ ખીલેલા છે." હોમ્સે ખુલાસો કર્યો.

"વારૂ, મને છીકણીનું વ્યસન છે અને હું ફ્રીમેસન છું એ તમારા જાણુવામાં શી રીતે આવ્યું?"

"માફ કરજો, સાહેબ! તમારા મંડળનો સ્પષ્ટ નિયમ છે કે આ વર્તુલ અને હોકાયંત્ર દરેક જોઈ શકે એવી રીતે ખૂલ્લાં રાખવાં નહિ તેમ છતાં તમે તે આજે ઉતાવળમાં કે ભૂલથી બહાર દેખાઇ આવે તેવી રીતે રાખ્યાં છે. એ ઉપરથી તમે ફ્રીમેસન છો એમ સહેલાઈથી જાણી શકાય તેમ છે. છીકણીના વ્યસનની બાબત તો બહુ જ સહેલી છે. તમે નાકને રૂમાલ વડે સાફ કરો છો ખરા પરંતુ નાકની અંદરના ભાગમાં ચોંટી રહેલી છીકણી હું મારી આંખો વડે જોઇ શકું છું."

"ખરૂં, ખરૂં. પરંતુ મેં હમણાં હમણાં લખવાનું કામ વિશેષ કરેલું છે તેનું કેમ?"

"જો તમે તમારા ખમીસની બન્ને બાંયોના કફની સરખામણી કરી જોશો તો તમને જણાશે કે તમારા જમણા હાથનો પાંચ ઈંચનો કફ ઠેઠ સુધી એક સરખો છે, જ્યારે ડાબા હાથના કફ ઉપર મધ્યમાં સ્હેજ આંકો પડેલો છે. એનું કારણ માત્ર એટલું જ કે તમે લખતી વેળાએ ડાબો હાથ ટેબલ ઉપર રાખેલો અને જે સ્થળે આંકો પડેલો છે તે ભાગ ટેબલની કોર પાસે આવેલો. એવી રીતે ડાબો હાથ ટેબલ ઉપર રાખવાની જરૂર ત્યારે જ પડે કે જ્યારે તમે જમણા હાથે લખવાનું કામ કરતા હો. એ ઉપરથી મેં તર્ક કર્યો કે

હમણાં હમણાં તમે લખવાનું કામ કરેલું હોવું જોઇએ." શેરલોક હોમ્સે સ્પષ્ટિકરણ કર્યું.

"એ પણ ઠીક. પરંતુ મેં **ચીન**ની મુસાફરી કરી છે, એવું અનુમાન કરવાને તમને શું સાધન મળ્યું ?" વિલ્સને પ્રશ્ન કર્યો.

"તમારા જમણા હાથના કાંડાની સ્હેજ ઉપરના ભાગમાં તમે માછલાના આકારનું છુંદણું છુંદાવ્યું છે. એવું છુંદણું માત્ર **ચીન**માં જ છુંદવામાં આવે છે. મેં છુંદણાંનાં જુદા જુદા પ્રકારનાં ચિહ્નોનો ખાસ અભ્યાસ કરેલો છે અને એ વિષયમાં એક પુસ્તક પણ લખેલું છે. વળી તેની સાથે **ચીન** દેશનો સીક્કો તમારા અછોડાને લટકાવેલો જોયો એટલે મારી વિશેષ ખાત્રી થઇ."

મી. જેબેઝ વિલ્સન શેરલોક હોમ્સનો ખુલાસો સાંભળીને ખૂબ હસ્યો અને બોલ્યો: "પ્રથમ તો મેં એમ ધાર્યું હતું કે તમે કોઇ જાદુગર હશો અને તમારી જાદુઇ શક્તિના પ્રભાવથી આ બધું જાણી શક્યા હશો, પરંતુ હવે હું જોઇ શકું છું કે આ તો બહુ જ સહેલું છે અને એમાં તમને વિશેષ શ્રમ લેવાની કે મગજ વાપરવાની જરૂર નથી."

તેના આ શબ્દોથી હોમ્સ મારી સામે જોઇને બોલ્યો: "વોટ-સન ! મને વિચાર કરતાં એમ લાગે છે કે મારા નિરીક્ષણથી હું જે કાંઇ જાણી શકું છું, તેનો ખુલાસો કરવામાં મારી ભૂલ થાય છે. પેલી કહેવત છે કે 'કજ્યો કોયડો કોડીનો.' તે પ્રમાણે જો ખુલાસો કરવાની મારી ટેવને હું છોડી નહિ દઉં તો ભવિષ્યમાં કદાચ મી. વિ-લ્સનની માફક બીજાઓ પણ મારી નિરીક્ષણ અને તર્કશક્તિનો ઉંધો અર્થ કરશે અને મારી બુદ્ધિ તથા શક્તિ માટે લોકોને જે મા-

છે તેમાં એકદમ ઘટાડો થઇ જશે. વારૂ, મી. વિલ્સન જાહેરખબર જડી કે નહિ ?"

"હા, જાહેર ખબર શોધી કાઢી છે." તેણે પોતાની આંગળી કોલમની અધવચાળે મૂકીને કહ્યું: "આ રહી. મારા વર્ણનનો પ્રારંભ આ જાહેરખબરથી જ થાય છે. એ જાહેરખબરને લીધે જ અત્યારે મને અહીં આવવાની ફરજ પડી છે. સાહેબ ! આપ પોતે જ તે વાંચી જૂઓ."

એમ કહીને તેણે એ વર્ત્તમાનપત્ર મને આપ્યું. મેં જાહેર ખબર વાંચી જોઈ. તેમાં નીચે મુજબની હકીકત હતી:—

## "લાલ માથાનાં મંડળને—"

" 'યુનાઇટેડ સ્ટેટસ (અમેરિકા)'ના લેબેનોન (પેન) ના વતની ઇઝેકીઆહ હોપકીન્સના મૃત્યુથી પ્રસ્તુત મંડળના સભાસદોમાંની એક જગ્યા ખાલી પડી છે. તે મંડળના દરેક સભાસદને માત્ર નામના કામ બદલ દર અઠવાડિયે ચાર પાઉંડનો પગાર આપવામાં આવે છે. જે મનુષ્યના માથાના વાળ તદ્દન લાલ હોય, જેની માનસિક અને શારીરિક સ્થિતિ સારી હોય તથા જેની ઉમર એકવીશ વર્ષથી મોટી હોય તે જ માત્ર આ મંડળનો સભાસદ થઇ શકે છે. ઉમેદવારે આવતા સોમવારે અગીયાર વાગે ફ્લીટસ્ટ્રીટમાં પોપ્સ-કોર્ટમાં નં. ૭ વાળા રૂમમાં આવેલી આ લીગની ઓફિસમાં ડંકન રોસને રૂબરૂમાં મળવુ."

એ વિલક્ષણ જાહેરખબર મેં વાંચી; પુનઃ બીજી વાર પણ હું વાંચી ગયો. પરંતુ મને તેમાં કશી સમજણ પડી નહિ એટલે મેં

પૂછ્યું: "પરંતુ આનો અર્થ શો ?"

હોમ્સ તેની ખૂરસીમાં બેઠો બેઠો પોતાના શરીરને ડોલાવવા લાગ્યો જ્યારે તે આવેશમાં આવ્યો હોય ત્યારે એ પ્રમાણે કરવાનો તેનો સ્વભાવ છે. તે બોલ્યો: "આ જાહેર ખબરનું રહસ્ય એકદમ ઉકેલી શકાય તેમ નથી; કેમ ખરૂં કેની ?" પછી તેણે પોતાના અસીલને ઉદ્દેશીને કહ્યું: "મી. વિલસન ! હવે આ વર્ત્તમાનપત્ર બંધ કરીને તમારી હકીકત અમને વિગતવાર જણાવો. તમારા પોતાના સંબંધમાં તમારી ગૃહસ્થિતિના સંબંધમાં અને જાહેરખબરની તમારા ઉપર શી અસર થઈ તેના સંબંધમાં તમામ હકીકત જણાવજો. ડોકટર ! પહેલાં આ વર્ત્તમાનપત્રનું નામ અને તેની તારીખ, એ બે વાનાં તમે નોંધી લ્યો."

"એનું નામ 'મોર્નિંગ ક્રોનિકલ' છે. અને તે પત્રનો આ અંક બે માસ પહેલાંનો એટલે ઈ. સ. ૧૮૯૦ ના એપ્રિલ માસની ૨૭મી તારીખે પ્રકટ થયેલો છે." મેં કહ્યું.

"બહુ સારૂ, હવે મી. વિલસન ! ચલાવો."

"વારૂ, મી. શેરલોક હોમ્સ !" જેબેઝ વિલસને પોતાના કપાળ ઉપરના વાળ એક કોરે કરતાં કહ્યું: "હું તમને હમણાં જણાવી ગયો તે પ્રમાણે કોબર્ગસ્કવેરમાં મારી એક ન્હાનકડી દુકાન હતી, અને ત્યાં હું દાગીના અને બીજી ચીજો મારા કબજામાં રાખીને તેના ઉપર નાણાં ધીરવાનો ધંધો કરતો હતો. એ ધંધો કાંઈ મોટા પ્રમાણમાં ચાલતો નહતો અને છેલ્લાં કેટલાંક વર્ષોથી તો એમાંથી મને મારા ગુજરાન કરતાં વિશેષ મળતું ન હતું. પહેલાં હું મારા હાથ નીચે બે મદદનીશો રાખતો હતો, પરંતુ આવક ઘટવાથી મેં એક મદદનીશને ઓછો કરી નાખ્યો. વળી જે એક માણસને મેં રાખ્યો હતો, તે

ઉમેદવાર જેવો હતો. એટલે કામકાજનો અનુભવ મેળવવાની લાલચે તે અર્ધા પગારે મારી પાસે રહેવાને તૈયાર હોવાથી મને વિશેષ સરલતા પડે તેમ હતી."

"તમારા ખર્ચમાં આડકતરી રીતે એટલો બચાવ કરાવનાર એ જુવાનીયાનું નામ શું?" શેરલોક હોમ્સે પ્રશ્ન કર્યો.

"એનું નામ વિન્સેન્ટ સ્પોલ્ડિંગ. એ કાંઇ તદ્દન જુવાનીયો ન હતો. પરંતુ એની ઉમર કેટલી હશે તે હું ચોકસપણે કહી શકું તેમ નથી. મી. હોમ્સ! એના જેવો ચાલાક અને ચંચળ મદદગાર મને ભાગ્યે જ મળશે. હું ધારૂં છું કે બીજી જગ્યાએ તેને ઘણી ખુશીથી સારો પગાર આપવામાં આવ્યો હોત. પરંતુ જ્યારે તેને પોતાને જ હું જે આપતો તેનાથી સંતોષ હતો તો પછી મારે હાથે કરીને તેના મનમાં નવીન અભિલાષાઓ શા માટે પ્રકટાવવી?"

"અહો! અહો! મી. વિલસન! તમે ખરેખર ભાગ્યશાળી કે સામાન્ય રીતે જે પગાર આપવો પડે તેથી ઘણા ઓછા પગારે તમને મદદનીશ મળી ગયો. બાકી આજકાલ નોકર રાખનારાઓને સોંઘામાં નોકરો મળી જતા નથી. જેવી આ તમારી જાહેરખબર વિલક્ષણ છે, તેવો જ તમારો મદદનીશ પણ વિચિત્ર પ્રકારનો હોય તો તેની ના કહી શકાય નહિ."

"પરંતુ એનામાં કેટલીક ખોડો પણ હતી." મી. વિલસને કહ્યું: "એને ફોટોગ્રાફ પાડવાનો બહુ શોખ હતો. તેની પાસે એક કેમેરા હતો. જ્યારે વખત મળે કે એ કેમેરા લઇને તે ફોટોગ્રાફ પાડવાને ઉપડી જાય અને સસલું જેટલી તીવ્રતાપૂર્વક પોતાના દરમાં ઘુસી જાય છે, તેટલી ઝડપથી એ પોતાના અંધારા ઓરડામાં પેસી જઇને ફોટોગ્રાફને ધોવા મંડી પડતો. આ એનામાં એક મુખ્ય ખોડ છે,

તે સિવાય બીજી દરેક રીતે તે ભલો અને મહેનતુ માણસ છે. તેનામાં કોઈ દુર્ગુણ નથી."

"હું ધારૂં છું કે તે હજી પણ તમારે ત્યાં જ નોકર તરીકે છે ?"

"હાજી ! એક એ તથા બીજી ચૌદ વર્ષની છોકરી, એમ બે નોકરો છે. પેલી છોકરી રાંધવાનું અને મારૂં મકાન સાફસુફ રાખવાનું વગેરે પરચુરણ કામ કરે છે. બસ; તે સિવાય મારા ઘરમાં બીજું કોઇ માણસ નથી. હું વિધુર થયેલો છું અને મારે બાળ બચ્ચાં કાંઈ છે નહિ. અમે શાંત અને સાદું જીવન ગુજારીએ છીએ—અમે ત્રણે જણું. અમને ઓઢવા પાથરવામાં અને ખાવાપીવામાં તાણ પડતી નથી.

"પરંતુ આ જાહેરખબરે અમારા શાંત જીવનમાં ખળભળાટ મચાવી મૂકયો. આજથી બરોબર આઠ અઠવાડિયાં પહેલાં સ્પોલ્ડિંગ આજ વર્તમાનપત્ર પોતાના હાથમાં લઇને મારી પાસે ઓફિસમાં આવ્યો અને બોલવા લાગ્યોઃ—

" 'મી. વિલ્સન ! હું ઇચ્છું છું કે મારા માથાના વાળ લાલ હોત !'

" 'એવી ઇચ્છા શા માટે કરો છો ?' મેં પ્રશ્ન કર્યો.

" 'શામાટે ?' તે બોલ્યોઃ 'અરે જૂઓ તો ખરા. લાલ માથાના મંડળમાં સભાસદની એક બીજી જગ્યા ખાલી પડી છે. જો તેના સભાસદ થઈ શકાય તો સારી [illegible]વક પણ થાય તેમ છે; અને મારા જાણવામાં છે કે લાલ માથા[illegible]ળા માણસો કરતાં એ મંડળના સભાસદની ખાલી જગ્યાઓ વધારે [illegible]થી મંડળના વ્યવસ્થાપકો વિચારમાં પડયા છે કે આ મંડળ [illegible] મુકી છે તેનો ઉપયોગ કેવી રીતે કરવો ? અહા ! કોઇ જાદુઈ [illegible] જો મારા વાળનો રંગ લાલ થઇ જાય તો હમણાં હું આ મં[illegible] દાખલ થઇ જઉં

અને દર અઠવાડિયે ચાર પાઉંડ—ચાર પાઉંડ એટલે એંશી શીલીંગ પટકાવું.'

" ' એ તો બહુ જ સારૂં. પણ આ બધું છે શું! એ મને સમજાવો તો ખરા!' મેં તેને પુછ્યું. મી. હોમ્સ! મારો સ્વભાવ ઘરકુકડીના જેવો છે. વળી મારો ધંધો એવા પ્રકારનો છે કે તેને માટે મારે બહાર જવું પડતું નથી, પરંતુ લોકો જ મારી પાસે આવે છે. એથી એવા પણ પ્રસંગો બનેલા મને યાદ છે કે કેટલાંક અઠવાડિયાંપર્યંત મેં મારી ઓફીસના ઉમરાની બહાર પણ પગ મૂક્યો નથી. આ કારણને લીધે બહાર શું ચાલી રહ્યું છે તેની માહિતી મને ઓછી હોય અને નવીન સમાચાર જાણવા માટેની મારી જીજ્ઞાસા તીવ્ર બને એ સ્વાભાવિક છે.

" તે મારી સામે આંખો ફાડીને જોઇ રહ્યો. પછી તેણે પ્રશ્ન કર્યો : ' શું? તમે લાલ માથાવાળા મનુષ્યોના મંડળના સંબંધે કશું પણ સાંભળ્યું નથી?'

" ' કશું જ નહિ.' મેં જવાબ આપ્યો.

"તે બોલ્યો: ' એ જાણીને મને ઘણું જ આશ્ચર્ય થાય છે. સાહેબ! તમે પોતે તેના સભાસદ તરીકે ઉમેદવારી કરી શકો તેમ છો.'

" ' જો હું ઉમેદવારી કરૂં તો એથી મને ફાયદો શો?'

" ' કેમ વારૂ? હમણાં જ મેં જણાવ્યું ને કે એક અઠવાડિયે ચાર પાઉંડ મળે. એ હીસાબે એક વર્ષમાં બસો પાઉંડ જેટલી રકમની પ્રાપ્તિ થાય; પરંતુ પગારના બદલામાં જે કામ કરવાનું છે તે પણ ઘણું ઓછું અને નામનું જ છે, એક માણસ બીજો ધંધો કરતો હોય તો પણ તેની સાથે કામ કરી શકે. તેણે ખુલાસો કર્યો.

"આ ઉપરથી તમે સહેલાઇથી સમજી શકશો કે તેની એ વાતની

મારા મન ઉપર એકદમ અસર થઇ. કેટલાંક વર્ષોથી મારો ધંધો સારી રીતે ચાલતો ન હતો, એટલે જો મારી ચાલુ આવક ઉપરાંત બીજા બસો પાઉંડની વાર્ષિક આવક થતી હોય તો એ મને ઘણી ઉપયોગી થઇ પડે તેમ હતી.

"એટલે મેં તેને પ્રશ્ન કર્યો: 'પરંતુ એ મંડળને લગતી તમામ હકીકતથી પહેલાં મને વાકેફ કરો.'

"મારો પ્રશ્ન સાંભળીને મને આ જાહેરખબર બતાવતો તે બોલ્યો: 'આ જાહેરખબર ઉપરથી તમે જોઇ શકશો કે એ મંડળમાં એક જગ્યા હાલમાં જ ખાલી પડી છે. તે માટેના ઉમેદવારે જેને મળવાનું છે તેનું શરનામું પણ તેમાં આપવામાં આવ્યું છે. તેની પાસેથી તેને લગતી તમામ વિગતો તમારા જાણવામાં આવી શકશે. મારા જાણવામાં તો માત્ર એટલું જ આવ્યું છે કે અમેરિકાના ઇઝેકીઆહ હોપકિન્સ નામના એક લક્ષાધિપતિએ આ મંડળની સ્થાપના કરી છે. તે વિચિત્ર સ્વભાવનો માણસ હતો. તેના માથાના વાળ લાલ હોવાથી દરેક લાલ માથાના માણસ પ્રત્યે કુદરતી રીતે જ તેની લાગણી ખેંચાતી હતી. તે જ્યારે ગુજરી ગયો ત્યારે તે પોતાના વસીયતનામામાં લખતો ગયો હતો કે "મારી તમામ મીલકતનો વહીવટ કરવાનું કામ જેમને હું સુપ્રત કરૂં છું તેમણે 'લાલ માથાનું મંડળ' એ નામની એક સંસ્થા સ્થાપવી, અને આ રકમ વ્યાજે મૂકીને તેના વ્યાજમાંથી એ સંસ્થાના દરેક સભાસદને તેનું ગુજરાન સારી રીતે ચાલી શકે એટલી, એટલે દર અઠવાડિયે ચાર પાઉંડની રકમ આપવી: એ મંડળનો સભાસદ માત્ર જેના માથાના વાળ તદ્દન લાલ હોય તે જ થઈ શકે." મારા સાંભળવામાં આવ્યું છે તે મુજબ પગાર બહુ સારો છે, જ્યારે તેના બદલામાં

કરવાનું કામ નજીવું છે.'

"મેં શંકા ઉઠાવીઃ 'પરંતુ એવા તો લાખો લાલ માથાવાળા માણુસો હશે! એ બધાનું તેની રકમના વ્યાજમાંથી શી રીતે પુરૂં થઈ શકે?'

"'નાજી, તમે ધારો છો તેટલા ઉમેદવારી કરી શકે તેમ નથી.' તે બોલ્યોઃ 'આ જાહેરખબર માત્ર લંડનના પેપરમાં જ છપાવવામાં આવી છે, એટલે લંડનવાસી માણુસ સહુથી પહેલો ઉમેદવારી કરવાને પહોંચી શકે. બીજું એ કે એકવીસ વર્ષથી મોટી ઉમરનો માણુસ જ ઉમેદવારી કરી શકે; એટલે નાની ઉમરના લાલ માથાવાળા માણુસો કામના નહિં. એમ કહેવાય છે કે આ અમેરિકન મૂળ લંડનનો વતની હતો. એટલે પોતાના મૂળ વતનની સેવા બજાવવાની તેની ઇચ્છા છે. વળી એવું પણુ મેં સાંભળ્યું છે કે જો એક માણુસના વાળ સાધારણુ રાતા હોય, કિંવા રતાશમાં કાળાશનો અંશ હોય કે કૃત્રિમ રીતે રંગ લગાડીને વાળ રાતા કરવામાં આવ્યા હોય તો તેને ઉમેદવારીમાં સફળતા મળી શકે નહિ. જે માણુસના વાળ કુદરતી રીતે તદન લાલ હોય તે જ માત્ર આ મંડળનો સભાસદ થઇ શકે તેમ છે. મી. વિલસન! તમારા પોતાના વાળ કુદરતી રીતે જ તદન લાલ હોવાથી તમને ઉમેદવારી કરવામાં ફતેહ મળવાનો સંભવ ખરો. પરંતુ મને નથી લાગતું કે તમારા જેવો માણુસ બસો પાઉંડની નજીવી રકમને ખાતર એ પ્રમાણે ઉમેદવારી કરવાનું પસંદ કરે!'

"ગૃહસ્થો! મારા વાળનો રંગ બિલકુલ રાતો હોવાથી મને પણુ લાગ્યું કે જો કદાચ હરિફાઇનો પ્રસંગ આવે તો પણુ મારી પસંદગી થવાનો વિશેષ સંભવ ખરો. વિન્સેન્ટ સ્પોલ્ડિંગ આ વિષય-

માં વધારે માહિતી ધરાવતો હોવાથી તે મારી સાથે હશે તો મને ઉપયોગી થઇ પડશે, તેવી ધારણાથી મેં તેને ઓફિસની બારીઓ બંધ કરી દેવાનું કહ્યું તથા ઓફિસ બંધ કરીને જાહેરખબરમાં જે ઠેકાણું દર્શાવવામાં આવ્યું હતું તે સ્થળે જવાને અમે નિકળ્યા.

" એ જગ્યાએ અમે પહોંચ્યા ત્યારે ત્યાં લાલ માથાવાળા માણસોનું એક પ્રદર્શન જ ભરાયેલું મારા જોવામાં આવ્યું. એવું દૃશ્ય કદી પણ મારા નિહાળવામાં આવ્યું ન હતું. લંડન શહેરના ઉત્તર, પશ્ચિમ, દક્ષિણ અને પૂર્વ વિભાગમાંથી જે માણસના માથાના વાળનો રંગ સ્હેજ પણ રતાશવાળો હતો તે પણ ત્યાં ઉમેદવારી કરવાને આવ્યો હતો. ફ્લીટસ્ટ્રીટ લાલ માથાવાળા માણસોથી ઉભરાઈ જતી હતી અને પોપ્સકોર્ટના મકાનમાં તો જાણે મોટાં મોટાં નારંગી હવામાં અધર લટકતાં હોય એવો દેખાવ ત્યાં એકઠા થયેલા માણસોનાં રક્તવર્ણીય મસ્તક આપતાં હતાં. એક લંડન શહેરમાં જ આટલા બધા લાલ માથાવાળા માણસો હશે એવી તો મને કલ્પના પણ ન હતી. પરંતુ એટલું ખરૂં કે બધાના વાળ કેવળ લાલ ન હતા. કેટલાકનો રંગ નારંગીના જેવો તો કેટલાકનો રંગ ઈંટના જેવો, કેટલાકનો લાલ માટીના જેવો, કેટલાકનો લાલગુલાબી તો કેટલાકનો લાલપીળો એ પ્રમાણે ભેળસેળીયું ખાતું હતું. સ્પોલ્ડિંગના જણાવવા મુજબ કુદરતી અને લોહીના જેવા શુદ્ધ રક્તવર્ણીય મસ્તકવાળા માણસો તો થોડા જ હતા. જ્યારે આટલાબધા મનુષ્યના મોટા ટોળાને ઉમેદવારી માટે ત્યાં ઊભેલું મેં જોયું એટલે હું તો નિરાશ બની ગયો, અને અહીં આપણું કાંઇ વળે તેમ નથી, એમ પણ મને લાગ્યું. મેં મારો અભિપ્રાય સ્પોલ્ડિંગને પણ જણાવ્યો. પરંતુ તેણે મારા અભિપ્રાયને વિશેષ વજન આપ્યું નહિ. તે તો મારો હાથ પ-

કુડી રાખીને રસ્તામાં ઉભેલા માણુસોને ધક્કા મારતા, હડસેલતો, આ-
ગળ વધવા લાગ્યો અને બરોબર ઉપલા માળે ઓફિસ હતી તેના
દાદર પાસે અમે આવી પહોંચ્યા. દાદર ઉપર બમણો ધસારો હતો.
એક તો ઓફિસ તરફ જનારા ઉમેદવારોનો અને બીજો ઓફિસમાં-
થી નાલાયક ઠરીને પાછા ફરનારાઓનો. પરંતુ એમાં પણ અમે પેસી
ગયા અને જેમ તેમ કરીને ઓફિસના ખંડમાં દાખલ થઇ ગયા."

વિલસન પોતાની સ્મરણ શક્તિને તાજી બનાવવાને માટે છીક-
ણીની ચપટી ભરીને સુંઘવા લાગ્યો. હોમ્સ બોલ્યો: "ત્યારે તો
તમને બહુજ રમુજી અનુભવ મળ્યો! વાહ વાહ, તમારો રસિક વૃ-
તાન્ત આગળ ચલાવો."

"ઓફિસમાં વિશેષ ફરનિચર જેવું કશું પણ ન હતું. માત્ર લા-
કડાની બે ખુરસીઓ અને એક મોટું ટેબલ પડેલું હતું. તે ટેબલની
પાછળ એક ઠિંગણો માણુસ બેઠેલો હતો. એ માણુસના વાળ મારા
કરતાં પણ વધારે રાતા હતા. દરેક ઉમેદવાર તેની પાસે જતો એ-
ટલે તે એની સાથે થોડીક વાત કરતો. પછી કાંઇને કાંઇ ખામી તે-
નામાં શોધી કાઢતો અને તે સભાસદ થવાને લાયક નથી એવો અ-
ભિપ્રાય દર્શાવતો. એ જોઇને મને લાગ્યું કે આ મંડળના સભાસદ
થવું એ કાંઇ સહેલી વાત નથી. પરંતુ જ્યારે અમારો વારો આવ્યો
ત્યારે એ ઠિંગણો માણુસ મારી સાથે બીજાના કરતાં વિશેષ સભ્યતા
અને નમ્રતાથી વાત કરવા લાગ્યો. અમે તેની ઓફિસમાં દાખલ
થયા એટલે અમારી સાથે ખાનગીમાં વાત કરવાના હેતુથી તેણે
ઓફિસનું દ્વાર બંધ કરી દીધું.

"'આ ગૃહસ્થનું નામ મી. જેબેઝ વિલસન છે.' મારા મ-
દદનીશે કહ્યું: 'આપના મંડળમાં એક સભાસદની ખાલી પડેલી

જગ્યાને માટે તે ઉમેદવાર છે.'

"'અને તેઓ સભાસદ થવાને માટે જે યોગ્યતાની જરૂર છે તે યોગ્યતાથી તદ્દન પરિપૂર્ણ પણ દેખાય છે.' પેલો ઠિંગણો માણુસ બોલ્યો: 'તેમના મસ્તકના વાળ તદ્દન લાલ છે, તેમનું શરીર નિરોગી છે, માનસિક અવસ્થા પણ સારી લાગે છે અને ઉમરનોયે બાધ આવે તેમ નથી. હું નથી ધારતો કે આ ગૃહસ્થના જેવો યોગ્ય માણુસ બીજો અમને મળી આવે.' એમ કહેતાં તેણે મારા વાળની તેમ જ શરીરનાં બીજાં અવયવોની પરીક્ષા કરવા માંડી. થોડી વારે મારી નજીક આવીને મારી સાથે હસ્તધૂનન કરી. હું મારી ઉમેદવારીમાં સફળ થયો તે માટે મને મુબારકબાદી આપવા માંડી.

"તે બોલ્યો: 'તમારા વાળના ખરાપણા માટે શંકા આણવી તે તમને અન્યાય આપવા યોગ્ય છે. તેમ છતાં પણ સાવચેતીને ખાતર જો હું વાળની કડક તપાસ કરૂં તો તમે માઠું લગાડશો નહિ.' એમ કહીને તેણે મારા માથાના થોડાક વાળ પકડીને ખૂબ ખેંચ્યા. એટલા જોરથી ખેંચ્યા કે વાળ ખેંચાવાને લીધે થયેલી પીડાથી મારાથી બૂમ પાડી જવાઈ. એટલે તે મને મુક્ત કરતો બોલ્યો: 'અહો! તમારી આંખોમાં પાણી આવી ગયું! હું જોઇ શકું છું કે તમારા વાળ ખરા જ છે. સાહેબ! આવી સાવચેતી રાખવાનું કારણ છે. અગાઉ અમારા મંડળને બે વખત છેતરવામાં આવ્યું હતું. એક વખત એક માણુસ મસ્તક ઉપર બનાવટી લાલ વાળ ધારણ કરીને આવ્યો હતો અને બીજી વખત એક માણુસે પોતાના વાળને લાલ રંગથી રંગ્યા હતા. પરંતુ હવે એ બાબતમાં લંબાણ વિવેચન કરવાની જરૂર નથી. તમારા વાળ ખરા જ છે અને આ મંડળના સભાસદને માટે જોઇએ તેવા રાતા પણ છે.' પછી તે બારી

પાસે ગયો. બારીમાંથી બહાર ડોકીયું કરીને નીચે ઉભેલા ઉમેદવા-રોને મોટા ઘાંટા કાઢીને કહેવા લાગ્યો કે સભાસદની ખાલી જગ્યા પૂરાઈ ગઈ છે. નીચેથી નિરાશાસૂચક અવાજ સંભળાયો અને ઉ-મેદવારી માટે એકઠા થયેલા રક્તવર્ણીય વાળવાળા માણસોનું ટોળું જુદી જુદી દિશામાં વિખરાઇ ગયું. છેવટે એ સ્થળે લાલ માથાવાળો બે જ માણસો રહ્યા—એક તો હું અને બીજો પેલો ઑફિસનો ઠિંગણો મેનેજર.

" તેણે કહ્યું: ' મારૂં નામ ડંકન રોસ છે, અને આ મંડળના પરોપકારી સ્થાપકે જે ફંડ આ મંડળના લાભાર્થે મૂક્યું છે તેમાંથી મને પણ પેનશન મળે છે. મી. વિલસન ! તમે પરણેલા છો ? તમારે સ્ત્રીપુત્રાદિક છે ? '

" મેં જવાબ આપ્યો કે જગતમાં હું એકલો જ છું. એ જવાબ સાંભળીને તેનો ચ્હેરો સ્હેજ ઉતરી ગયા જેવો દેખાયો.

" ' અહો ! અહો ! ' તે ગંભીરપણે બોલ્યો: ' એ તો બહુ જ ગંભીર અને વિચાર કરવા જેવું ! આ ફંડમાંથી જે પેન્શન આપવામાં આવે છે તેનો ઉદ્દેશ લાલ મસ્તકવાળા મનુષ્યનું ગુજરાન નભાવવાનો અને તેની સાથે દુનિયામાં લાલ માથાવાળા માણસો વધારે સંખ્યામાં પેદા થાય તેમ કરવાનો છે. પરંતુ તમે તો વિધુર છો, એટલે તમારે સંતાન થવાના સંભવ જ નહિ ! '

"મી. હોમ્સ ! એ સાંભળીને મારૂં મ્હોં લેવાઈ ગયું. મેં ધાર્યું કે આ જગ્યા મને મળી શકે તેમ નથી. પરંતુ થોડીક મીનિટ સુધી વિચાર કર્યા બાદ તે બોલ્યો કે એમાં કશી ચિંતા કરવા જેવું નથી.

"તેણે કહ્યું કે 'જો બીજા માણસનો સવાલ હોત તો તેને અમે સભાસદ તરીકે દાખલ કરી શકત નહિ. પરંતુ તમારા જેવા

વાળવાળા માણસના વિધુરપણાના દોષને વિશેષ મહત્ત્વ ન આપીએ તો પણ ચાલી શકે. તમે તમારી આ નવીન કામગીરી ઉપર ક્યારથી હાજર થઈ શકશો ?'

"મેં કહ્યું: 'એ હું એકદમ આપને કહી શકું તેમ નથી. કેમકે હાલમાં જે ધંધો હું ચલાવું છું તેનું કામકાજ આટોપી લેતાં મને કેટલો વખત લાગશે તે અગાઉથી નક્કી કરી શકાય તેમ નથી.'

" 'અરે ! એની શા માટે ચિંતા કરો છો, મી. વિલ્સન !' વિન્સેન્ટ સ્પૉલ્ડિંગ વચ્ચે બોલ્યો: 'તમારું એ કામ તો હું પણ સંભાળી લઈશ.'

" 'મારે રોજ કયે વખતે અહીં હાજર થવું પડશે ?' ઑફિસના મેનેજરને મેં પ્રશ્ન કર્યો.

" 'સ્હવારના દશથી બે વાગ્યા સુધી.' તેણે જવાબ આપ્યો.

" મી. હોમ્સ ! અમારું ગીરવી રાખનારાઓનું કામ મોટે ભાગે સ્હાંજે જ ચાલે છે, અને તેમાં પણ ગુરુવાર અને શુક્રવારની સ્હાંજે વધારે. કેમકે શનિવાર પગારનો દિવસ હોવાથી, તે દિવસે મળેલી પગારની રકમ બુધવાર સુધીમાં ખલાસ થઇ જાય એટલે લોકો ગુરુવારે અને શુક્રવારે સ્હાંજે પોતાની વસ્તુઓ અમારે ત્યાં ગીરવી મૂકવાને આવે છે. એટલે સ્હવારના વખતમાં બીજું કામ કરવાનું હોય તો એ માટે મને અનુકુળતા હતી. વળી મારો મદદનીશ ભલો અને હુશિયાર હતો. એટલે કદાચ દિવસના ભાગમાં કોઈ આવી ચડશે તો મારી ગેરહાજરીમાં પણ તે સોદો નક્કી કરશે એમ હું ધારતો હતો. તેના ઉપર અણવિશ્વાસ આણવાનું મને કશું કારણ જ ન હતું.

" 'એ મને બરાબર અનુકુળ આવશે.' મેં કહ્યું: 'મને પગાર કેટલો મળશે ?'

" 'તમને એક અઠવાડિયાના ચાર પાઉંડ મળશે.' મેનેજર બોલ્યો.

" 'વારૂ, પણ અહીં આવીને મારે કામ શું કરવાનું?' મેં પ્રશ્ન કર્યો.

" 'તમને જે કામ સોંપવામાં આવશે એ બહુ જ નજીવું અને સહેલું છે.' તેણે જવાબ આપ્યો.

" 'પણ નજીવું અને સહેલું, એનો અર્થ શો?' મારી જીજ્ઞાસા વૃદ્ધિંગત થઇ.

" 'જૂઓ, એ હું તમને સમજાવું. પહેલું તો એ કે રહવાર-ના દશ વાગ્યાથી બરોબર બે વાગ્યા સુધી તમારે આ ઓફિસમાં એટલે કે આ મકાનમાં હાજર રહેવું પડશે. જો તમે ગેરહાજર રહે-શો તો તમને ચડેલો પગાર નહિ આપતાં સભાસદની યાદીમાંથી તમારૂં નામ છેકી નાખવામાં આવશે. વસીયતનામામાં એ બાબત સ્પષ્ટ લખેલું છે. અર્થાત્ જો તમે એક પણ દિવસ થોડોક વખત પણ ગેરહાજર રહો તો તમે એ મુખ્ય શરતનો ભંગ કરેલો ગણાશે.'

" 'હમેશાં માત્ર ચાર કલાક જ હાજરી આપવાની હોઈને તેટલો સમય હાજર રહેવામાં મને મુશ્કેલી પડશે એમ હું ધારતો નથી.' મેં જણાવ્યું.

" 'એક પણ બ્હાનું ચાલશે નહિ.' મી: ડંકન રોસે કહ્યું: 'તમે માંદા હતા કિંવા બીજા જરૂરી કામકાજને અંગે રોકાઇ ગયા હતા, તેથી બરોબર સમયે આવી શકયા નહિ કે તમારે ગેરહાજર રહેવું પડયું, એવું કશું પણ તમે કહેશો તોયે તે ચાલવાનું નહિ. હું તમને સ્પષ્ટ ભાષામાં કહું છું કે કાંતો તમારે નિયમિત હાજરી આ-પવી પડશે, અથવા તો અમારા મંડળના સભાસદ તરીકેના તમામ હક્ક ગૂમાવવા પડશે,'

"'વારૂ, પણ મારે કામ શું કરવાનું ?'

"'કામ કાંઇ મહેનતનું કે ગુંચવણી ભરેલું નથી.' તે બોલ્યો: 'તમારે માત્ર "એનસાઇકલોપીડીયા બ્રિટાનિકા" ની નક્કલ કરવાની છે. એ ગ્રંથનો પહેલો ભાગ સામે પડેલો છે. અમે માત્ર તમને ખૂરસી અને ટગલ પૂરાં પાડીશું. તે સિવાય નક્કલ કરવા માટે કાગળો, શાહી અને હોલ્ડરની વ્યવસ્થા તમારે તમારી જાતે કરી લેવી પડશે. આવતી કાલથી તમે કામ ઉપર ચડી શકશો ?'

"'બેશક ! શા માટે નહિ ?' મેં કહ્યું. કામ કાંઈ મને મહેનતવાળું લાગ્યું નહિ. પરંતુ શાહી, હોલ્ડર અને કાગળો મારે લાવવાનાં, તે જરી વિચિત્ર લાગ્યું ખરૂં. જો કે એમાં કાંઈ વિશેષ ખર્ચ થાય તેમ ન હતું.

"'વારૂ, ત્યારે સાહેબજી, મી. જેબેઝ વિલસન ! અમારા મંડળના સભાસદની લાભકારક અને અગત્યની જગ્યા મેળવવાને તમે ભાગ્યશાળી થયા છો તે માટે એક વાર ફરીથી હું તમને મુબારકબાદી આપું છું.' તેણે મને સલામ કરી અને તે અમને ઓફિસના બારણા સુધી પહોંચાડવાને આવ્યો. હું અને મારો મદદનીશ એ મકાનમાંથી નિકળીને ઘર તરફ વળ્યા. મારા પ્રારબ્ધના આ પ્રમાણે ફેરવાઇ ગયેલા ચક્રથી હું એટલો બધો આનંદમાં આવી ગયો હતો કે આનંદના વિચારોથી જ મારૂં મગજ ભરપૂર બની ગયું હતું. એટલે મને કશું બોલવાનું કે કામ કરવાનું પણ સુજતું ન હતું.

"એ બાબતના સંબંધમાં આખો દિવસ મેં વિચાર કરી જોયો, તેને પરિણામે સ્હાંજે મારૂં મન ચિંતાતુર બની ગયું. કારણ કે પુખ્ત વિચાર કરતાં મને એમ લાગતું હતું કે આ બધું ગોટાળાપંચક જેવું અથવા કાંઇક ઠગબાજી જેવું હોવું જોઇએ. પરંતુ મારી

સાથે એવી ઠગબાજી ચલાવવામાં એ માણુસનો ઉદ્દેશ શો હશે, તેની કલ્પના હું કરી શકતો ન હતો. કોઇ મનુષ્ય આવા પ્રકારનું વિચિત્ર વસીયતનામું કરી જાય અને રોજ માત્ર ચાર કલાક "એનસાઇક્લોપીડીયા બ્રિટાનિકા" જેવા પુસ્તકની માત્ર નકલ કરવાના બદલામાં અઠવાડિયાનો ચાર પાઉંડ પગાર ઠરાવી આપે, એમ તો મારાથી માની શકાતું જ નહિ. મારી વિચારગ્રસ્તતા અને ઉદાસિનતાને દૂર કરવાને તથા મારા મનની શંકાઓને નિર્મૂળ કરવાને વિન્સેન્ટ સ્પોલ્ડિંગે પોતાથી બની શકયો તેટલો પ્રયત્ન કર્યો, પરંતુ તેના કથનથી મારા મનની ખાત્રી થઇ શકી નહિ. જ્યારે સૂવાનો સમય થયો તે વખતે મને એમ લાગ્યું કે ડંકન રોસ મારી સાથે પ્રપંચબાજી ખેલતો હોવો જોઇએ. માટે હવે એ બાબતનો વિચાર જ નહિ કરવો અને જાણે કશું બન્યું જ નથી એમ માની લેવું, એવો મેં નિશ્ચય કર્યો. પરંતુ સ્હવારે હું ઉઠયો ત્યારે પુનઃ એનો એ વિચાર મારા મગજમાં ખડો થયો. મેં વિચાર્યું કે 'એ માણુસનો હેતુ ગમે તેવો હોય, પરંતુ ત્યાં જવામાં મારૂં શું જાય છે ? એક વખત જવું તો ખરૂંજ.' એમ વિચાર કરીને હું નાસ્તો કરીને બહાર નિકળ્યો. બજારમાંથી મેં એક પેનાની શાહીની શીશી, એક સારૂં હોલ્ડર અને ટાંક તથા સાત ફુલ્સકેપ આંકેલા કાગળો ખરીદી લીધા. ત્યાંથી હું પોપ્સકોર્ટ તરફ જવાને નિકળ્યો.

"હું ત્યાં પહોંચ્યો તો બધું મને વ્યવસ્થિત લાગ્યું. મેં તો મારા મનમાં એમ જ ધારેલું કે ત્યાં ડંકન રોસ હશે જ નહિ. પરંતુ ઓફિસમાં તે હાજર હતો. મારે માટે એક ખૂરસી અને ટેબલ ગોઠવવામાં આવ્યાં હતાં. એ જોઇને મને આનંદ અને શાંતિ થયાં. મેં "એનસાઇક્લોપીડીયા" લઇને નકલ કરવાનું કામ શરૂ કરી દીધું.

મારે તેના 'એ' વિભાગથી જ શરૂ કરવાનું હતું. મારા કામની શરૂઆત થયેલી જોઇને મને એટલો નક્કલ કરતો મૂકીને ડંકન રોસ બહાર ચાલ્યો ગયો. પરંતુ થોડી થોડી વારે હું ત્યાં હાજર છું કે નહિ તથા કામ કરું છું કે નહિ એ જોવાને તે આવી જતો. બરોબર બે વાગ્યા તે વખતે તે ઓફિસમાં આવી પહોંચ્યો. મારી નક્કલ કરવાની ઝડપ જોઇને તેણે પ્રસન્ન વદને મારી પ્રસંસા કરી અને હું ઓફિસની બહાર નિકળ્યો એટલે તે પણ ઓફિસ બંધ કરીને મારી પાછળ બહાર આવ્યો.

"મી. હોમ્સ! આ પ્રમાણે દિવસાનુદિવસ ચાલવા લાગ્યું અને જ્યારે શનિવાર આવ્યો એટલે તે દિવસે મેનેજરે બહારથી આવીને મારા અઠવાડિયાના પગારના ચાર પાઉંડ મારા ટેબલ ઉપર મૂકી દીધા. એ જ પ્રમાણે બીજે અઠવાડિયે પણ ચાર પાઉંડ મને મળ્યા અને ત્રીજે શનિવારે પણ મારે પગારને માટે માગણી કરવી પડી નહિ. દરરોજ સહવારે દશ વાગે હું ઓફિસમાં હાજર થઈ જતો અને બપોરના બે વાગે કામ ઉપરથી છુટો થતો હતો. પછી ડંકન રોસ પણ બહાર જઇને એકાદ વાર મારી હાજરી લેવાને આવતો અને છેવટે એક વખત પણ આવવાનું તેણે છોડી દીધું તોપણ એક મીનિટ પણ ઓફિસ છોડીને બહાર જવાની હું હિમત કરી શકતો ન હતો. કેમકે તે ક્યારે આવી પહોંચશે તેનો નિયમ નહિ, અને જો મને ગેરહાજર જૂએ તો નોકરીમાંથી ડિસમીસ કરી દે. અર્થાત્ અઠવાડિયાની ચાર પાઉંડ જેવી રકમ ગૂમાવવાનું જોખમ ખેડવાનું માથે લેવાને પાલવે તેમ ન હતું.

"એ પ્રમાણે આઠ અઠવાડિયાં કશા પણ વિઘ્ન સિવાય પસાર થઈ ગયાં, અને તે દરમિયાન મેં 'એબોટસ' અને 'આર્ચરી' અને

'આરમર' અને 'આર્કિટેક્ચર' અને 'એટિકા', વગેરેની નકલ કરી નાખી. હવે થોડા સમયમાં 'એ' વિભાગ પૂર્ણ કરીને 'બી' વિભાગ હું શરૂ કરીશ એમ મને લાગતું હતું. અલબત ફુલ્સકેપ કાગળોમાં મને થોડુંક ખર્ચ થયું હતું. મારા લખાણના કાગળોથી બુક-કેસનું ખાનું પણ ભરાઇ જવા આવ્યું હતું. પરંતુ એવામાં એકાએક આ નોકરીનો અંત આવી ગયો !"

"અંત આવી ગયો ?" મેં પ્રશ્ન કર્યો.

"હાજી, અને તે આજે સ્હવારે જ. હું મારા નિયમ મુજબ બરોબર દશ વાગે ઓફિસમાં કામ ઉપર ગયો, પરંતુ તેનું બારણું બંધ હતું અને તાળું વાસેલું હતું. તે બારણા પર એક કાગળનું ન્હાનું બોર્ડ દોરી વડે બાંધીને ટાંગવામાં આવ્યું હતું. તેના ઉપરનું લખાણ તમને વંચાવવાને માટે તે હું મારી સાથે જ લેતો આવ્યો છું."

તેણે એક સફેદ કાર્ડબોર્ડ બહાર કાઢ્યું. તેનું કદ એક મધ્યમ પ્રકારના નોટપેપરના જેવડું હતું. તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

**"લાલ માથાનું મંડળ બરખાસ્ત થઇ ગયું છે. તા. ૯ મી ઓક્ટોબર ઈ. સ. ૧૮૯૦."**

મેં તથા શેરલોક હોમ્સે એ લખાણ વાંચ્યું અને તેનું આ બિચારા વિલ્સનને સોસવું પડનાર પરિણામનો અમને વિચાર આવ્યો. પરંતુ તે સાથે આ બનાવની હાસ્યજનક બાબતોનો અમને વિચાર આવતાં મી. જેબેઝ વિલ્સનના હૃદયની લાગણીનું અમને વિસ્મરણ થઇ ગયું અને અમે બંને જણા ખડખડાટ હસી પડ્યા.

"હું નથી ધારતો કે આમાં કશું પણ હસવા જેવું હોય." હોમ્સનો અસીલ અમારા વર્ત્તનથી રાતોપીળો થતો બોલ્યો: "જો મારી સ્થિતિ ઉપર હાસ્ય કરવા સિવાય બીજું કશું તમે કરી શકો

તેમ ન હોય તો હું અહીંથી ચાલ્યો જઉં અને બીજાની સલાહ લઉં."

"ના ના !" હોમ્સ બોલી ઉઠયો. તે પોતાની ખૂરસીપરથી અર્ધો ઉંચો થઇ ગયો હતો. એટલે પુનઃ સ્વસ્થપણે અઢેલીને બેસતો તે બોલ્યોઃ "આવા વિલક્ષણ કેસનો ભેદ ઉકેલવાની તક ગૂમાવી દેવાનું હું ઇચ્છતો નથી. અલબત આ એક વિચિત્ર બનાવ ઉપસ્થિત થયો છે. પરંતુ તમને માઠું લગાડવાના લેશ પણ ઉદ્દેશ સિવાય હું કહીશ કે તમારો કેસ જેટલો વિચિત્ર છે તેટલો રમુજી પણ છે.વારૂ, પરંતુ આ કાર્ડબોર્ડ બારણા ઉપર ટાંગેલું તમારા જોવામાં આવ્યું પછી તમે શું કર્યું ?"

"સાહેબ ! પ્રથમ તો હું આ વાંચીને સ્તબ્ધ જ બની ગયો. શું કરવું તેની મને સુઝ પડી નહિ. પછી મેં પડખેની બીજી ઓફિસોમાં જઇને તપાસ કરી, પરંતુ એ લોકોને આ બાબતની કશી પણ માહિતી હોય એમ લાગ્યું નહિ. પછી હું તે મકાનના માલિક પાસે ગયો. તે શરાફ છે અને તે જ મકાનમાં નીચે રસ્તા ઉપર તેની દુકાન આવેલી છે. લાલ માથાના મંડળનું શું થયું અને તે શા કારણથી બરખાસ્ત થઇ ગયું, એ બાબત મેં તેને પ્રશ્ન કર્યો. તેણે કહ્યું કે 'એ નામના મંડળનું નામ હું આજે તમારી પાસેથી જ સાંભળું છું.' મેં બીજો પ્રશ્ન કર્યોઃ 'ત્યારે મી. ડંકન રોસના સંબંધમાં તમને કશી માહિતી છે ખરી ?' તે બોલ્યોઃ 'મી. ડંકન રોસ ! એવું નામ કદી પણ મારા સાંભળવામાં આવ્યું નથી.'

"મેં પૂછ્યુંઃ 'વારૂ તમારા આ મકાનમાં જે ગૃહસ્થે નં. ૪ વાળો બ્લોક ભાડે રાખ્યો હતો તેને તમે ઓળખો છો ?'

"'કોણ ? પેલો રાતા વાળવાળો માણસ ?'

"'હાજી !'

"તે સ્હેજ વિચાર કરીને બોલ્યો: 'એનું નામ તો વિલીયમ મોરિસ હતું. એ સોલિસિટર છે, અને પોતાને બીજું સારૂં સગવડ-ભર્યું મકાન મળી શકે ત્યાં સુધીને માટે પોતાની ઓફિસ તેણે આ મકાનમાં રાખી હતી. એણે તો ગઈ કાલે જ એ બ્લોક ખાલી કર્યો છે.'

"'ત્યારે હવે અત્યારે તેઓ કયે સ્થળે મળી શકશે?' મેં પ્રશ્ન કર્યો.

"'તેમની નવી ઓફિસે.' તેણે કહ્યું: 'હાહા, તેમણે એ ઓફિસનું ઠેકાણું પણ મને જણાવ્યું હતું. બરોબર સેંટપોલના દેવળ પાસે–કિંગ એડવર્ડ સ્ટ્રીટમાં નં. ૧૩ વાળી ઓફિસ.'

"સ્વાભાવિક રીતે જ હું તે સ્થળે જવાને નિકળ્યો. પરંતુ ત્યાં જઇને તપાસ કરતાં તો મને માલૂમ પડ્યું કે એ તો એક બનાવટી લાકડાના પગ બનાવનારની દુકાન હતી અને એટલામાં કોઈ પણ સ્થળે વિલીયમ મોરિસ કે ડંકન રોસ નામનો માણસ રહેતો નહતો."

"વારૂ, પછી તમે શું કર્યું?" હોમ્સે પૂછ્યું.

"ત્યાંથી પછી હું સેક્સકોબર્ગમાં આવેલા મારા મકાને ગયો. ત્યાં જઇને મેં મારા મદદનીશને ખરી હકીકત જણાવીને તેની સલાહ લીધી. પરંતુ એ બાબતમાં તે કશો પણ પ્રકાશ પાડી શક્યો નહિ. તેણે મને એટલી સલાહ આપી કે 'તમે આકળા ન બની જાઓ કે ગભરાઈ ન જાઓ. કદાચ મી. ડંકન રોસ તમને પત્રદ્વારા ખબર આપશે.' પરંતુ એથી મને સંતોષ કેવી રીતે થાય, મી. હોમ્સ? આવી જગ્યા અને અઠવાડિયાના ચાર પાઉંડ મૂંગા મૂંગા ગૂમાવી દેવાનું મને ઠીક લાગ્યું નહિ. મેં તમારૂં નામ સાંભળ્યું હતું. મુશ્કેલીમાં આવી પડેલા ગરીબ મનુષ્યો પ્રત્યે લાગણી દર્શાવીને તમે તેમને સલાહ આપો છો તથા તેમની મુશ્કેલી ટાળો છો એવું મારા જાણ-

વામાં આવેલું હતું. એટલે બિલકુલ ઢીલ નહિ કરતાં હું સિધો તમારી પાસે આવ્યો."

"તમે મારી પાસે આવ્યા, એ તમે બહુ ડહાપણનું કામ કર્યું." હોમ્સે કહ્યું: "તમારો કેસ બીજા કેસો કરતાં વિશિષ્ટ પ્રકારનો છે અને હું ઘણી ખુશીથી તેની તપાસ કરીશ. તમે મને જે જે હકીકત જણાવી તે ઉપરથી હું એવું અનુમાન કરી શકું છું કે આ કેસમાં પ્રથમ દૃષ્ટિએ જણાઈ આવે તે કરતાં વધારે ગંભીર બાબતો તેના ઊંડાણમાં સમાયેલી હોવી જોઇએ."

"ખરેખર ગંભીર!" મી. જેબેઝ વિલસને કહ્યું: "જૂઓને, મારા અઠવાડિયાના ચાર પાઉંડ ખોટા થયા!"

હોમ્સ બોલ્યો: 'મી. વિલસન! તમારા અંગત લાભની દૃષ્ટિએ જોતાં આ મંડળની સામે તમારે કશી પણ ફરિયાદ કરવાની હોય તો હું માનતો નથી. તેને બદલે તો મારા સમજવા પ્રમાણે તમને બે પ્રકારનો લાભ થયો છે. એક તો એ કે તમને લગભગ બત્રીશ પાઉંડ મળ્યા અને તે સાથે નકલ કરવાને લીધે "એનસાઇક્લોપીડીયા"ના 'એ' વિભાગના વિષયોની બારિક માહિતી મળી છે. એટલે આ બનાવમાં તમે તમારા ઘરનું તો કશું પણ ખોયું નથી."

"આપનું એ કહેવું ખરૂં છે, સાહેબ! પરંતુ એમના વિષે માહિતી મેળવવાને—એ લોકો કોણ છે અને જો તેમણે મારી સાથે આ ઠગબાજી ચલાવી હોય તો ઠગબાજી ચલાવવામાં તેમનો શો હેતુ છે, તે જાણવાને હું અત્યંત ઇંતેજાર છું. જો મારી મશ્કરી જ કરવાનો તેમનો ઇરાદો હોય, તો એ મશ્કરી કરવામાં તેમને બત્રીશ પાઉંડનું ખર્ચ થયું છે; એટલે એ મશ્કરી પણ તેમને મોંઘી પડી ગઈ છે."

" એ લોકોનો શો ઉદ્દેશ હતો તે હું શોધી કાઢીશ એ બાબત તમે નિઃસંશય રહો; પરંતુ મી. વિલસન ! પહેલાં મને એક બે પ્રશ્નોનો જવાબ આપો. તમે કહ્યું કે તમારા મદદનીશે આ મંડળની જાહેર-ખબર તરફ સહુથી પહેલાં તમારૂં ધ્યાન ખેંચ્યું હતું. એ માણુસ તમારે ત્યાં કેટલા વખતથી નોકર રહ્યો છે ?"

" એણે જાહેરખબર તરફ મારૂં ધ્યાન ખેંચ્યું તે પહેલાં એક મહિનાથી તે નોકર રહ્યો છે."

" એ કેવી રીતે નોકરીમાં દાખલ થયો ?"

" મેં મદદનીશને માટે જાહેરખબર આપી હતી. એ જાહેર-ખબર વાંચીને તે મારે ત્યાં આવ્યો હતો."

" માત્ર એ એક જ ઉમેદવાર હતો ?"

" ના, તેના સિવાય બીજા અગીયાર જણુા હતા."

" ત્યારે એ માણુસને તમે શા કારણુથી પસંદ કર્યો વારૂ ?"

" કારણ માત્ર એટલું જ કે બીજા કરતાં ઓછા પગારે તે મને મળી શકતો હતો."

" એટલે બીજાને જેટલો પગાર આપવો પડે તેના કરતાં અર્ધા પગારે તે રહેવાને ખુશ હતો, એમજને ?"

" હાજી."

" વિન્સેન્ટ સ્પોલ્ડિંગનો દેખાવ કેવો છે ?"

" તેની ઉંચાઇ સાધારણુ—પાંચ ફુટ કરતાં પણુ સ્હેજ ઓછી છે. તેના શરીરનો બાંધો મજબૂત છે. સ્વભાવે ચાલાક અને ચંચળ છે. તેની ઉમર માત્ર ત્રીશ વર્ષની હોવા છતાં તેના તાળવા ઉપર તાલ પડેલી છે. તેના કપાળ ઉપર તેજાબ પડવાને લીધે ધોળું ચાઠું પડી રહ્યું છે."

ઉત્તરોત્તર હોમ્સના મનનો ઉશ્કેરાટ વધતો હતો, તે બોલ્યો;

"એટલી કલ્પના તો હું પણ કરી શકયો હતો. વારૂ, તેના કાનનાં બુટીયાં વિંધેલાં છે એવું તમારા જોવામાં આવેલું છે ખરૂં?"

"હાજી, મેં તેના કાનનાં બુટીયાં વિંધેલા જોઇને એ બાબત તેને પ્રશ્ન પણ કર્યો હતો. એટલે તેણે ખુલાસો કર્યો હતો કે તે જ્યારે ન્હાનો હતો ત્યારે એક જીપ્સી જાતની સ્ત્રીએ તેના કાન વિંધ્યા હતા."

"હું હં!" શેરલોક હોમ્સ વિચારગ્રસ્તપણે બોલ્યો: "એ માણુસ હજી પણ તમારી સાથે જ છે, ખરૂં ને?"

"હા, સાહેબ! હું તેને મારી ઓફિસમાં રાખીને જ અહીં આપની પાસે આવ્યો છું."

"તમારી ગેરહાજરીમાં તે તમારા કામકાજ ઉપર બરોબર ધ્યાન આપતો હતો?"

"હા, તે વિષયમાં મારે તેની વિરૂદ્ધમાં કશું પણ કહેવાનું નથી. મુખ્ય વાત તો એ છે કે સ્હવારના વખતમાં અમારે ત્યાં કામકાજ થોડુંક જ હોય છે."

"બસ, એટલું જ મારે તમને પૂછવાનું હતું. મી. વિલ્સન! હું આ બાબતના સંબંધમાં એક કિંવા બે દિવસની અંદર તમને મારો અભિપ્રાય જણાવીશ. આજે શનિવાર થયો, અને હું ધારૂં છું કે આવતા સોમવાર સુધીમાં આપણે ચોક્કસ નિર્ણય ઉપર આવી શકીશું."

મી. જેબેઝ વિલ્સન ઉઠયો, અને સલામ કરીને ચાલ્યો ગયો. તે મકાનમાંથી બહાર નિકળ્યો હશે તે વખતે શેરલોક હોમ્સે મને પ્રશ્ન કર્યો: "કેમ, વૉટસન! તમે આમાંથી શો સાર મેળવી શક્યા?"

"મને તો આમાં કશું પણ સમજાતું નથી." મેં સ્પષ્ટતાપૂર્વક જવાબ આપ્યો: "હું ધારૂં છું કે કેસમાં ઊંડો અને ગુહ્ય ભેદ સમાયલો હોવો જોઇએ."

હોમ્સ બોલ્યોઃ " નિયમ એવો છે કે એક કેસ વિશેષ ગંભીર પ્રકારનો હોય તો તે કેસમાં ગુંચવણ અને ભેદ ઓછો હોય; જ્યારે સામાન્ય પ્રકારના નિર્દોષ જેવા દેખાતા ચ્હેરાવાળા મનુષ્યનું હૃદય જાણવાનું કાર્ય કઠણ થઇ પડે છે, તે પ્રમાણે સામાન્ય પ્રકારના નજીવા જણાતા ગુન્હાના રહસ્યને ઉકેલવાનું કામ પણ અત્યંત શ્રમ ભરેલું હોય છે. વારૂ, પણ આ કેસમાં ઢીલ કરવી કે સમય ગૂમાવવો તે કામનું નહિ."

" ત્યારે હવે તમે શું કરવા માગો છો ? " મેં પૂછ્યું.

" બીજું વળી શું ? ધુમ્રપાન કરવાનું ! " તે બોલ્યોઃ " હું ત્રણ વખત હોકલી ભરીશ તે દરમિયાન આ કેસની ગુંચવણીનો નિવેડો આવી જશે. મારી તમને એટલી વિનંતિ છે કે પચાશ મીનિટ સુધી તમે મને બોલાવશો નહિ." એમ કહીને તે પોતાના પગ ટેબલ ઉપર લાંબા કરીને ખૂરસી પર અઢેલીને પડ્યો. તેના મ્હોંમાંની હોકલી કોઇ પક્ષીની લાંબી ચાંચ જેવી લાગતી હતી. તેણે આંખો મીંચી દીધી હતી. થોડાક સમય બાદ મને એમ લાગ્યું કે તે નિદ્રાવશ થઇ ગયો છે. મને પણ એકની એક સ્થિતિમાં મૌન્ય બેસી રહેવાને લીધે ઝોકાં આવવા લાગ્યાં. પરંતુ એવામાં એકાએક તે ખૂરસી ઉપરથી ઊભો થઈ ગયો. જાણે તેણે પોતાના મનમાં અમુક નિશ્ચય કરી લીધો હોય એમ લાગતું હતું. તેણે પોતાની હોકલી શગડીની પેડલી ઉપર મૂકી દીધી.

તેણે કહ્યુંઃ " વોટસન ! આજે સ્હાંજે સેંટજેમ્સ હોલમાં સારેસેટના સંગીતનો જલસો થવાનો છે. તમારો શો વિચાર છે ? તમારા દવાખાનામાં તમારી થોડાક કલાકની ગેરહાજરી રહે તો તમારા દરદીઓને હરકત આવે તેમ નથીને ? "

"નારે ના. આજે સ્હાંજે મારે ખાસ અગત્યનું કામ નથી. મારે ત્યાં દરદીઓ કાંઈ ઉભરાઇ જતા નથી." મેં જણાવ્યું.

"ત્યારે ટોપી પહેરી લ્યો અને ચાલો મારી સાથે. પહેલાં મારે ગામમાં જવું છે. માર્ગમાં કોઇ હોટેલમાં આપણે જમી લઇશું. આ- જના જલસાના પ્રોગામ ઉપરથી જણાય છે કે આજે જર્મન સંગીત વધારે છે, અને ઈટાલીયન કે ફ્રેન્ચ સંગીત કરતાં એ મને વિશેષ પસંદ પડે છે. જર્મન સંગીતમાં આપણા મનને ઉત્તેજીત બનાવવાની શક્તિ છે અને માનસિક ઉત્તેજનાનો હું આકાંક્ષુ છું. ચાલો ત્યારે."

અમે આલ્ડર્સગેટ સુધી જમીનની અંદર ચાલતી રેલ્વે ટ્રેન મા- રફતે ગયા અને ત્યાંથી ચાલતા થોડાક સમયમાં સેકસ–કોબર્ગ સ્કવે- રમાં પહોંચી ગયા. વાચકોને યાદ હશે કે હોમ્સનો અસીલ તે ઠેકાણે જ રહેતો હતો. એ સ્થળ સાધારણ દેખાવનું હતું. ચાર જૂનાં, ઇં- ટોનાં બાંધેલાં બે માળનાં મકાન હતાં. ખૂણા ઉપરના મકાન ઉપર એક પાટીયું લટકાવેલું હતું. તે પાટીયા ઉપર ધોળા અક્ષરે "જેબેઝ વિલસન" નું નામ લખેલું હતું. એ ઉપરથી અમે સમજી શકયા કે અમારો રાતા માથાવાળો અસીલ આ સ્થળે પોતાનો ધંધો ચલાવતો હોવો જોઈએ. શેરલોક હોમ્સ તે મકાનની સામે ઊભો રહ્યો અને આડી નજરે તે મકાનનું તેમજ આસપાસની બીજી વસ્તુઓનું નિરિ- ક્ષણ કરવા લાગ્યો. ત્યારપછી તે રસ્તાપર આમ તેમ આંટા મારવા લાગ્યો. પરંતુ એ વખતે પણ તેનું ધ્યાન તો પેલા મકાન તરફ જ હતું. પછી તે વિલસનના મકાન તરફ વળ્યો. પોતાની લાકડી તે મકાનના ઓટલા ઉપર બે–ત્રણ વાર ઠબકાર્યાં બાદ તેણે બારણાની સાંકળ ખખડાવી. એટલે બારણું ઉઘડયું અને એક ચંચળ દેખાવનો

મનુષ્ય દેખાયો. તેણે લાંઠા મૂછો મૂકેલાં હતાં. તેણે અમને અંદર આવવાનું કહ્યું.

"આપનો આભાર માનું છું." શેરલોક હોમ્સ બોલ્યો: "મારે અંદર આવવું નથી. પરંતુ અહીંથી કયે રસ્તે સ્ટ્રેન્ડ તરફ જઇ શકાય એ જ મારે તમારી પાસેથી જાણવું છે."

"અહીંથી જમણી બાજુ તરફની ત્રીજી ગલીમાં વળવું અને તે ગલી પસાર કરીને ડાબી બાજુએ આગળ વધવું, ત્યાંથી ચોથી ગલીમાં પસાર થઇને આગળ જશો કે તુરત સ્ટ્રેન્ડ આવશે." વિલ્સનના મદદનીશે તુરત જવાબ આપ્યો અને બારણું પુનઃ બંધ કરી દીધું.

અમે તેની સૂચના પ્રમાણે આગળ ચાલ્યા. બાદ શેરલોક હોમ્સ બોલ્યો: "માણસ ચાલાક લાગે છે. મારા અભિપ્રાય મુજબ લંડનના સહુથી વિશેષ ચાલાક માણસોમાં આ માણસનો નંબર ચોથો આવે છે; અને હિંમતમાં કદાચ તેનો નંબર ત્રીજો પણ આવી શકે. આ માણસને લગતી કેટલીક હકીકત પ્રથમ પણ મારા જાણવામાં આવી છે."

"એમ!" મેં કહ્યું: "આ લાલ માથાના મંડળમાં મી. વિલ્સનના મદદનીશનો પણ થોડો ઘણો હાથ હોવો જોઇએ એમ મને લાગે છે. હું ધારું છું કે માત્ર તેને નજરે જોવાને માટે જ તમે તેને સ્ટ્રેન્ડનો રસ્તો પૂછેલો હોવો જોઇએ."

"તેને જોવાને માટે નહિ."

"ત્યારે શા માટે?"

"તેના પાટલુનનું નિરીક્ષણ કરવાને."

"અને પાટલુનનું નિરીક્ષણ કરવાથી તમે શું જાણી શકયા ?" મેં પ્રશ્ન કર્યો.

"મારે જે જાણવું હતું તે હું જાણી શકયો." તે બોલ્યો.

"પણ તમે ઓટલા ઉપર લાકડી બે-ત્રણ વાર શા માટે ઠબકારી ?"

"વોટસન ! અત્યારે વાતો કરવાનો નહિ પરંતુ માત્ર અવલોકન કરવાનો જ સમય છે. આપણે દુશ્મનના પ્રદેશમાં જાસુસ તરીકે આવેલા છીએ. આપણે સેકસ-કોબર્ગ સ્કવેરના સંબંધમાં કાંઈક જાણીએ છીએ. માટે અહીં વધુ વખત થોભતાં કરતાં એકદમ દૂર પસાર થઈ જવું એ જ આપણે માટે લાભકારક છે."

સેકસ-કોબર્ગ સ્કવેરના એકાંતિક પ્રદેશમાંથી બહાર નિકળીને બીજા રસ્તા ઉપર અમે આવ્યા. એ રસ્તાના દેખાવ તથા સેકસ-કોબર્ગ સ્કવેરના દેખાવ વચ્ચે મોટો તફાવત હતો. એક ચિત્રની ચિતરેલી બાજુ જેવો તો બીજો તેની પાછળની કાળી બાજુ જેવો હતો. આ રસ્તો લંડન શહેરના ઉત્તર અને પશ્ચિમ દિશા વચ્ચેના વ્યવહારને સાંધનારો હતો. રસ્તા ઉપર પુષ્કળ વાહનો જતાં અને આવતાં દેખાતાં હતાં અને બન્ને બાજુના ફુટપાથો ઉપર પગે ચાલનારાઓ ઉભરાઇ જતા હતા. અહા ! જાણે અમે ઉજ્જડ વેરાન પ્રદેશમાંથી આ મનોરમ્ય અને મનુષ્યસંખ્યાથી હળમળી રહેલા પ્રદેશમાં એકાએક આવી ચડ્યા હોઇએ, એમ મને લાગ્યું.

હોમ્સ તે વ્યાપારી લત્તા પર એક સ્થળે ઊભો રહ્યો અને બોલ્યો: "વોટસન ! તમે જાણો છો કે લંડન શહેરની તમામ જગ્યાનું સંપૂર્ણ જ્ઞાન મેળવવાની મને ધૂન લાગી છે. માટે જરીક વાર ઊભા રહો. આ રસ્તા ઉપરનાં મકાનોનો અનુક્રમ મને યાદ કરી

લેવા દ્યો. પેલી મોર્ટીમરની તંબાકુની દુકાન, પેલી વર્ત્તમાનપત્રો વેચનારાની ન્હાની દુકાન, વારૂ, પેલી દેખાય તે 'સીટી અને સબર્બન બેંક'ની કોબર્ગ શાખાની ઓફિસ, પેલું માંસાહાર નહિ કરનારાઓની સગવડને માટે ખોલવામાં આવેલું રેસ્ટોરાં, અને તે પછી મેકફરલેનનું ગાડીખાનું. વારૂ, ડોક્ટર ! હવે કોઇ હોટેલમાં એક કપ કૉફી અને થોડોક નાસ્તો કરીને આપણે ઉપડીએ સંગીતના જલસામાં ! આહા ! સંગીત ! સંગીત ! તારી બલિહારી છે ! અજબ તારી કળા અને અજબ તારાં ધૂન ! ત્યાં કેવળ આનંદ, આનંદ અને આનંદ જ દરશમાન થવાનો. આપણો લાલ માથાવાળો અસીલ ત્યાં આવીને આપણું માથું પકવી મેલશે, એવો ભય જ નહિ !"

વાચકો જાણે છે કે મારો મિત્ર એક કુશળ સંગીતશાસ્ત્રી છે. તે ગાઈ અને બજાવી શકે છે એટલું જ નહિ, પરંતુ પોતે જાતે પણ નવી નવી તરજો બનાવી શકે છે. સંગીતજલસામાં તે પ્રસન્ન વદને મધુર સંગીતનું પાન કરતો બેઠો હતો. કોઇ કોઈ વાર સંગીતના આલાપની સાથે તે પોતાની આંગળીઓ વડે તાલ આપતો હતો. એ વખતની એના મનની પ્રસનતા, તેના ચ્હેરાનું સૌમ્યપણું, વદન ઉપર ફરકી રહેલું મધુર સ્મિત, નેત્રોમાં ચડેલો સંગીતનો નિશો, એ બધું જોઇને આ બેકરસ્ટ્રીટવાળો શેરલોક હોમ્સ જ નહિ એમ કોઇને લાગે તો તેમાં આશ્ચર્ય જેવું કશું પણ ન હતું. શિકારી કૂતરાના જેવો ચપળ, વેધક દૃષ્ટિવાળો, કઠોર હૈયાનો, કડક ચ્હેરાનો અને કોઈ પણ સમયને માટે ગુન્હાશોધનના કાર્યને માટે તત્પર શેરલોક હોમ્સ ક્યાં અને અત્યારે સંગીતના મધુર આલાપની સાથે ડોલતા સર્પના જેવો શેરલોક હોમ્સ ક્યાં ? પરંતુ તેનાં નેત્રોમાં પ્રસરી રહેલું અજબ પ્રકારનું તેજ અને તેના ચ્હેરા ઉપરના ઉશ્કે-

રાટના ચિહ્નથી હું એટલું તો સમજી શકયો કે જે શિકારની શોધમાં તેનું ચિત્ત લાગેલું છે, તે શિકારનું હવે આવી બન્યું છે!

સંગીત પૂર્ણ થયા બાદ અમે હોલમાંથી બહાર નીકળ્યા એટલે તે બોલ્યોઃ "ડોક્ટર! હવે તો તમે તમારે ઘેર જવાને ઇચ્છતા હશો?"

"હા, ઘણો વખત થયો છે એટલે ઘેર જઉં તો સારૂં."

"અને મારે પણ કેટલુંક અગત્યનું કામ છે. તેમાં બે ત્રણ કલાક પસાર થઇ જશે. વોટસન! આ કોબર્ગ સ્કવેરવાળું કામ ઘણું ગંભીર પ્રકારનું છે."

"ગંભીર પ્રકારનું કેમ?"

"તેનું પરિણામ એક મોટા ગુન્હામાં આવે તેવું છે. જો કે એમ તો હું માની શકું છું જ કે તે ગુન્હો થતો અટકાવવાને માટે આપણને વખત છે. પરંતુ આજે શનિવાર હોવાથી એ બાબતમાં જરી વિશેષ મહેનત પડશે અને આપણી ગુંચવણમાં કદાચ વધારો થશે. આજે રાત્રે તમારી મદદની મારે જરૂર પડશે."

"કેટલા વાગે?" મેં પૂછ્યું.

"જો તમે દશ વાગે આવી શકો તો હરકત જેવું નથી. એથી વ્હેલા આવવાની જરૂર નથી."

"હું બરોબર દશ વાગે બેકર સ્ટ્રીટમાં આવી પહોંચીશ."

"બહુ સારૂ, પણ, ડોક્ટર! આ કેસમાં આપણે ભયંકર માણસો સાથે કામ પડવાનું છે; માટે તમે તમારી સાથે તમારો તમંચો પણ લેતાં આવજો." એટલું કહીને તેણે પોતાનો હાથ ઉંચો કરીને સલામ કરી અને એક પળમાં તો મારાથી છૂટો પડીને, પસાર થતા મનુષ્યોના ટોળામાં ગૂમ થઇ ગયો.

હું કબૂલ કરું છું કે મારો સ્વભાવ ગરમ નથી. હું એકદમ તપી જાઉં તેવો નથી. તદપિ શેરલોક હોમ્સની સાથે સરખાવતાં મારી મૂર્ખતાનો મને ખ્યાલ આવતો ત્યારે મારા પોતાના ઉપર મને અત્યંત ક્રોધ ચડતો હતો. આ કેસમાં જે તેણે સાંભળ્યું હતું, તે મેં પણ સાંભળ્યું હતું; જે તેણે જોયું હતું, તે મેં પણ જોયું હતું; પરંતુ તેના છેવટના શબ્દોપરથી જોઇ શકાતું હતું કે મારા કરતાં તે વિશેષ જાણી શક્યો હતો. શું બન્યું છે, શા માટે બન્યું છે અને હવે શું બનવાનું છે તે પણ એના જાણવામાં આવી ગયું હતું, જ્યારે હું તો હજી તદ્દન અંધકારમાં જ હતો. લાલ માથાવાળા મંડળની જાહેર ખબર આપવાનું કારણ શું ? જેબેઝ વિલસનને અઠવાડિયાના ચાર પાઉંડ આપીને સ્હવારના દશથી બે વાગ્યા સુધી તેની પાસે કામ કરવાનું કારણ શું ? અને બે મહિના તે પ્રમાણે ચાલુ રાખ્યા બાદ આજે અચાનક બધું બંધ કરી દેવાનું કારણ શું ? એમાંનું કશું પણ મારા મગજમાં આવી શકતું ન હતું. મારું મકાન કેનિંગ્સ્ટન રોડ ઉપર આવેલું હતું તે સેંટજેમ્સ હોલથી દૂર હોવાને લીધે મેં ગાડી ભાડે કરી. ગાડીમાં હું બેઠો અને તે ચાલુ થઇ એટલે અમારા લાલ માથાવાળા અસીલે સ્હવારે વર્ણવેલી હકીકત સંબંધી મારા મગજમાં એક પછી એક વિચારો આવવા લાગ્યા. તેણે "એનસાઇકલોપીડીયા"ની નકલ કરવાની કરેલી શરૂઆત, આજે સ્હવારે બંધ થયેલી ઓફિસ, અમે લીધેલી તેના મદદનીશની મુલાકાત અને શેરલોક હોમ્સના છેવટના શબ્દો, એ તમામ બાબતોના સંબંધમાં મેં વિચાર કરી જોયો. રાત્રીએ ક્યા સ્થળે જવાનું હશે ? મારે તમંચો શા માટે સાથે રાખવો ? અમારે ત્યાં જઇને શું કરવાનું હશે ? મને હોમ્સ તરફથી એક સૂચના મળી હતી. જેબેઝ વિલસનના મદદનીશના

સંબંધમાં જે ટીકા તેણે કરી હતી તે ઉપરથી હું સમજી શકયો હતો કે તે મદદનીશ ઊંડો માણસ હોવો જોઇએ અને આ કેસમાં તેનો હાથ હોવો જોઇએ. પરંતુ તેનો પેલા લાલ માથાના મંડળવાળા ડંકન રોસ કે પછી તેનું ગમે તે નામ હોય, તેની સાથે શો સંબંધ હશે, તે જાણવાને મેં અનુમાન અને તર્કનો આશ્રય લેવા માંડયો; પરંતુ હું ખરૂં જ કહું છું કે લેશ પણ સફળતા સિવાય નિરાશાપૂર્વક મેં એ બાબતનો વિચાર કરવાનું બંધ કરી દીધું અને રાત્રીએ શેરલોક હોમ્સની સાથે જઇશું એટલે ખુલાસો થશે અને બધુંયે વાજતે ગાજતે માંડવે આવશે, એવો વિચાર કરીને મેં મારા મનને બીજી દિશા તરફ વાળ્યું.

બરોબર રાત્રીના સવાનવ વાગે હું મારા મકાનેથી ચાલતો નિકળ્યો. પાર્કમાં થઇને, ઓક્સફર્ડ સ્ટ્રીટ પસાર કરીને હું બેકર સ્ટ્રીટમાં આવી પહોંચ્યો. શેરલોક હોમ્સના મકાન પાસે બે ગાડીઓ ઊભી હતી. હું અંદર દાખલ થઇને દાદર ઉપર ચડતો હતો તે વખતે બે-ત્રણ માણસોનો અવાજ ઉપરથી આવતો સંભળાયો. હું ઓરડામાં દાખલ થયો તો હોમ્સને બે માણસોની સાથે વાતચીત કરતો મેં જોયો. એ બે જણામાંના એકને તો હું ઓળખતો હતો. તે સરકારી પોલિસ ખાતાનો છૂપો ડિટેકિટવ હતો અને તેનું નામ પીટર જોન્સ હતું. બીજા માણસનું મ્હોં લાંબું, ચ્હેરો પાતળો અને ઉદાસિન હતો. તેણે એક ગૃહસ્થના જેવો ગરમ કોટ ધારણ કર્યો હતો.

મને જોઇને શેરલોક હોમ્સ બોલી ઉઠયો: "આપણી ટોળી સંપૂર્ણ થઈ ગઇ. વોટસન! સ્કોટલેન્ડ યાર્ડવાળા આ મી. જોન્સને તો તમે પિછાનો જ છો; પરંતુ આ બીજા ગૃહસ્થનું નામ મી. મેરીવેધર છે. તેઓ પણ આપણા આજની રાત્રીના સાહસમાં ભાગ

લેનાર છે." એમ કહીને તેણે પોતાના કોટનાં બટન બીડવા માંડયાં તથા એક ટોપી હાથમાં લીધી.

"ડોકટર ! આજે આપણે સાથે શિકાર કરવા જવાના છીએ." જોન્સે એના આનંદી અને ખૂલ્લા સ્વભાવને અનુસરીને કહ્યું: "આપણા મિત્ર મી. હોમ્સ એક કુશળ શિકારી છે. માત્ર તેમને મદદને માટે એક વૃદ્ધ અને અનુભવી કુતરાની જરૂર છે; કે જે પછી પોતાના પંજામાંથી શિકારને છટકવા દે નહિ."

"હું આશા રાખું છું કે આપણા શ્રમનું પરિણામ એક જંગલી અને બેડોળ હંસના શિકારમાં નહિ આવે." મેરીવેધરે ઉદાસિનતાપૂર્વક કહ્યું.

"સાહેબ ! મી. હોમ્સ ઉપર આંખો મીંચીને વિશ્વાસ રાખવામાં પણ વાંધો નથી." જોન્સે પોતાના સાહેબદારને કહ્યું: "તેમણે ગુન્હાશોધનના સંબંધમાં કેટલીક સ્વતંત્ર પદ્ધતિઓ શોધી કાઢી છે. હું એમ કહું તો પણ હરકત નથી કે તેમની પદ્ધતિ કાંઇક વિચિત્ર અને અવ્યવહારૂ પણ છે. પરંતુ એટલું તો ખરૂં જ કે ડિટેકિટવ તરીકેની તેમની યોગ્યતા વિષે લેશ પણ શંકા લઈ જઈ શકાય તેમ નથી. મને માલૂમ છે કે એક-બે વખત—શોલ્ટોખૂનના કેસમાં તેમ જ આગ્રાના ખજાનાના કેસમાં તેમની ગુન્હાશોધનપદ્ધતિ આપણા સરકારી ડિટેકિટવો કરતાં પણ વધારે સારી અને અસરકારક હતી. જો મી. હોમ્સની મદદ ન હોત તો એ કેસોમાં ખરા ગુન્હેગારોને કદી પણ પકડી શકાયા ન હોત."

"જો, મી. જોન્સ ! તમે એ પ્રમાણે ખાત્રી આપતા હો તો મને વાંધો નથી." મેરીવેધર બોલ્યો: "બાકી એટલું તો ખરૂં જ કે આજે ગંજીપાના બે હાથ કરવાનું છોડી

દઇને હું અહીં આવ્યો છું. આજ સતાવીશ વર્ષો થયાં શનિવારની સ્હાંજે ક્લબમાં જઇને ગંજીપાનો દાવ ખેલ્યા સિવાય જો હું રહ્યો હોઉં તો તે આજનો પહેલો જ શનિવાર છે."

હોમ્સે કહ્યું: "પરંતુ હું ધારૂં છું કે તમે આજ રાત્રીએ તમારી ક્લબમાં કદી પણ ખેલ્યા હો તેના કરતાં પણ મોટો દાવ ખેલી શકશો એવી મને આશા છે; અને વળી આ રમત તમારી બીજી રમતો કરતાં વિશેષ ઉત્તેજક માલૂમ પડશે મી. મેરીવેધર! આજની રમતમાં તમારે આશરે ત્રીશ હજાર પાઉંડની રકમ બીજાની પાસેથી મેળવવાની છે; અને મી. જોન્સ! જે મનુષ્ય તમારા હાથમાંથી છટકી ગયો છે તેને પુનઃ પ્રાપ્ત કરવાની તમને આજે તક મળનાર છે."

"જોહોન કલે, ખૂની, ચોર, લૂટારો, કૃત્રિમ દસ્તાવેજો બનાવનાર! મી. મેરીવેધર! એ માણસ છે તો જુવાન, પરંતુ એટલી ઉમરમાં પણ તે બદમાશીના ધંધામાં પૂર્ણતાની ટોચે પહોંચી ગયો છે. લંડન શહેરના તમામ ગુન્હેગારોમાં તે મને સહુથી વિશેષ ભયંકર માણસ જણાવ્યો છે. એ જોહોન કલે કાંઇ એકાદા ભિખારડા કુટુંબમાંથી પેદા થયો નથી. એના બાપનો બાપ 'રોયલ ડ્યુક' ની પદવી ધરાવતો હતો. વળી તેણે પણ ઈટન અને ઓક્સફર્ડની કોલેજોમાં કેળવણી મેળવેલી છે. તેનું મગજ તેની આંગળીઓના જેવું જ ચપળ છે. અવારનવાર એ મનુષ્યના અસ્તિત્વનાં ચિહ્નો અમને માલૂમ પડે છે, પરંતુ હજી સુધી તે સાહેબનું રહેઠાણ અમે શોધી શક્યા નથી. એક અઠવાડિયામાં તમારા સાંભળવામાં એવું આવે કે તે સ્કોટલેંડમાં કોઇ સાર્વજનિક હિતના કાર્યમાં રોકાયો છે, તો બીજે અઠવાડિયે તમને માલૂમ પડે કે તે કોનવોલમાં અનાથાશ્રમ

ખોલવા માટે ફંડ એકઠું કરે છે. આજ કેટલાંએ વર્ષો થયાં હું એને પકડવાને મથું છું. પરંતુ તે હજી સુધી હાથમાં આવી શકયો નથી."

"હું આશા રાખું છું કે આજે તે ગૃહસ્થની તમને મુલાકાત કરવાનું માન મને મળશે. મને પણ મી. જોન્સની સાથે એક બે વાર એ માણસનો અનુભવ થયો છે અને હું કબૂલ કરું છું કે તે બદમાશોનો સરદાર છે. પરંતુ દશ વાગી ગયા છે, એટલે આપણે નિકળવાનો સમય થઇ ગયો છે. તમે બે એક ગાડીમાં અને હું તથા વોટસન બીજીમાં બેસીશું." હોમ્સે કહ્યું અને તે ઉઠયો.

અમે પણ ઉઠયા અને નીચે ઉતરીને નક્કી કર્યા મુજબ ગાડીમાં બેસી ગયા. ગાડીઓ ચાલુ થઇ. માર્ગમાં મારે હોમ્સની સાથે કશી વાતચીત થઇ નહિ. તે અઢેલીને બેઠો બેઠો આજે રહાંજે જે તરજો તેના સાંભળવામાં આવી હતી, એ ગણગણ્યા કરતો હતો. ગાસની બત્તીથી પ્રકાશી રહેલા રસ્તાઓ અને ગલીઓને પસાર કરીને છેવટે અમે ફેરિંગડનસ્ટ્રીટમાં આવી પહોંચ્યા.

"આપણે જે સ્થળે જવાનું છે તેની નજીક આપણે આવી પહોંચ્યા છીએ. આ મેરીવેધર બેંકનો ડાયરેકટર છે, અને આ બાબતમાં તેને પણ અંગત સંબંધ છે. એટલે એને મેં આપણી સાથે રાખ્યો છે. વળી મને એમ લાગ્યું કે જોન્સ પણ આપણી સાથે હોય તો ઉપયોગી થઇ પડશે. એ માણસ પણ કાઢી નાખવા જેવો નથી. એના ધંધાની દ્રષ્ટિએ જોઇએ તો એ તદ્દન ભોટ જેવો છે. ખરો; પરંતુ બૂલડોગના જેવો બહાદૂર અને લોંકડીના જેવો ચપળ છે. જો એક બદમાશને તેના હાથમાં આપો તો પછી એ તેને કદી પણ છોડવાનો નહિ. અહીં આપણે ઉતરવાનું છે, ડોકટર! જૂઓ, એ બે જણા આપણી રાહ જોતા સામે ઊભા છે."

બપોરે જે મનુષ્યોથી ભરચક રસ્તા ઉપર અમે આવ્યા હતા, તે જ રસ્તા ઉપર અત્યારે પણ અમે આવ્યા છીએ એમ મને આ-સપાસનાં મકાનોપરથી જણાયું. ગાડીવાળાઓને ભાડું ચૂકવી આ-પીને રજા આપી દીધી; અને વાચકોની જાણુને માટે એટલો ખુલાસો કરવાની જરૂર છે કે સેક્સ-કોબર્ગ સ્કવેરમાં જે બાજુએ જેબેઝ વિલસનની ઓફિસ આવેલી હતી, તેની પાછલી બાજુએ આ રસ્તો આવેલો હતો. મી. મેરીવેધર આગળ અને અમે તેની પાછળ એ પ્રમાણે તે રસ્તામાં આવેલી એક સાંકડી ગલીમાં અમે પેઠા. થોડુંક ચાલ્યા બાદ તે ગલીમાં પડતા એક મકાનનું બાજુનું દ્વાર મી. મેરી-વેધરે પોતાની ચાવી વડે ખોલ્યું, અને મકાનની અંદર દાખલ થયા. અંદર એક લાંબી ચાલીમાં થઇને આગળ વધતાં એક મોટા લોખં-ડના દરવાજા પાસે આવ્યા. તે દરવાજો પણ મી. મેરીવેધરે ઉઘાડ્યો. તેમાં દાખલ થઇને પત્થરના વળાંક લેતાં પગથીયાંપર થઇને અમે નીચે ઉતરવા લાગ્યા. દાદર પૂરો થયો એટલે બીજો મજબૂત દર-વાજો આવ્યો. મી. મેરીવેધરે ફાનસ સળગાવ્યું. તેના ઉજાશથી એ દરવાજો ખોલ્યો. પુનઃ સાંકડી નવેળી જેવી ચાલ આવી. તેમાં થોડેક આગળ જતાં ત્રીજો દરવાજો આવ્યો. એ દરવાજો ખૂલ્યો એટલે એક ભોંયરામાં અમે દાખલ થયા. એ ભોંયરામાં ચોતરફ મોટી મોટી પેટીઓ અને તીજોરીઓ પડેલી હતી.

હોમ્સે બત્તી પોતાના હાથમાં ધરીને ઉંચી કરી અને ઉપર ચારે બાજુએ નિરીક્ષણ કરતાં કહ્યું: “ઉપરની બાજુએથી તો કોઇ પણ માણસ આ ભોંયરામાં પ્રવેશી શકે તેમ લાગતું નથી.”

“નાજી, તેમ જ નીચેથી પણ કોઇને આવવાનો લાગ મળે તેવું નથી.” મી. મેરીવેધરે જણાવ્યું અને તેણે જમીન ઉપર પાથ-

રેલી લાદીપર લાકડી ઠોકવા માંડી. પરંતુ લાકડી ઠોકવાને લીધે થતા અવાજથી તે ચમકી જઇને બોલ્યો: "અરે! આ શું! અહીં તો બધું પોલું દેખાય છે!"

"મી. મેરીવેધર! એમ મોટેથી બૂમ ન પાડો!" હોમ્સે સત્તાત્મક રીતે કહ્યું: "તમારા અવાજથી આપણો શ્રમ નિરર્થક બની જશે અને જેવા આવ્યા તેવા જ આપણે પાછા જવું પડશે. તમે આ તીજોરી કે મોટી પેટીની ઉપર શાંતિપૂર્વક બેસી રહો, અને હું જે કાંઇ કરૂં તે મૂંગા મૂંગા જોયા કરો."

ઉદાસિન સ્વભાવવાળો મી. મેરીવેધર એક પેટી ઉપર બેસી ગયો. એ વખતે તેનું મન ચિંતાતુર બની ગયું હતું. હોમ્સે જમીન ઉપર બેસી જઇને બત્તી તથા સૂક્ષ્મદર્શક યંત્રની સહાયતાથી જમીન ઉપર પાથરેલી લાદીઓ વચ્ચેની તડોનું બારિક નિરીક્ષણ કરવા માંડયું, એ તપાસ કરવામાં માત્ર થોડીક સેકન્ડો જ લાગી. પરંતુ તેટલાથીજ તેને સંતોષ થયો હોય તેમ જણાયું. કેમકે તે તુરત ઊભો થઇ ગયો અને સૂક્ષ્મદર્શક યંત્રને તેણે પોતાના ગજવામાં મૂકી દીધો.

"હજી એકાદ કલાકની વાર લાગશે ખરી." તે બોલ્યો: "કેમકે મી. જેબેઝ વિલસન પૂર્ણ નિદ્રાવશ બની ન જાય ત્યાંસુધી એ લોકો આ સાહસ ખેડવાનું પસંદ કરશે નહિ. પરંતુ તે પછી એ લોકો એક મીનિટ પણ ગૂમાવ્યા સિવાય આ કાર્ય પૂર્ણ કરી નાખશે. કેમકે જેમ જલ્દીથી કામ ખલાસ થાય તેમ તેમને નાસી જવાનો પૂરતો સમય મળે. ડોકટર! તમે સમજી તો શક્યા હશો જ કે આપણે અત્યારે લંડનની એક પ્રખ્યાત બેંકની આ ભાગમાં આવેલી શાખાઓફિસના એક ભોંયરામાં ઊભા છીએ. મી. મેરીવેધર એ આ બેંકના ડીરેકટરોના ચેરમેન છે. આ સમયે લંડનના સાહસિક

અને પ્રખ્યાત ધાડપાડુઓ આ ભોંયરામાં ખાતર પાડવાનું જોખમ ખેડવાનું સાહસ કરવાને શા કારણથી લલચાયા છે તે તમને મી. મેરી-વેધર જણાવી શકશે."

"અમારા ફ્રાન્સના સુવર્ણને મેળવવાને માટે." ડીરેકટરે ધીમા સ્વરે કહ્યું: "અમને ચેતવણી પણ મળી હતી કે એ સુવર્ણને ઉચાપત કરી જવાના પ્રયત્નો કરવામાં આવશે."

"ફ્રાન્સનું સુવર્ણ ! એનો અર્થ શો ?" મેં પ્રશ્ન કર્યો.

"હાજી, ફ્રાન્સનું સુવર્ણ ! એનો અર્થ માત્ર એટલો જ કે બેએક માસ પહેલાં અમને અમારી આર્થિક સ્થિતિને મજબૂત બનાવવાની જરૂર લાગી હતી. એટલે અમે ફ્રાન્સની બેંક પાસેથી તે કારણને માટે ત્રીસ હજાર નેપોલીઅન (ફ્રાન્સનું સોનાનું ચલણ.) ઉછીના લીધા હતા. એ નેપોલીયનનો ઉપયોગ કરવાની અમને તક મળી નથી. તે સુવર્ણ આ ભોંયરામાં રાખવામાં આવેલું છે એમ બેંકના કામકાજની સાથે સંબંધ ધરાવતા ઘણા માણસોના જાણવામાં છે. જે પેટીની ઉપર હું બેઠેલો છું તે પેટીમાં જ બે હજાર સોનાના સીક્કા ભરેલા છે. એક શાખા ઓફિસમાં જેટલી રોકડ સાધારણ રીતે રાખવાનો અમારો નિયમ છે તે કરતાં આ શાખા ઓફિસમાંની અમારી રોકડ રકમ ઘણી જ મોટી છે; અને ડીરેકટરોને પણ એ બાબતને માટે ચિંતા થવા લાગી છે."

"તેમની એ ચિંતા કાંઇ ખોટી નથી." હોમ્સ બોલ્યો: "વારૂ, હવે આપણે અહીં શું કરવાનું છે તે નક્કી કરી મૂકીએ. હું ધારૂં છું કે હવે એક કલાકની અંદર ધટસ્ફોટ થઇ જશે. તે દરમિયાન મી. મેરીવેધર ! આ ફાનસ ઉપર આપણે ઢાંકણું ચઢાવી દઇશું."

"એટલે પછી આપણે અંધારામાં બેસવું, એમ તમારૂં કહેવું છે ?"

"હાજી, એટલો સમય અંધકારમાં જ પસાર કરવો પડશે. હું મારી સાથે ગંજીપો લેતો આવ્યો છું. મેં ધાર્યું હતું કે આપણે ચાર જણ હોવાથી ગંજીપાનો દાવ બેસી શકીશું. એટલે પછી તમને કલબમાં આજે નહિ જઇ શકવાને માટે જે નિરાશા ઉપજી છે તે દૂર થઇ જશે. પરંતુ દુશ્મનોની તૈયારી એવા પ્રકારની મારા જોવામાં આવી છે કે અહીં બત્તીનો પ્રકાશ રહેવા દેવો તે સલામતી ભરેલું નથી. હવે આપણે કયે સ્થળે અને કેવી રીતે ભરાઈ રહેવું તે નક્કી કરીએ. એ લોકો સહાસિક અને હિમ્મતબાજ છે. કદાચ લાગ ફાવે તો આપણું ખૂન કરવાને ચૂકે તેવા નથી. એટલે જો આપણે સાવધ ન રહીએ તો તેમને પકડવામાં આપણને સફળતા મળે, પરંતુ આપણા ચારમાંથી એક-બેને થોડી ઘણી ઇજા થયા સિવાય રહે નહિ. હું આ પેટીની પાછળ ઊભો રહીશ અને તમે ત્રણે બીજી પેટીઓની પાછળ ઊભા રહો. પછી જ્યારે એ લોકો અહીં આવે એટલે હું બત્તી ઉપરનું ઢાંકણું ખોલી નાખીશ. બત્તીનો પ્રકાશ તેમના ઉપર પડે કે ચપળતાથી તમારે આવીને તેમને ઘેરી લેવા." હોમ્સે કહ્યું.

હું એક પેટીના પાછળ ઊભો રહ્યો. મારા તમંચાનો ઘોડો ચઢાવીને મેં તે પેટીના ઉપર તૈયાર રાખ્યો. હોમ્સે બત્તીનું ઢાંકણું દીધું એટલે ભોંયરામાં તદ્દન અંધકાર ફેલાઈ રહ્યો. અહા! એવો અંધકાર—એવી અવસ્થાનો અગાઉ મને કદી પણ અનુભવ મળ્યો ન હતો. બત્તીમાંથી નિકળતા ધુમાડાની તીવ્ર વાસ અમને આવતી હતી. એ ઉપરથી સમજી શકાતું હતું કે જરૂર પડે ત્યારે બત્તીના પ્રકાશથી આ ભોંયરાના અંધકારનો નાશ કરવાની હોમ્સની તૈયારી જ હતી. અંધકારમાં મૂંગા મૂગા બેસી રહેવાથી તથા એ ભોંયરામાંની શિતળતાને લીધે મારાં ગાત્ર શિતળ બની ગયાં હતાં.

"એ લોકોને અહીંથી નહાસી છૂટવાને માટે માત્ર એક જ રસ્તો છે." હોમ્સ બોલ્યો: "એ લોકો સેકમ-કોબર્ગમાં આવેલા જેએઝ વિલસનના મકાનમાં થઇને જ બહાર જઇ શકે તેમ છે; પરંતુ મી. જોન્સ! મને આશા છે કે તમે મારી સૂચનાને બરાબર અમલમાં મૂકી હશે!"

"હા. સાહેબ! એ મકાનના બારણાંની સામે જ એક ઇન્સ્પેક્ટર અને બે કોન્સ્ટેબલોને મેં રાખ્યા છે." જોન્સે જવાબ આપ્યો.

"ત્યારે હવે ચિંતા નથી એ લોકોને છટકવાના તમામ દર બંધ થઇ ગયા છે હવે આપણે માત્ર તેમની મૌનપણે રાહ જોવાની રહી."

અહો! એ વખતે સમય કેટલો ધીમો પસાર થતો હતો. મારી નોંધપોથી ઉપરથી હું જોઇ શકું છું કે માત્ર એક કલાક અને પંદર મીનિટ સુધી જ એવી સ્થિતિમાં અમારે રહેવું પડયું હતું. પરંતુ એ વખતે તો મને એમ જ લાગ્યું હતું કે રાત્રી પસાર થઇ ગઇ છે અને પ્રાતઃકાળ થવાની તૈયારી છે! હું જે સ્થિતિમાં ઊભો હતો તે ને તે સ્થિતિમાં કશો પણ ફેરફાર કર્યા સિવાય ઊભો રહ્યો. કેમકે મને ભય લાગતો હતો કે કદાચ મારી હીલચાલ દુશ્મનોના જાણવામાં આવી જશે તો તેઓ ચેતી જશે. એથી મારૂં અંગ અક્કડ થઇ ગયું અને હું બિલકુલ કંટાળી ગયો. એ સ્થળે પથરાયેલી નિઃસ્તબ્ધતામાં હું મારા સાથીદારોનો શ્વાસોચ્છવાસ શ્રવણ કરી શકતો હતો એટલું જ માત્ર નહિ, પરંતુ કદાવર જોન્સના નસકોરામાંથી જોરથી નિકળતા શ્વાસ અને એકવડીયા શરીરવાળા બેંકના ડીરેક્ટરના ધીમા શ્વાસોચ્છવાસ વચ્ચેનો ભેદ પણ મને સ્પષ્ટપણે જણાઈ

આવતો હતો. હું એવી રીતે ઊભો હતો કે પેટી ઉપરથી આગલી બાજુની જમીનપર મારી દૃષ્ટિ હતી. એ પ્રમાણે કેટલોક સમય પસાર થવા બાદ જમીનમાંથી આવતાં પ્રકાશના કિરણો મારી દૃષ્ટિએ પડ્યાં.

પહેલાં તો જમીન ઉપર અગ્નિનો એક ન્હાનો તણખો પડેલો હોય અને તે અંધારામાં ચળકતો હોય તેવું દેખાયું. પરંતુ, પછી ધીમે ધીમે લાદીની તડમાંથી બહાર આવવા લાગ્યો અને છેવટે એક પીળી રેખાના આકારમાં દેખાવા લાગ્યો. પછી જમીનમાં બિલકુલ અવાજ સિવાય થોડોક માર્ગ થયો અને નીચેથી એક મનુષ્યનો હસ્ત ઉપર આવ્યો. એ કર નાજુક, ગૌરવર્ણીય અને એક સ્ત્રીના હસ્ત જેવો હતો. તે નીચેથી આવતા પ્રકાશની વચ્ચે દૃષ્ટિગોચર થતો હતો. એ હસ્ત એક–બે મીનીટ પર્યંત બહાર દેખાયા કીધો. પરંતુ પુનઃ નિચે ચાલ્યો ગયો અને અદૃશ્ય થઇ ગયો. પુનઃ ભોંયરામાં તદ્દન અંધકાર વ્યાપી ગયો. માત્ર પત્થરો વચ્ચેની તડમાંથી ઝીણો પ્રકાશ આવતો હતો.

તદપિ એક ક્ષણ પછી મોટા અવાજની સાથે જમીન ઉપરનો પત્થર એક બાજુએ ઉથલી પડ્યો અને જમીનની અંદર એક ચોરસ ખાડો પડી ગયો. તેની અંદરથી આવતો પ્રકાશ નીચે ફાનસ હોવા-ની પ્રતીતિ આપતો હતો. એ ખાડામાંથી એક મનુષ્યનું ડોકું બહાર નિકળ્યું. માણસના મ્હોં ઉપર દાઢીમૂછ ન હતાં. તેનો ચ્હેરો એક ઉગતા જુવાનીયાના જેવો લાગતો હતો. તે ચ્હેરો ચોતરફ સઘળે વેધક દૃષ્ટિએ જોતો હતો. એક પળ પછી એ હાથ બે બાજુએ ટેકાવીને તે ઉપર કૂદી આવ્યો. બીજી જ પળે તે એ ખાડાની પાસે ઊભો રહ્યો અને તેનો સાથીદાર પણ તેની પાછળ ઉપર ચઢી આવ્યો.

તેના સાથીદારનો દેખાવ પણ તેના જેવો જ હતો. ફરક માત્ર એટલો હતો કે એ બીજા નંબરના માથાના વાળ તદ્દન લાલ રંગના હતા.

“ અહીં તો બધું શાંત લાગે છે.” લાલ રંગના વાળવાળાએ બીજા મનુષ્યને કહ્યું: “ તમે કોથળીઓ અને ટાંકણું તમારી સાથે લાવ્યા છો ! અચ્છી ! ન્હાસો—ન્હાસો ! હું અહીં જોઈ લઈશ, પણ તમે પસાર થઇ જાઓ.”

શેરલોક હોમ્સે શિકારી કૂતરાના જેવી ઝડપ મારીને પ્રસ્તુત શબ્દો બોલનારનો કોલર પકડયો. બીજો માણુસ ખાડામાં કૂદીને ન્હાસી જવા લાગ્યો. પરંતુ જોન્સ પણ બેસી રહ્યો ન હતો. તેણે એ ન્હાસતા મનુષ્યની પાછળ દોડીને તેનો કોટ પકડયો. એ વખતે કપડું ચીરાતું હોય એવો અવાજ મારા સાંભળવામાં આવ્યો. દીવાના પ્રકાશમાં જેને હોમ્સે પકડયો હતો તેના હાથમાં એક તમંચો જોવામાં આવ્યો તે તમંચાનો હોમ્સની સામે બહાર કરવા જતો હતો, પરંતુ હોમ્સે પોતાના હાથમાંની પિસ્તોલની નળીનો ફટકો જોરથી તે માણુસના તમંચાવાળા હાથ ઉપર લગાવ્યો. એટલે તમંચો નીચે જમીન ઉપર પડી ગયો.

“ એ બધું નકામું છે, જોહ્ન ક્લે !” હોમ્સે કટાક્ષપૂર્વક કહ્યું: “ હવે તમારે માટે એક પણ માર્ગ રહ્યો નથી.”

“ હા, મને પણ એમ જ લાગે છે.” ક્લેએ સંપૂર્ણ શાન્તિ અને બેદરકારીના ભાવપૂર્વક કહ્યું: “ પણ એટલો મને સંતોષ છે કે મારો દોસ્ત નિર્વિઘ્ને પસાર થઇ શકયો છે. જો કે એના કોટની [illegible] તમારા હાથમાં રહી ગઇ છે.”

“ પણ એના આગમનની રાહ જોઇને [illegible] વિલસનના દ્વાર

પાસે ત્રણુ માણુસો ઊભા છે." શેરલોક હોમ્સે જહોન કલેની ભૂલ ભાંગી.

"અહો ! અહો ! તમે કશું પણુ અધરૂં રાખ્યું નથી. તમારી ચતુરાઇ અને ચાલાકીને માટે મારે તમને મુબારકબાદી આપવી જોઇએ."

"અને હું તમને પણુ મુબારકબાદી આપું છું." હોમ્સે કહ્યું: "હું કબૂલ કરૂં છું કે લાલ માથાનું મંડળ પેદા કરવાની તમારી કલ્પના તદ્દન નવીન અને અત્યંત અસરકારક હતી."

"તું થોડા વખતમાં જ તારા દોસ્તને પુનઃ મળી શકીશ." જોન્સ બોલ્યો: "તારા હાથ ઉંચા કર એટલે હું તને બંગડીઓ પહેરાવી દઉં."

"મહેરબાની કરીને તમે તમારા ગંદા હાથનો સ્પર્શ કરશો નહિ." કેદીના હાથમાં હાથકડી પડતાં તે બોલી ઉઠયો: "તમે કદાચ નહિ જાણુતા હો કે હું રાજવંશી કુટુંબમાંથી ઉતરી આવ્યો છું. માટે મને તુંકારો નહિ કરતાં જ્યારે કાંઈ પણ કહેવું હોય ત્યારે 'નામદાર' અને 'સાહેબ,' એ માનવાચક શબ્દોથીં સંબોધવો."

"બહુ સારૂં !" જોન્સ તિરસ્કારયુક્ત હાસ્ય કરતો બોલ્યો: "વારૂ સાહેબ ! આપ નામદાર મહેરબાની કરીને ઉપર પધારો. એટલે આપ નામદારને ગાડીમાં બેસાડીને પોલિસ-સ્ટેશને લઇ જઇએ."

"હવે ઠીક બોલ્યા." જહોન કલે શાંતપણે બોલ્યો. તે અમને ત્રણે જણાને સ્હેજ મસ્તક નીચું કરીને નમ્યો અને જોન્સની સાથે સાથે બેદરકારીપૂર્વક પરંતુ શાંતિથી આગળ ચાલવા લાગ્યો.

અમે પણ એ બે જણાની પાછળ પાછળ ભોંયરામાંથી બહાર નિકળ્યા. તે વખતે બેંકનો ડીરેક્ટર મેરીવેધર જે અત્યારસુધી શાંતિપૂર્વક બધું જોયા કરતો હતો તે બોલ્યો: "મી. હોમ્સ! ખરેખર આજે તમે બેંકને આફતમાંથી બચાવી લીધી છે. બેંક તમારી એ અવર્ણનીય સેવાને માટે તમારો કેવી રીતે આભાર માનવો અથવા તેનો શો બદલો આપવો, તે હું સમજી શકતો નથી. સાહેબ! આવી રીતે અમારા ભોંયરામાં ખાતર પાડવામાં આવશે એવી તો મને કલ્પના પણ ન હતી. પરંતુ તમે ચાલાકીથી એ ભયંકર બદમાશોની હીલચાલને જાણી લીધી તથા બરાબર સમયે જ તેમને તેમના યત્નમાં નિષ્ફળ બનાવીને આબાદ જકડી લીધા છે. તમારી જગ્યાએ પોલિસ ખાતાનો બીજો ડિટેક્ટિવ હોત તો હું નથી ધારતો કે તેને આટલી ફતેહ મળી શકત."

"મારે મી. જ્હોન ક્લેની સાથે મારો પોતાનો ખાનગી હીસાબ પણ પતવવાનો હતો જ." હોમ્સે કહ્યું: "અલબત્ત આ કામમાં મને થોડુંક ખર્ચ થયું છે ખરૂં, હું આશા રાખું છું બેંક એટલી રકમ મને આપવામાં આના કાની નહિ કરે. બાકી મને આ કેસમાં મળેલા અપૂર્વ અનુભવથી, 'લાલ માથાના મંડળ'નો રહસ્યાત્મક અને ચમત્કારપૂર્ણ વૃતાન્ત શ્રવણ કરવાથી અને મી. જ્હોન ક્લેની સ્વતંત્રતાને નષ્ટ કરવાથી આ કેસમાં મને પડેલા શ્રમનો પૂરતો બદલો મળી ગયો છે. એટલે હવે બેંકે મને વિશેષ બદલો આપવાનો વિચાર કરવાની જરૂર નથી."

* * * * *

બીજે દિવસે સ્હવારે હોમ્સના દિવાનખાનામાં તે તથા હું નાસ્તો કરતા બેઠા હતા તે વખતે હોમ્સે મને કહ્યું: "વોટસન!

આ કેસના સંબંધમાં કેટલોક ખુલાસો હું કરવા માગું છું. પહેલું તો એ કે લાલ માથાના મંડળની જાહેર ખબર આપવામાં અને જેબેઝ વિલસનની પાસે સ્હવારના દશથી બપોરના બે વાગ્યા સુધી 'એનસાઈક્લોપીડીઆ' ની નકલ કરાવવામાં એ લોકોનો હેતુ વિલસનને પોતાના મકાનમાંથી હમેશાં અમુક વખત સુધી દૂર રાખવાનો હતો એ તો સરલપણે સમજી શકાય તેવું હતું. અલબત એ પાર પડવાને માટે તેમણે કરેલી પ્રસ્તુત યોજના વિચિત્ર હતી ખરી, પરંતુ એના કરતાં વધારે સારી યોજના ભાગ્યે જ સૂચવી શકાશે. પોતાના સાથીના માથાના વાળ લાલ હોવાથી તેમ જ વિલસનના વાળ પણ લાલ હોવાથી લાલ માથાના મંડળની કલ્પના જહોન ક્લેના મનમાં ઉદ્ભવી હશે; અને જેમણે હજારો પાઉંડ મેળવવાની આશાથી આ યોજના કરી હતી તેઓ અઠવાડિયાના ચાર પાઉંડનો ભોગ આપવાને તૈયાર થાય એમાં પણ નવાઈ જેવું નથી. એમણે જાહેરખબર આપી, એક બદમાશ ઓફિસનો મેનેજર બની ગયો અને બીજા બદમાશે વિલસનને ઉમેદવારી કરવાને ઉશ્કેર્યો અને રવિવાર સિવાયના અઠવાડિયાના છએ દિવસોએ જેબેઝ વિલસનને રહવારના ચાર કલાક પોતાના મકાનથી દૂર રાખવાના કાર્યમાં એ બન્ને જણા સફળતા મેળવી શકયા. તેનો મદદનીશ અર્ધા પગારે રહેવાને ખુશ હતો એવું મેં સાંભળ્યું ત્યારથી જ હું સમજી ગયો હતો કે તે નોકરી મેળવવામાં તેનો ખાસ ઉદ્દેશ હોવો જોઈએ."

"પરંતુ તે ઉદ્દેશ શો હતો, એ તમે કેવી રીતે જાણી શક્યા?" મેં પૂછ્યું.

"જો એ મકાનમાં કોઈ સ્ત્રી હોત તો મારા મનમાં એવી શંકા આવત કે એ મદદનીશનો ઉદ્દેશ એ સ્ત્રીને ફસાવવાનો હોવો

જોઇએ. પરંતુ વિલસન વિધુર હોવાથી એ પ્રશ્ન રહ્યો ન જ હતો. વળી વિલસનનો ધંધો પણ સાધારણ પ્રકારનો હતો. તેની દુકાનમાં એટલી બધી કીમતનો માલ ન હતો કે જેને ઉઠાવી જવાને માટે આ લોકોને આટલી મોટી તૈયારી કરવી પડે અને આટલા મોટા ખર્ચમાં ઉતરવું પડે ત્યારે એ મકાન સિવાય કોઈ બીજે સ્થળે ખાતર પાડવાનું હોવું જોઇએ એવો તર્ક મને થયો. પણ તો પછી જેબેઝ વિલસનને તેના મકાનથી રોજ અમુક કલાકો સુધી દૂર રાખવાનું કારણ શું? એ જ વખતે મને તેના મદદનીશનો ફોટોગ્રાફ લેવાને શોખ અને એ ફોટોગ્રાફને ધોવા વગેરેના કામ માટે અમુક સમય વિલસનના મકાનના ભોંયરામાં પસાર કરવાની તેની યુક્તિનો ખ્યાલ આવ્યો. ભોંયરું, હો કે! બસ મારા તર્કોની સાંકળની તૂટક કડીઓ એ જ વખતે સંધાઈ ગઈ! હું સમજી ગયો કે એ ભોંયરા વાટે તેની પાછળના મકાનમાં પ્રવેશવાનો ઈરાદો હોવો જોઇએ. તે પછી વિલસનનો મદદનીશ દેખાવમાં કેવો છે એની મેં તપાસ કરી. હું જોઈ શક્યો કે મારે લંડનના એક ભયંકર બદમાશની સાથે કામ પાડવાનું છે. તે રોજ ભોંયરામાં ત્રણ ચાર કલાક રહીને શું કામ કરતો હશે? તુરત મને વિચાર આવ્યો કે તે જમીનની નીચે રસ્તો બનાવતો હોવો જોઇએ. એથી જ જ્યારે ગઈ કાલે બપોરે આપણે વિલસનના મકાને ગયા ત્યારે મેં તેના દ્વાર પાસે લાકડી બે-ત્રણ વખત ઠપકારી હતી. હું એમ જાણવા માગતો હતો કે મકાનના પ્રવેશદ્વારવાળા ભાગમાં તો નીચે પોલાણ નથી ને! મારી ખાત્રી થઇ કે એ ભાગ પોલો નથી, એટલે મકાનની સામી બાજુના કોઈ પણ સ્થળ ઉપર તેમની તરાપ નથી એટલું હું જાણી શક્યો. પછી મેં બારણાની સાંકળ ખખડાવી. એટલે મેં આશા રાખી હતી

તે પ્રમાણે એ મદદનીશે બારણું ઉઘાડયું. એ માણસને હું નામથી ઓળખતો હતો. પરંતુ મેં તેને કદી પણ મારી નજરે જોયો ન હતો. એટલે તેનો ચહેરો જોવાની મેં દરકાર કરી નહિ પરંતુ તેના પાટલુનનું બારિક નિરીક્ષણ કરી જોયું. કદાચ તમારા જોવામાં આવ્યું પણ હશે કે તેનું પાટલુન ચોળાઈ ગયેલું હતું તથા પાટલુન ઉપર માટીના ડાઘ હતા. બસ, એટલું મારે માટે પૂરતું હતું ભોંયરામાં ખોદવાનું કામ કરતાં જમીનપર બેસવાને લીધે પાટલુન ચોળાઈ ગયેલું હોવું જોઈએ અને ખોદેલી ભેજવાળી માટીના ડાઘા પડેલા હોવા જોઈએ, એવી મેં કલ્પના કરી. વળી તેના દેખાવ ઉપરથી હું એવું પણ અનુમાન કરી શકયો કે તે જરોન કલે જ હોવો જોઇએ. હવે કયા મકાન ઉપર તેની નજર છે એ બાબત તપાસ કરવાની રહી. તેની પાછળના રસ્તાપર આપણે ગયા. ત્યાં જઇને જેબેઝ વિલ્સનની પાછળ આવેલાં મકાનોનું મેં નિરીક્ષણ કરી જોયું, તો મને માલૂમ પડયું કે બરોબર તેની પાછળ આવેલા મકાનમાં લંડનની 'સીટી અને સબર્બન બેંક'ની શાખા ઓફીસ આવેલી છે. અર્થાત્ એ બેંકની રોકડ ઉચાપત કરવાનો તેમનો ઈરાદો હોવો જોઇએ અને તે બેંકમાં મોટી કીમતની રોકડ હોવી જોઇએ એવું મેં અનુમાન કર્યું. તમે મારાથી છૂટા પડયા બાદ મેં સ્કોટલેન્ડ યાર્ડ પોલિસ સ્ટેશનની તથા એ બેંકના ડીરેકટરોના ચેરમેનની મુલાકાત લીધી. તેનું પરિણામ કેવું આવ્યું એ તો તમે જાણો જ છો.",

"પણ એ લોકો ગઈ કાલે રાત્રીએ જ બેંકમાંની રોકડ ઉચાપત કરવાનો યત્ન કરશે એવું તમે શા આધારે ચોક્કસપણે માની લીધું?" મેં પ્રશ્ન કર્યો.

"એ લોકોએ લાલ માથાના મંડળની ઓફિસ ગઈ કાલે

રહેવારે બંધ કરી દીધી, તેપરથી સિદ્ધ થઈ શકતું હતું કે હવે તેમને મી. જેએઝ વિલસનને તેના પોતાના મકાનમાંથી દરરોજના અમુક કલાકો સુધી ગેરહાજર રાખવાની જરૂર ન હતી. બીજા શબ્દોમાં કહીએ તો એ મકાન તથા બેંકનાં ભોંયરાઓ વચ્ચેનો માર્ગ કરવાનું કામ તેમણે પૂર્ણ કીધું હતું. વળી ભોંયરાની નીચે પોલાણ હોવાની કોઇને શંકા જવાથી પોતાની યોજના ખુલ્લી થવાનો તેમ જ બેંકના ભોંયરા માંહેની રોકડ રકમ તે સ્થળેથી બીજે ઠેકાણે લઇ જવામાં આવે એવો તેમને સ્વાભાવિક રીતેજ વિચાર થવો જોઇએ. એથી જેમ બને તેમ જલ્દીથી પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને તેઓ ઇચ્છે એ દેખીતું છે. તે કામને માટે બીજા બધા દિવસો કરતાં શનિવાર તેમને માટે વધારે અનુકુળ હતો. કેમકે રવિવારે તો બેંક બંધ હોય. એટલે સોમવારે બેંક ઉઘડે તે વખતે કદાચ તેમાંની રકમ ઉચાપત થઇ ગયાનું જાહેર થાય. તે દરમિયાન તેમને પસાર થઈ જવાનું સુગમ પડે. આ બધાં કારણોને લીધે ગઈ કાલે શનિવારે રાત્રે જ તેઓ બેંકમાં ખાતર પાડવાનો યત્ન કરશે એવી મેં કલ્પના કરી લીધી."

"તમારી કલ્પના આબાદ ખરી પડી." મેં પ્રશંસાત્મક ભાવપૂર્વક કહ્યું: "તમારા આ કેસની સાંકળી ઘણી લાંબી હોવા છતાં તેની દરેકેદરેક કડી તમે બરોબર બંધબેસતી રીતે ગોઠવી શકયા છો એમાં તો શક નથી જ."

"એથી બીજું કાંઈ નહિ તોયે મારા મગજની ગ્લાનિ તો તેટલા સમયપર્યંત દૂર થઈ." તે બોલ્યો. પરંતુ અત્યારે તેના ચ્હેરા ઉપરની પ્રફુલ્લતા દૂર થઇ ગઈ હતી. તેણે એકાદ બે ક્ષણ પછી કહ્યું: "પરંતુ હવે એ ગ્લાનિ પુનઃ મારા ઉપર સામ્રાજ્ય

મેળવવા લાગી છે. મારૂં જીવન બીજા સામાન્ય મનુષ્યોના જેવી સ્થિતિમાં પસાર ન થાય એ જ મારો ઉદ્દેશ અને તેને માટે જ મારો પ્રયત્ન છે. તેમાં આવા કેસો મને સારી રીતે મદદગાર થઈ પડે છે. ”

“ એટલું જ નહિ પરંતુ તમારા એ પ્રયત્નથી તમે મનુષ્ય જાતિ ઉપર આવી પડતી આવા પ્રકારની આકસ્મિક આફતોને અમુક અંશે દૂર કરી શકો છો. ” મે કહ્યું.

તે બોલ્યો: “ એ કદાચ ખરૂં હશે. પરંતુ સત્ય વાત તો એ છે કે હું મારા શોખને પૂર્ણ કરવાને મથું છું. શિકારી :મનુષ્યો પોતાના શોખની તૃપ્તિને અર્થે સિંહ, વાઘ, રીંછ, આદિ હિંસક પશુ-ઓનો નાશ કરવાનો યત્ન આરંભે, એથી જનસમાજને અમુક અંશે લાભ થાય ખરો, પરંતુ તેમાં શિકારી મનુષ્યોનો હેતુ પરો-પકાર કરતાં વિશેષે કરીને પોતાની સ્વાર્થસાધના—પોતાનાં મનને પ્રસન્ન કરવાનો જ હોય છે એ સમજવું જોઈએ. જગતનો દરેકેદરેક ચેતનાવાળો પદાર્થ પોતાના આનંદ અને પોતાના શાંતિનો જ વિચાર કરે છે: તો પછી હું તે કોણ માત્ર ? ”

# ગૂમ થયેલો પ્રિયતમ !

એકવાર અમે બે જણા બેકરસ્ટ્રીટમાં આવેલા શેરલોક હોમ્સના મકાનના દિવાનખાનામાં બેઠા હતા તે વખતે હોમ્સ બોલ્યો: “ડોક્ટર! મનુષ્યો જે કોઈ નૂતન પ્રકારની અને અત્યાર સુધીમાં નહિ જણાયેલી શોધો કરે છે તેના કરતાં પણ મનુષ્યજીવનનો વ્યવહાર અજ્ઞાત, ઊંડો અને ભેદ ભરેલો હોય છે. ખરેખરી રીતે જગતમાં હમેશાં બનતા સામાન્ય પ્રકારના બનાવોની પણ આપ-ણને કલ્પના આવી શકતી નથી. જો આપણે બન્ને જણા આ બારી વાટે પક્ષીની માફક ઊડીને આકાશ માર્ગે ગમન કરીએ અને આ વિસ્તૃત શહેર ઉપર એક ચક્કર લગાવીએ તથા ઉંચાં છાપરાંના નળીયાં ખસેડીને અંદર ડોકીયું કરીયે તો ત્યાં ચાલતા બનાવોનું નિરીક્ષણ કરવાથી મારા કથનની પ્રતિતી થઇ શકશે. કોઈ સ્થળે કારસ્થાનો રચાતાં હશે, કોઇ ઘરમાં પતિપત્ની વચ્ચે કલહ જામેલા હશે, કોઇક ઠેકાણે વળી બીજા જ પ્રકારની ક્રિયા ચાલી રહી હશે, એમ જુદે જુદે સમયે ભિન્ન ભિન્ન પ્રકારનાં દૃશ્યો આપણી નજરે પડવાનાં. તે એવાં દૃશ્યો કે જેની આપણને કલ્પના પણ ન હોય.”

“પણ મને એ બાબતની ખાત્રી થઇ શકતી નથી.” મેં કહ્યું: “રોજ વર્ત્તમાનપત્રોમાં જે ગુન્હાના કેસો પ્રકાશમાં આવે છે તે સાધારણ રીતે નિયમ તરીકે હલકા પ્રકારના અને સ્પષ્ટ જ હોય છે. પોલિસના રિપોર્ટોમાં તે ગુન્હાઓની ઝીણામાં ઝીણી વિગતો સંપૂર્ણપણે નોંધાયેલી હોય છે. પરંતુ એ બધી વિગતો અકલ્પનીય કે આશ્ચર્યજનક હોતી નથી.”

"તમારી એ વાત ખરી છે. પરંતુ ગુન્હાઓના ગૂઢ રહસ્યને શોધી કાઢવાને માટે એક ખાસ પ્રકારની બુદ્ધિ અને નિર્ણયશક્તિની જરૂર છે." શેરલોક હોમ્સે જણાવ્યું: "એ બાબતની પોલીસ-રિપોર્ટોમાં ખામી જણાય છે. એ લોકો ગુન્હાઓની સત્ય વિગતોને રજુ કરવાને બદલે જેટલી વિગતોથી માજીસ્ટ્રેટના મનનું સમાધાન થઈ શકે તેટલી જ વિગતો માત્ર રજુ કરવાની કાળજી કરે છે, જ્યારે એક બારિક નિરીક્ષણ કરનારને તો એ ગુન્હાઓની વિગતોમાં કોઇક ઊંડું જ રહસ્ય સમાયેલું માલૂમ પડે છે. તમે એટલું ખાત્રીથી માનજો કે જે ઉપલક દૃષ્ટિએ સામાન્ય પ્રકારનું દેખાય છે તે જ વિશેષ ઊંડું રહસ્યમય અને આશ્ચર્યજનક હોય છે."

મેં હસીને ડોકું ધુણાવ્યું અને કહ્યું: "હું સમજું છું કે એવા પ્રકારનો વિચાર તમને આવવો જોઇએ દુનિયાના ત્રણ મોટા ખજાનામાં તદ્દન ગુંચવાઇ ગયેલા મનુષ્યોને સલાહ આપનાર અને મદદ કરનાર એક ખાનગી ડિટેક્ટિવ તરીકે તમે વિચિત્ર પ્રકારના અને જેની કલ્પના પણ ન આવી શકે એવા પ્રકારના પ્રસંગો જોયા, જાણ્યા અને અનુભવ્યા હશે, પરંતુ અહીં તો પ્રકાર જુદોજ છે." જમીન ઉપરથી તે રોજ સવારે પ્રગટ થયેલું એક વર્તમાનપત્ર ઉપાડીને મેં કહ્યું: "આપણે આપણી ચર્ચાનું વ્યાવહારિક દૃષ્ટિએ પરીક્ષણ કરી જોઇએ. આ પત્રમાં એક કેસના વિગત આપવામાં આવી છે. તેનું મથાળું એવું કર્યું છે કે 'ધણીયાણી તરફ નિર્દય વર્તન ચલાવનારો ધણી.' તેની નીચે લગભગ અર્ધા કોલમ જેટલું લખાણ છે. પરંતુ તે વાંચ્યા સિવાય પણ હું કહી શકું છું કે એ કેસની વિગતો રોજ બનતા બનાવોના જેવી જ હોવી જોઇએ. અલબત આ ધણીનો બીજી સ્ત્રી ઉપર પ્રેમ લાગ્યો હશે, તે ખૂબ દારૂ પિતો હશે, પોતાની

સ્ત્રીને મારતો હશે,' એકાદ વાર વધુ મારથી સ્ત્રીનાં શરીર ઉપર શાળ પડયા હશે, તે સ્ત્રીની બ્હેને કિંવા તેઓ મકાનમાં રહેતા હશે તે મકાનની માલિકણે એ સ્ત્રીનો પક્ષ પકડયો હશે, અને એ બધાને પરિણામે એ ઝગડો કોર્ટે ચઢયો હશે. એમાં આશ્ચર્યજનક શું છે? હું નથી ધારતો કે એક બુદ્ધિમાન્ લેખક પણ તેના કરતાં બીજું કાંઇ નવીન લખી શકે."

હોમ્સે એ પત્ર મારા હાથમાંથી લઇને એ કેસની વિગતો તરફ દૃષ્ટિ ફેંકતાં કહ્યું: "ડોક્ટર! કમનસિબે તમારા કથનની દલીલમાં આ દૃષ્ટાંત તમને ટેકો આપી શકે તેમ નથી. આ ડંડા દંપતીના છૂટાછેડાનો કેસ છે; અને એ કેસના કેટલાક મુદ્દાઓને સ્પષ્ટ કરવાનું કાર્ય મને સુપ્રત કરવામાં આવેલું હોવાથી તેની મને પૂર્ણપણે માહિતી છે. મી ડંડા દારૂ તો બિલકુલ પિતો જ ન હતો, કેમકે તે મદ્યપાનનિષેધક મંડળનો ચુસ્ત હિમાયતી અને સભાસદ છે. વળી કોઈ અન્ય સ્ત્રી સાથે તેને સંબંધ પણ ન હતો. તેની સામે કોર્ટમાં તેની સ્ત્રીએ એવી ફરિયાદ કરી હતી કે 'મારો ધણી રોજ જમતી વેળાએ પોતાના મ્હોંમાં બેસારેલા દાંતના ચોકઠાને બહાર કાઢીને મને ચીતરી ચડે તેવી રીતે મારી સામે ફેંકે છે અને બોખા દાંતે ખોરાક ખાય છે. એ દેખાવ મને તદ્દન અસભ્ય અને અપમાનકારક લાગે છે. માટે તેનાથી મને છૂટાછૂટકો મળવો જોઇએ.' આ ઉપરથી તમારી ખાત્રી થશે કે એક નવલકથાકારને પણ આવા પ્રકારની કલ્પના ભાગ્યે જ આવી શકશે. ડોક્ટર! તમારા દૃષ્ટાંતમાં તમે નિષ્ફળ જવાથી તમને ક્ષોભ થાય છે, પરંતુ એ ક્ષોભને દૂર કરવાને માટે છીંકણીની એક ચપટી લ્યો."

તેણે એક સોનાની ડાબડી મારી સામે ધરી. તે ડાબડીના

ઢાંકણા ઉપર એક મોટું નંગ જડેલું હતું. તેની સાદી રહેણીકરણી અને સરળ સ્વભાવ જોતાં આવી મૂલ્યવાન અને ભપકાદાર લાકડી તેની પાસે જોઇને મને આશ્ચર્ય થયું. મેં કહ્યું: "આવી લાકડી તમે ક્યારથી રાખતા શિખ્યા ?"

તે બોલ્યો: "આપણે ઘણા અઠવાડિયાં થયા મળ્યા નથી એ તો હું ભૂલી જ ગયો ! બોહિમીયાના ગ્રાન્ડ ડયુકને પેલી બહાદૂર સ્ત્રીના કેસમાં જે મદદ મેં કરી હતી તેના બદલામાં તેમણે આ લાકડી મને ભેટ કરી છે."

"અને આ વીંટી ?" તેની આંગળી ઉપર ચમકતી મૂલ્યવાન વીંટી સામે જોઇને મેં પ્રશ્ન કર્યો.

"એ વીંટી મને હોલાંડના રાજકુટુંબ તરફથી મળી છે. જો કે એ બાબત ઘણી જ નાજુક હોવાથી તેને લગતી વિગતો મારાં પરાક્રમોને પુસ્તકોદ્વારા જાહેરમાં લાવનાર તમારા જેવા એક અતિ વિશ્વાસુ મિત્રને પણ હું કહી શકતો નથી, એ માટે હું દિલગીર છું."

"વારૂ, હાલમાં કોઇ કેસ તમારા હાથમાં છે ?" મેં જીજ્ઞાસા-વૃત્તિ પૂર્વકપૂછ્યું.

"હા, લગભગ દશ-બાર કેસ છે. પરંતુ તે એકે કેસ રહસ્ય-મય નથી. એ કેસો અગત્યના છે ખરા, પરંતુ તેમાં ઊંડો ભેદ સમાયેલો નહિ હોવાથી તમને રસ પડે તેમ નથી. મને મારા અનુ-ભવથી જણાયું છે કે ઉપલક દૃષ્ટિએ તદ્દન બિનઅગત્યના જણાતા કેસોમાં જ ઊંડું નિરીક્ષણ કરવાની તથા તેનાં કારણોનું પૃથક્કરણ કરવાની જરૂર પડે છે, અને એ કારણથી એવા કેસોની તપાસ રસપ્રદાયક નિવડે છે. જેમ ગુન્હો મોટો તેમ તે ઘણો સાદો અને સરળ હોય છે, કારણ કે મોટા ગુન્હામાં ગુન્હો કરનારનો હેતુ સ્પષ્ટ

અને ખૂલ્લો હોવાથી તેને શોધી કાઢવાનો શ્રમ નથી પડતો. હાલ જે કેસો મારા હાથમાં છે તેમાં એક માર્સેલ્સના કેસ સિવાય બીજા કેસોમાં એવું કશું નથી કે જેને શોધી કાઢવામાં મગજને કસવું પડે. માર્સેલ્સના કેસમાં કેટલીક ગુંચવણો ઉકેલવાની છે ખરી, પરંતુ તે ગુંચવણો પણ સાદા પ્રકારના જ હોવાથી તેમાં નવીનતા જેવું લાગે તેમ નથી. પણ મને આશા છે કે થોડીક મીનિટો પહેલાં જ એકાદો રસપ્રદાયક અને રહસ્યમય કેસ મને સુપ્રત થશે ખરો. કેમકે જો હું ભૂલતો ન હોઉં તો આ મારા અસીલોમાંનું એક લાગે છે."

એ શબ્દો બોલતી વેળાએ તે પોતાની ખૂરસીપરથી ઉઠીને બારી પાસે જઇને તેના બે પડદાની વચ્ચેથી બહાર જોતો હતો. હું પણ તેની પાસે ગયો. મેં બહાર રસ્તા તરફ દષ્ટિ ફેંકી તો એક ઉંચી સ્ત્રીને સામી બાજુના ફુટપાથ ઉપર ઊભેલી જોઇ. તેણે ગળાનું ઠંડીથી રક્ષણ કરવાને માટે એક રૂંવાવાળો ગળપટ્ટો કંઠની આસપાસ વીંટાળ્યો હતો. તેના મસ્તક ઉપર ધારણ કરેલી ટોપીમાં મોટાં લાલ રંગનાં પીંછાં ખોસેલાં હતાં. તે અમારા મકાનની બારીઓ સામે દષ્ટિ કરતી હતી. તેનાં નેત્રો ઉપરથી તે ઉશ્કેરાયેલી હાલતમાં હોય તથા મનમાં શંકાશીળ હોય એમ જણાઇ આવતું હતું. એકાએક તેના મનનો નિશ્ચય થઇ ગયો હોય એવી રીતે તે ત્વરાથી એ ફુટપાથનો ત્યાગ કરીને આ બાજુએ આવી અને એક ક્ષણ પછી અમે નીચે ઘંટડીનો તીવ્ર અવાજ સાંભળ્યો.

"મેં આ સ્ત્રીના જેવાં ચિહ્નો અગાઉ પણ જોયેલાં છે." સીગારેટના બાકીના ભાગને સઘડીમાં ફેંકી દેતો શેરલોક હોમ્સ બોલ્યો: "એ સ્ત્રી સલાહને માટે આતુર છે, પરંતુ જે બાબતમાં

તેને સલાહની અગત્ય છે તે બાબત બહુ જ નાજુક હોવી જોઇએ. જોકે એ બાબત પ્રેમવિષયને લગતી જ છે. તો પણ તે જે પુરુષને પોતાનો પ્રિયતમ માનતી હશે એ પુરુષ તરફથી તેને દગો થયો હોય એમ લાગતું નથ. કેમકે તેના ચ્હેરા પર ગુસ્સાનું એક પણ ચિહ્ન નથી. તેનું હૃદય દુઃખાયેલું હોય અને મુંઝવાયેલું હોય એમ લાગે છે. અર્થાત્ તે અત્યંત ચિંતાતુર બનેલા જણાય છે. પણ એ જાતે જ આપણી બધી શંકાઓનું નિવારણ કરવાને આવી પહોંચી છે."

એ શબ્દોની સાથે જ દિવાનખાનાના બારણા ઉપર કોઇએ ટકોરો માર્યો. બારણું ઉઘડયું અને એક છોકરાએ આવીને મીસ મેરી સધરલેન્ડનું નામ આપ્યું. તેની પાછળ જ તે સ્ત્રી પણ દાખલ થઈ. શેરલોક હોમ્સે સભ્યતાપૂર્વક તેને આવકાર આપ્યો. પેલો છોકરો બહાર ચાલ્યો ગયો એટલે હોમ્સે તે સ્ત્રીને એક ખુરસીપર બેસવાનું સૂચવીને દ્વાર બંધ કરી દીધું. પછી તે પોતાની પ્રાકૃતિક ટેવ મુજબ વેધક દૃષ્ટિએ તે સ્ત્રીનું બારિક અવલોકન કરવા લાગ્યો.

થોડી વારે તે બોલ્યો: "તમારી શોર્ટ સાઇટ (ટુંકી નજર) હોવા છતાં ટાઇપ-રાઇટિંગ વધારે પ્રમાણમાં કરવાનું કામ આંખોને નુકસાનકારક છે એમ તમને નથી લાગતું? કારણું કે એથી તમારી આંખો ખેંચાતી હોવી જોઇએ."

"હા, પહેલાં શરૂઆતમાં એમ થતું હતું ખરૂં." તે બોલી: "પરંતુ હવે તો પ્રેક્ટિસથી આંખો વડે જોયા સિવાય પણ કયા અક્ષરની ચાવી કયે સ્થળે છે તે હું જાણી શકું છું એટલે મારી આંખોને વિશેષ શ્રમ પડતો નથી." પરંતુ આ અજાણ્યો માણસ પોતે ટાઇપ-રાઇટિંગનું કામ કરે છે અને તે પણ વધારે પ્રમાણમાં કરે છે એ કેવી રીતે જાણી શકયો, એ વિચાર તે સ્ત્રીના મનમાં

આવવાથી તે ચમકી અને તેના ચ્હેરાપર આશ્ચર્ય અને ભીતિનું ચિહ્ન તરવરી રહ્યું. તે બોલીઃ

"મી. હોમ્સ! તમે મારા સંબંધમાં અગાઉ સાંભળેલું હોવું જોઈએ; નહિ તો એ બધું તમે કેવી રીતે જાણી શકો?"

"એ બાબત તમારે આશ્ચર્ય પામવાની કશી પણ જરૂર નથી." હોમ્સે સ્મિત કરતાં કહ્યું: "દરેક બાબત જાણી લેવાનો મારો ધંધો જ છે. બીજા મનુષ્યો જે જોવાની દરકાર નથી કરતા તેનું અવલોકન કરવાના સંબંધમાં મેં મારાં નેત્રોને ખાસ શિક્ષણ આપેલું છે. જો એમ ન હોત તો તમે મારી પાસે સલાહ લેવાને સારૂ શા માટે આવત?"

"સાહેબ! મીસીસ ઇથરેજના પતિ ગૂમ થઇ ગયા હતા અને જ્યારે પોલિસને તેનો પત્તો નહિ લાગવાથી તે લોકોએ તેમને મરણ પામેલા ધાર્યા હતા ત્યારે તમે તમારી અદ્ભુત શક્તિથી તેમનો પત્તો મેળવી આપ્યો હતો. એ વાત મીસીસ ઈથરેજે મને જણાવી હતી. એટલે હું તમારી પાસે આવવાને લલચાણી છું. મી હોમ્સ! હું ઇચ્છું છું કે તમે પણ મારૂં એટલું કામ કરી આપશો. હું પૈસાપાત્ર નથી. તો પણ એક વર્ષે સો પાઉંડ વ્યાજ ઉપજે તેટલી રકમ મારી પાસે છે. તેમજ ટાઇપ-રાઇટિંગ કરીને પણ હું થોડું ઘણું પેદા કરૂં છું. જો મી. હોસ્મર એંગલનો કોઇ મને પત્તો લગાડી દે તો એ બધું હું તેને આપી દેવાને તૈયાર છું."

"પણ મારી સલાહ લેવાને માટે તમે આટલી બધી ઉતાવળથી શા માટે દોડી આવ્યાં?" હોમ્સે પોતાની નજર ઉંચે સીલીંગ તરફ રાખીને પ્રશ્ન કર્યો.

પુનઃ મીસ મેરી સધરલેન્ડ હોમ્સની સામે આશ્ચર્યપૂર્વક જોઈ

રહી. તે બોલી: "હા, તમારૂં કહેવું ખરૂં છે. હું ઉતાવળી ઉતાવળી મારા મકાનમાંથી નિકળી હતી. કારણ કે મી. વીંડીબેંક—એટલે મારા પિતાએ મી. હોસ્મર એંગલના ગૂમ થઇ જવાની બાબતને બિન-અગત્યની જણાવવાથી તથા એ માટે ચિંતા કરવાનું કશું પણ કારણ નથી એમ જણાવવાથી મને ગુસ્સો ચડયો હતો. મારા બાપે પોલિસને એ બાબતની ખબર આપવાની તેમ જ તમારી સલાહ લેવાને આવવાની ના પાડવાથી હું જાતે જ ત્વરાથી તમારી પાસે આવી."

"તમારા પિતા!" હોમ્સ બોલ્યો: "તમારૂં ને એમનું નામ જુદું હોવાથી તે તમારા સાવકા પિતા હોવા જોઈએ!"

"હા, મારા સાવકા પિતા. હું એમને પિતા શબ્દથી સંબોધું છું એ જરા રમુજી પણ છે. કેમકે તે મારા કરતાં ઉમરમાં માત્ર પાંચ વર્ષ અને બે મહિને જ મોટા છે." મીસ મેરી સધરલેન્ડે ખુલાસો કર્યો.

"અને તમારાં મા જીવે છે?"

"હા, મારી મા જીવે છે અને તન્દુરસ્ત પણ છે. મી. હોમ્સ! મારા પિતાના મૃત્યુ બાદ થોડા વખતમાં જ પોતાના કરતાં પંદર વર્ષે ન્હાના માણસની સાથે મારી માએ પુનર્લગ્ન કર્યું છે. એવા પુનર્લગ્નથી મને આનંદ ન થાય એ સ્વાભાવિક જ છે. મારા પિતાનું ટોટનહામ-કોર્ટરોડ ઉપર લોખંડનું કારખાનું હતું. તેમના મૃત્યુ પછી પણ અમારા ફોરમેન મી. હાર્ડીની મદદથી મારી માએ એ કારખાનું ચાલુ રાખ્યું હતું. પરંતુ મી. વીંડીબેંકની સાથે મારી માએ લગ્ન કર્યાંથી તેમણે એ કારખાનું વેચી નાખવાની મારી માને ફરજ પાડી. કેમકે તે જાતજાતના મદ્યોના મોટા વેપારી હોવાથી

તેમને એવો હલકો ધંધો મારી મા ચાલુ રાખે તે પસંદ પડતું નહિ. તેમને એ કારખાનું કાઢી નાખવાથી કુલ્લે ચાર હજાર અને સાતસો પાઉંડ ગૂડવીલના મળ્યા જો મારા બાપ જીવતા હોત તો તેમને એ કરતાં વધુ રકમ મળી હોત."

આ બીના બીનજરૂરી ટાયલાથી શેરલોક હોમ્સને કંટાળો ઉપજ્યો હશે એમ મને લાગતું હતું પરંતુ એ તો જાણે આ હકીકત કેટલીયે ઉપયોગી હોય અને તેમાં પોતાને કેટલોયે રસ પડતો હોય તે પ્રમાણે પૂરતું ધ્યાન આપીને મીસ મેરી સધરલેન્ડના વૃતાન્ત શ્રવણુ કરતો હતો.

"વારૂ, પણુ હમણાં તમે જણાવ્યું કે તમને વાર્ષિક સો પાઉંડ મળે છે, તે આ ટાઇપના કારખાનાના વેચાણમાંથી તમને પ્રાપ્ત થાય છે?" હોમ્સે પ્રશ્ન કર્યો.

"ના ના, એ આવક તો તદ્દન જુદી જ છે, સાહેબ! મારા કાકા નેડ તરફથી મને મળેલા વારસાની એ આવક છે. તેમણે 'ન્યુઝીલાંડ સ્ટોક' માં બે હજાર અને પાંચસો પાઉંડ મારા નામથી રોકેલા છે. તેનું સ્હાડાચાર ટકા વ્યાજ ઉપજે છે. મારો માત્ર એ વ્યાજ ઉપર જ હક્ક છે." મીસ મેરી સધરલેન્ડે પોતાની આવકના સંબંધમાં ખુલાસો કર્યો.

હોમ્સ બોલ્યો: "તમને એ વ્યાજની રકમ સો પાઉંડ કરતાં સ્હેજ વધારે મળે છે. અને તે ઉપરાંત ટાઇપ રાઇટીંગ કરવામાં પણુ બીજી આવક થતી હશે. તેમ છતાં પણ તમને મુસાફરી કરવાનો શોખ હોય તેમ લાગતું નથી, અને દરેક રીતે તમે કરકસરથી રહેતાં હો એમ જણાય છે. મારૂં માનવું એવું છે કે એક સ્ત્રીને જો

વાર્ષિક સાઠ પાઉંડની આવક હોય તો પણ તે ઘણી સારી રીતે ચેનબાજીથી રહી શકે."

"હું એથી પણ ઓછી રકમમાં સારી રીતે ચલાવી શકું, મી. હોમ્સ! પરંતુ તમે સમજી શકો તેમ છો કે જ્યાં સુધી હું તેમને ઘેર રહેતી હોઉં ત્યાંસુધી મારે તેમને બોજારૂપ થવું જોઇએ નહિ. એટલે હું એ લોકોની સાથે રહું ત્યાંસુધી મારી આવકનો ઉપયોગ તેમને જ કરવા દઉં છું. મારે માટે એ જ એક યોગ્ય માર્ગ છે. 'ન્યુઝીલાંડ સ્ટોક' નું વ્યાજ દર ત્રણ માસે મી. વીંડબેંક ઉપાડે છે અને તે રકમ મારી માના હાથમાં સોંપે છે. તે સિવાય મારા પરચુરણ ખર્ચને માટે ટાઈપરાઈટીંગની આવક મારે માટે પૂરતી છે. ટાઈપરાઇટીંગમાં એક શીટના મને બે પેન્સ મળે છે અને ઘણી વખત હું એક દિવસમાં પંદરથી વીશ શીટ ટાઇપરાઈટીંગ કરૂં છું."

"તમારી હકીકત ઉપરથી તમારી પરિસ્થિતિનો મને સંપૂર્ણ અને સ્પષ્ટ ખ્યાલ આવી ગયો છે." હોમ્સે કહ્યું: "આ ગૃહસ્થ મારા ખાસ મિત્ર છે. તેમનું નામ ડા. વોટસન છે. તમે જેટલા ખુલ્લા દિલે મારી સાથે વાત કરી શકો, તેટલા જ નિ:સંકોચપૂર્વક તેમની હાજરીમાં પણ તમારી હકીકત જણાવવામાં વાંધો નથી. હવે મી. હોસ્મર એંગલ સાથેના તમારા સંબંધને લગતી તમામ હકીકત મહેરબાની કરીને જણાવો."

મી. હોસ્મર એંગલનું નામ શ્રવણ કરતાં મીસ સધરલેન્ડના ગાલ ઉપર રતાશ ધાઇ આવી તે જાણે શરમાઇ ગઇ હોય તે પ્રમાણે નીચું મુખ કરીને કહેવા લાગી: "પ્રથમ એમનો મેળાપ મને ગાસનીનું ફીટીંગ કામ કરનારાઓએ કરેલ બૉલ ( નાચ )ના મેળા-

વડામાં થયો હતો. મારા બાપ જીવતા હતા ત્યારે એ લોકો તેમના ઉપર આમંત્રણ પત્રિકા મોકલતા હતા. તેમના મૃત્યુ પશ્ચાત પણ તેઓ અમારી સાથેનો સંબંધ જાળવી રહ્યા હતા અને મારી માને આમંત્રણ કરતા હતા. પરંતુ એ મેળાવડામાં અમે હાજરી આપીએ તે મી. વીંડીબેંકને પસંદ પડતું નહિ. અમને એટલાં કોઇ પણ મેળાવડામાં જવા દેવાને તે રાજી ન હતા. વખતે એકાદી નિશાળના વિદ્યાર્થીઓને ઇનામ આપવાનો મેળાવડો હોય તેમાં હું જઉં તો પણ એ તેમને ગમતું નહિ. પરંતુ આ બૉલના મેળાવડામાં જવાનો મારો દૃઢ નિશ્ચય મેં જણાવ્યો કેમકે હું લાયક ઉમરની હોવાથી કોઇ પણ સ્થળે મને જતી અટકાવવાનો તેમને શો હક હતો? જો કે તે મેળાવડામાં હાજરી આપનાર બધા મારા બાપના મિત્રો જ હતા, તો પણ મી. વીંડીબેંક મને કહેવા લાગ્યા કે એવા હલકા માણસો સાથે સંબંધ રાખવો તે ઠીક નહિ! મેં જણાવ્યું કે 'જેઓ મારા પિતાના મિત્રો છે. તેમને હું હલકા માનતી નથી' એ દલીલમાં તે ન ફાવ્યા એટલે તેમણે કહ્યું કે 'એવા નાચના મેળાવડામાં જતી વખતે પહેરવાનાં સારાં કપડાં તમારી પાસે કયાં છે?' મેં મારા કબાટમાંથી મારો નવીન પોષાક કાઢીને તેમને જણાવ્યું કે 'આ પોષાક એક ગૃહસ્થ કુટુંબની બાનુને છાજે તેવો છે. માટે એ બાબતમાં તમારે ચિંતા કરવાની જરૂર નથી.' જયારે કોઇ પણ રીતે તે ન ફાવ્યા એટલે તે જે પેઢી તરફથી દારૂની ખરીદી કરતા હતા તે પેઢીના કામ બાબત ફ્રાંસ ચાલ્યા ગયા, અને હું તથા મારી મા મારા બાપના ફોરમેન મી. હાર્ડીની સાથે બૉલમાં ગયાં. ત્યાં મને મી. હોસ્મર એંગલનો મેળાપ થયો."

હોમ્સે કહ્યું: "હું ધારૂં છું કે જયારે મી. વીંડીબેંક ફ્રાંસથી

પાછા આવ્યા હશે ત્યારે તમને પોતાની અનિચ્છા છતાં જાળમાં ગયેલા જાણીને ઘણાજ ગુસ્સે થયા હશે ?"

"ના ના, જરી પણ નહિ ગુસ્સે થવાને બદલે તો ઉલટા તે હસ્યા અને બોલ્યા કે 'એક સ્ત્રીને કોઈ પણ બાબતનો પ્રતિબંધ કરવો નકામો છે. કેમકે તે ગમે તેવી રીતે પણ પોતાની ઓીહઠ પૂરી કીધા સિવાય રહેવાની નહિ.'"

"એમ કે? ઠીક ઠીક. વારૂ, ત્યારે મી. હોસ્મર સાથે તમારો પહેલો મેળાપ ગાસનું ફીટીંગ કામ કરનારા કારીગરો તરફથી કરવામાં આવેલા બાલના મેળાવડામાં થયો ?"

"હા જી, તે રાત્રીએ પહેલવહેલી હું તેમને મળી બીજે દિવસે તે અમારે મકાન મને મળવાને આવ્યા. ત્યારપછી બે વખત હું તેમને સાંજે ફરવા જતાં રસ્તામાં મળી હતી અને અમે બે જણા સાથે સાથે ફરવા ગયા હતાં. ત્યારબાદ મી. વીંડીબેંક ફ્રાંસથી આવ્યા એટલે મી. હોસ્મર એંગલે અમારે મકાને આવવાનું બંધ કરી દીધું."

"એનું શું કારણ ?"

"મી. વીંડીબેંકને કોઈની સાથે હળવામળવાની ટેવ નથી. તેમનું જો ચાલી શકે તો તે કોઇને પણ પોતાને ઘેર આવવા દે નહિ, અને વળી તે એમ પણ કહેતા કે સ્ત્રીઓએ બીજાની સાથે સહવાસમાં આવવા કરતાં પોતાના કૌટુમ્બિક જીવનમાં જ આનંદ માનવો જોઇએ. પરંતુ તે સામે હું મારી મા પાસે એવી દલીલ કરતી કે એક સ્ત્રીએ પોતાના કૌટુમ્બિક જીવનમાં આનંદ માનતા પહેલાં કૌટુમ્બિક જીવન પ્રાપ્ત કરવું જોઇએ અને એવું જીવન એટલે કે લગ્નસૌખ્ય હજી સુધી મને પ્રાપ્ત થયું નથી."

"પરંતુ મી હોસ્મર એંજલનું શું થયું? તમને મળવાનો તેમણે પછી કશો પણ યત્ન ન કર્યો?" હોમ્સે પૂછ્યું.

"એ જ હું જણાવું છું. મારા પિતા એટલે મી. વીન્ડીબેંક (હવે હું એમને 'મારા પિતા' એ શબ્દેથી જ સંબોધીશ) એક અઠવાડિયા બાદ બીજી વખત ફ્રાંસ જનાર હતા. મી હોસ્મર એંગલે મને પત્રદ્વારા જણાવ્યું કે જ્યાંસુધી તે અહીંથી બહારગામ ખાતે જાય નહિ ત્યાંસુધી અમારે પરસ્પર મળવું તે સલામતી ભરેલું અને યોગ્ય નથી. એથી મારા પિતા અહીં હતા તે દરમિયાન અમે પત્રોદ્વારા એક બીજાને મળતાં અને રોજ મી. હોસ્મરનો પત્ર મને મળતો. પોસ્ટમેન પાસેથી સવારની ટપાલ હું જાતે જ લેતી એટલે મારા કાગળો તેમાંથી કાઢીને બીજા કાગળો મારા પિતાને આપતી. એથી અમારા પત્રવ્યવહારના સંબંધમાં તેમને શંકા ઉપજવાનું કારણ ન હતું."

"એ વખતે તમે એ ગૃહસ્થને તેમની સાથે લગ્ન કરવાનું વચન આપ્યું હતું કે નહિ?" હોમ્સે સવાલ કર્યો.

"હાજી, જ્યારે અમે બે જણાં એકલાં ફરવા જતાં હતાં તે વખતે જ એમણે પોતાનો પ્રેમ વ્યક્ત કર્યો હતો અને લગ્ન ગ્રંથીથી જોડાવાને કહ્યું હતું. એટલે મેં પણ તેમને વચન આપ્યું હતું. મી. હોસ્મર એંગલ લીડનહૉલ સ્ટ્રીટમાં આવેલી એક ઑફિસમાં કેશીયરનું કામ કરતા હતા. અને—"

"કઈ ઑફિસમાં?"

"ઑફિસનું નામ મારા જાણવામાં નથી. જો એ હું જાણતી હોત તો ત્યાંથી પણ મને પત્તો મળી શકયો હોત. પણ મેં તેમને પૂછ્યું નથી અને તેમણે મને કહ્યું નથી."

"ત્યારે એ રહેતા હતા કયે સ્થળે ?"

"જ્યાં એ ઓફિસ હતી તે જ મકાનના મેડા ઉપર તે રહેતા હતા."

"પરંતુ તમે તેમના મકાનનું કે એ ફિસનું ઠેકાણું નથી જાણતાં?"

"ના જી, માત્ર લીડનહોલ સ્ટ્રીટમાં તે ઓફિસ હતી એટલું મારા જાણવામાં છે"

"ત્યારે તમે જે પત્રો તેમના ઉપર લખતાં હતાં તેના ઉપર શરનામું શું કરતાં હતાં ?" હોમ્સે પ્રશ્ન કર્યો.

" 'લીડનહોલ સ્ટ્રીટ પોસ્ટ ઓફિસ મારફત' એ પ્રમાણે શરનામું કરતી હતી. તેમણે મને કહ્યું હતું કે 'જો તમારા કાગળો ઓફિસના શરનામાથી આવશે તો એક સ્ત્રીના પત્રો મારા ઉપર આવતા જોઇને ઓફિસના બીજા કારકુનો મારી મશ્કરી કરશે અને કદાચ મારી ગેરહાજરીમાં મારા પર આવેલા તમારા પત્રો ફોડીને વાંચશે પણ ખરા.' એટલે મેં તેમને કહ્યું કે 'તમે જેમ તમારા કાગળો ટાઇપરાઇટરથી છાપીને મારા ઉપર મોકલો છો તે પ્રમાણે હું પણ ટાઇપરાઈટ કરીને જ તમારા ઉપર પત્ર મોકલીશ. એથી પછી કોઇને એ પત્રો કોના તરફના છે તેની શંકા આવવાનું કારણ રહે નહિ.' પરંતુ મારી એ યોજના તેમને પસંદ પડી નહિ. તેમણે કહ્યું કે 'જો તમારા હસ્તાક્ષરના પત્રો મારી ઉપર આવે તો તમારૂં પોતાનું જ દર્શન કરતો હોઉં એટલો આનંદ મને થાય, જ્યારે ટાઇપરાઇટરથી છપાયેલા પત્રો આવવાથી આપણી બેની વચ્ચે ટાઇપરાઇટર યંત્રનો અવરોધ છે એમ મને લાગશે. અને તમારા તથા મારા દિલ વચ્ચેનો એ અવરોધ મારાથી સહન થઇ શકશે નહિ. જ્યારે તમારા પોતાના દર્શનની અનુકુળતા ન હોય તેવા સમયમાં તમારા હસ્તા-

ક્ષરના પણ દર્શન ન થાય તો મારાથી કેવી રીતે જીવી શકાય ?' મી. હોમ્સ ! આ ઉપરથી તમે સમજી શકશો કે એમનો મારા ઉપર અનિર્વચનીય પ્રેમ હતો અને મારો વિયોગ તેમને માટે અ-સહ્ય હતો."

"તમારી આ હકીકત ઘણી જ સૂચક છે." હોમ્સ બોલ્યો: "મારો દીર્ઘ કાળથી સ્થાપિત થયેલો એક સિદ્ધાંત છે કે હમણા તમે જણાવેલી આવી ન્હાની બાબતો અતિ મહત્ત્વની હોય છે. વારુ, મી. હોસ્મર એંજલના સ્વભાવને લગતી બીજી પણ સામાન્ય રીતે નજીવી લાગતી ન્હાનીન્હાની બાબતો તમારા જાણવામાં છે ?"

"એમની પ્રકૃતિ ઘણી જ શરમાળ હતી. તે મારી સાથે દિવસે ફરવાનું પસંદ નહિ કરતા રાત્રેજ ફરતા હતા. કેમકે તે કહેતા કે કોઇ મનુષ્ય પોતાને એક યુવાન સ્ત્રી સાથે ફરતો જોઇને પોતાના તરફ શંકાની નજરથી જુએ એ તેમને પસંદ ન હતું તેમનું જીવન એકાં-તિક અને એક ગૃહસ્થને છાજતું હતું. તેમનો અવાજ પણ મૃદુ અને તીણો હતો. તે અવાજમાં પુરુષના જેવો કઠોરતા કે કર્કશતા ન હતી. તેમણે મને જણાવ્યું હતું કે 'હું ન્હાનો હતો ત્યારે મારા ગળામાં દરશુંક દરદ થયું હતું. એથી હું મોટે અવાજે બોલી શકતો નથી.' તે જ્યારે મારી સાથે વાત કરતા ત્યારે એટલા ધીમેથી બો-લતા કે અમારી પડખે ઉભેલું મનુષ્ય પણ તેમના સ્વર સાંભળી શકે નહિ તેમનો પોષાક સાંગો, સાદો, પરંતુ સુઘડતા અને ટાપટીપવાળો હતો. પરંતુ તેમની આંખો મારી આંખોના જેવી નબળી હતી અને સૂર્ય કિંવા દીપકનું તેજ તેમનાથી સહન થઇ શકતું નહિ હોવાને લીધે તે આસમાની રંગના કાચના ચશ્માને ધારણ કરતા હતા."

"વારૂ, હવે બીજી વાર તમારા સાવકા પિતા મી. વીંડીબેંક ફ્રાંસ ગયા ત્યારપછી શું બન્યું તે જણાવો"

"મી. હોસ્મર એંજલ અમારે ઘેર મને મળવાને આવ્યા. તેમણે મને કહ્યું કે 'તમારા પિતા ઇંગ્લાંડ પાછા ફરે તે પહેલાંજ આપણે લગ્નગ્રંથીથી જોડાઈ જવું જોઈએ.' તે લગ્ન કરવાને ઘણા જ આતુર હતા અને તેમના મનમાં એવી પણ શંકા ઉદ્ભવી હતી કે મારા પિતા આપણાં લગ્ન થવામાં વિઘ્ન નાખશે એથી મારા હાથમાં બાઈબલ રખાવીને તેમણે મારી પાસે પ્રતિજ્ઞા લેવરાવી કે હું કદી પણ તેમને બેવફા નિવડીશ નહિ મારી માએ મને કહ્યું કે 'એ પ્રમાણે તારી પાસે તેમણે પ્રતિજ્ઞા લેવરાવી એથી તારે મી. એંજલ ઉપર ગુસ્સે થવું જોઈતું નથી. મી. એંજલને કાંઈ તારા ઉપર શંકા નથી. પરંતુ એ તારા માટે તેમના હૃદયમાં જે પ્રેમભરિત લાગણીનો ઓઘ વહે છે તેનું એક ચિહ્ન છે. મારી મા તો પ્રથમથી જ એમની તરફેણમાં હતી અને હું એમને જેટલા પ્રેમથી ચાહતી હતી તેથી પણ અધિક મારી મા તેમને ચાહતી હતી તેમણે એક અઠવાડિયાની અંદર જ અમારાં લગ્ન કરી નાખવાનો વિચાર કર્યો. પરંતુ મેં કહ્યું કે આ પ્રમાણે ચુપચૂપ લગ્ન કરી નાખવાથી મારા પિતાને માઠું તો નહિ લાગે ? એટલે તે બન્ને જણાં કહેવા લાગ્યાં કે મારા પિતાને અગાઉથી જણાવવાની જરૂર નથી. લગ્ન થઇ ગયા પછી જ તેમને કાને વાત નાખવી. મારી માએ કહ્યું કે ' એ બાબત તું કશી પણ ચિંતા કરીશ નહિ તારા લગ્નની વાત હું જ તેમને જણાવીશ અને તેમને આપણા વિચારને અનુકુળ બનાવવા કરીશ પરંતુ, મી. હોમ્સ ! એ પ્રમાણે કરવાનું મને ઠીક લાગ્યું નહિ. જો કે મારા કરતા માત્ર પાંચ વર્ષે મોટા મારા સાવકા પિતાની મારા લગ્નની બા-

બતમાં અનુમતિ માગવાનું જરા વિચિત્ર અને રમુજી લાગે ખરૂં, તદપિ ગમે તેમ તોયે તે મારા પિતા હોવાથી લગ્ન જેવી અગત્યની બાબતમાં તેમનાથી છાનગુપતીયાં રમવાનું મને પસંદ પડયું નહિ. એટલે મારા પિતાની પેઢીની ઓફિસ ફ્રાન્સના બોર્ડો ગામમાં હતી, ત્યાં મેં તેમના ઉપર પત્ર લખ્યો. પરંતુ જે દિવસે અમારાં લગ્ન થવાનાં હતાં તે જ દિવસે સ્હવારે મારો લખેલો એ પત્ર મને પાછો મળ્યો."

"ત્યારે એ પત્ર તમારા પિતાને પહોંચ્યો નહિ?"

"હા, તેમ જ બન્યું. કારણ કે એ પત્ર ત્યાં પહોંચ્યો તે પહેલાં જ મારા પિતા ઇંગ્લાંડ આવવાને બોર્ડોથી નિકળ્યા હતા."

"એમ કે? વારૂ, તમારાં લગ્ન શુક્રવારે થવાનાં હતાં, તેની ક્રિયાને માટે કયું સ્થાન પસંદ કર્યું હતું? કોઇ ધર્મમંદિર કે બીજું સ્થળ?"

"લગ્નક્રિયા ધર્મમંદિરમાં જ કરવાનો ઠરાવ કર્યો હતો. પરંતુ તેમાં બીજા કોઇને ભાગ લેવાને નિમંત્રણ કરવામાં આવ્યું ન હતું. કીંગ્સક્રોસ પાસે સેંટ સેવીયરના મંદિરમાં લગ્ન ક્રિયા થવાની હતી. ત્યારપછી અમારે સેંટ પેંક્રાસ હોટેલમાં જઇને ત્યાં જમવાનું હતું. હોસ્મર એક ગાડીમાં અમારે ઘેર આવ્યા. અમે બે જણાં એટલે હું તથા મારી મા તે ગાડીમાં બેઠાં. તે ગાડી ન્હાની હોવાથી હોસ્મરે બીજી ગાડી ભાડે કરીને તેમાં આવવાનું પસંદ કર્યું. તે વખતે એક બીજી ભાડુતી ગાડી શેરીમાં દેખાણી. તે ગાડીમાં હોસ્મર બેસી ગયા. અમારી ગાડી આગળ અને તેમના ગાડી પાછળ એમ અમે ધર્મમંદિર તરફ ચાલ્યાં. અમે ધર્મમંદિર પાસે ગાડીમાંથી નીચે ઉતર્યાં અને હોસ્મરની ગાડીની રાહ જોતાં ઊભાં રહ્યાં.

બેએક મીનિટમાં તેમની ગાડી આવીને મંદિર પાસે ઉભી રહી. પરંતુ ગાડીમાંથી કોઇ બહાર નિકળ્યું નહિ. ગાડી બંધ બારણાંની હોવાથી અંદર કોઇ બેઠું છે કે નહિ તે દેખાય તેમ ન હતું. થોડી વારે ગાડીવાને પોતાની બેઠકપરથી નીચે ઉતરીને બારણું ઉઘાડીને અંદર જોયું તો કોઇ પણ ન મળે! એ જોઇને આશ્ચર્યચકિત થતો ગાડીવાન બોલ્યો: 'આ શું? એ ગૃહસ્થ ક્યાં ગયા? મેં મારી નજરે તેમને ગાડીમાં બેસતા જોયા હતા. ત્યારે એ ક્યાં ગૂમ થઇ ગયા?' મી. હોમ્સ! ગયા શુક્રવારે છેલ્લા વારનું એમનું દર્શન થયું તે થયું. તે પછી એ મને મળ્યા નથી કે તેમના તરફથી પત્ર કિંવા સંદેશો પણ મળ્યો નથી. એટલે તેમનું શું થયું અને તે કેવા રીતે ગૂમ થઈ ગયા, એ વિષે માહિતી મેળવવાનું કશું પણ સાધન મારી પાસે નથી."

"મને લાગે છે કે તમારી સાથે ઘણું જ શરમ ભરેલું નિંદ્ય વર્ત્તન ચલાવવામાં આવ્યું છે." હોમ્સ બોલ્યો.

"ના, સાહેબ! ના—એવી શંકા આણવાનું કારણ જ નથી: એમનો મારી પ્રત્યેનો પ્રેમ એટલો અચળ અને વિશુદ્ધ હતો કે તે આવી રીતે કદી પણ મને તરછોડી જાય નહિ તે રોજ સ્હવારે જ તેમણે મને કહ્યું હતું કે 'મારી ખાત્રી છે કે તમે મારો ત્યાગ નહિ જ કરો. કદાચિત અણધારેલો પ્રસંગ આવી પડે અને તે કારણથી આપણે વિખુટાં પડવું પડે તો પણ તમે યાદ રાખજો કે તમે હૃદયથી મારી સાથે જડાઈ ચૂક્યાં છો; અને જ્યા ત્યારે પુનઃ હું તમારી પાસે આવીને તમારા પ્રેમની માગણી કરીશ. જે દિવસે લગ્ન થવાનાં હતાં તેની સ્હવારે જ તેમના મુખેથી આવી વાત સાંભળીને મને આ-

શ્ચર્ય થયું હતું પરંતુ જ્યારે આ પ્રસંગ બન્યો—તે ગૂમ થઇ ગયા, ત્યારે પ્રસ્તુત કથન કરવામાં કશોક હેતુ હાવો જોઇએ એમ મને લાગ્યું."

"બેશક એમાં તેમનો ખાસ હેતુ હોવો જ જોઇએ. વારૂ, ત્યારે તમારૂં માનવું એવું છે કે કોઇ પણ નહિ ધારેલો પ્રસંગ તેમના ઉપર આવી પડેલો હોવો જોઇએ."

"હાસ્તો. મારૂં માનવું એવું છે કે તેમને પોતાના ઉપર આવી પડનારા ભયની આગાહી થયેલી હોવી જોઇએ. નહિ તો એ પ્રમાણે તે મને કહેત જ નહિ; અને મને લાગે છે કે જે આગાહી તેમને થઇ હતી તે જ પ્રમાણે બનેલું હોવું જોઇએ."

"પરંતુ કેવા પ્રકારનો ભય આવી પડવાની મી. એંગલને શંકા ઉદ્‌ભવી હતી, એ બાબતની તમને કશી પણ કલ્પના આવે છે ખરી ?"

"નાજી, કશી પણ નહિ."

"વારૂ, આ બનાવથી તમારી માના મનને શું લાગ્યું ? એમને પણ મી એંગલના ગૂમ થઈ જવાથી આશ્ચર્ય થયું હશે, અને તે વ્યક્ત કરતાં તેમણે તમને જે કહ્યું હોય તે જણાવો."

"મારી માને તો બહુ જ ગુસ્સો ચડયો હતો, અને તેણે મને કહ્યું કે આ બાબતના સંબંધમાં હવે મારે કશો પણ ઉચ્ચાર કરવો નહિ કે એક પણ શબ્દ ઉચ્ચારવો નહિ."

"અને તમારા પિતાને ? તમે એમને આ બધી હકીકત જ-ણાવી તો હશે જ."

"હા, તે ફ્રાંસથી આવ્યા એટલે બધી વાત મેં તેમને કરી હતી. તે મારી માફક એમ માને છે કે હોસમરના સંબંધમાં કશોક ગંભીર બનાવ બનેલો હોવો જોઇએ, અને એ બનાવને લગતો ખુ-

લાસો તે થોડા દિવસોમાં પત્રદ્વારા પણ કર્યા સિવાય નહિ રહે. તેમણે કહ્યું કે 'તને ઠેઠ મંદિરના દ્વાર સુધી લઇ જઇને પછી તારો ત્યાગ કરી દેવામાં તેને શો લાભ હોય?' વાત ખરી છે. હા, જો હોસ્મરે મારી પાસેથી પૈસા લીધા હોત અથવા તો લગ્ન થયા બાદ મારી મીલકત પોતાના નામ ઉપર ચડાવી દીધી હોત તો તો કદાચ તેમના ગૂમ થઇ જવામાં પૈસા પડાવવાનું એક કારણ હોય એમ માની શકાત પરંતુ હોસ્મર પૈસાના સંબંધમાં તદ્દન સ્વતંત્ર વિચારના હતા. તે મારી એક શીલીંગની પણ દરકાર કરે તેવા નહોતા. એટલે મારી મુડીને ખાતર તેમણે મારી સાથે સ્નેહ બાંધ્યો હતો એમ માનવાનું કશું પણ કારણ નથી. પરંતુ એમના ઉપર શી આફત આવી હશે તે હજી સુધી સમજી શકાતું નથી. તેમના તરફથી કશો પત્ર પણ નથી. ખરેખર, આ સ્થિતિથી હું અર્ધઘેલી જેવી બની ગઇ છું. રાત્રીએ મને એક ક્ષણભર પણ ઉંઘ આવતી નથી. શું કરવું તે પણ સૂજતું નથી." મીસ મેરી સધરલેન્ડના નેત્રોમાં જળજળીયાં આવી ગયાં તેણે પોતાના ગજવામાંથી એક ન્હાનો રૂમાલ કાઢીને આંખો લુછવા માંડી.

શેરલોક હોમ્સ મીસ સધરલેન્ડને ડુસકાં ભરતી જોઇને ઉભો થયો અને બોલ્યો: "તમે કશી પણ ચિંતા ન કરશો. આ કેસની હું તપાસ કરીશ અને મારી ખાત્રી છે કે આપણે તેના ચોક્કસ પરિણામ ઉપર આવી શકીશું. હવે આ બાબતના સંબંધમાં તમે કશો પણ વિચાર નહિ કરતાં તેની બધી જવાબદારી મારા ઉપર મૂકી દો. મારી તમને માત્ર એટલી સલાહ છે કે જેમ મી. હોસ્મર એંજલે તમને વિસારી દીધાં છે તેમ તમે પણ તેમને કાયમને માટે વિસરી જાઓ.

એમ જ માનો કે તેનો ને તમારો મેળાપ અગાઉ કદી થયો જ ન હતો.”

“ત્યારે શું તમે એમ માનો છો કે પુનઃ તેમનો મેળાપ મને નહિ જ થાય?”

“હું દિલગીર છું કે એવા નિશ્ચય ઉપર આવવાને મારું મન લલચાય છે!” હોમ્સે કહ્યું.

“તો પછી એમને શું થયું હશે? એ ક્યાં અને કેવી રીતે ગૂમ થયા હશે?”

“તમારા એ પ્રશ્નનો વિચાર કરવાનું કામ તમે મારા એકલાને માટે જ રહેવા દો. વારુ, તેમના ચ્હેરામ્હોરાનું બારિક વર્ણન જાણવાને હું ઇન્તેજાર છું. તેમજ તેમના પત્રો તમારા ઉપર આવ્યા હોય તે પણ મારે જોવા પડશે.”

“મેં ગયા શનિવારના ‘ક્રોનિકલ’માં એમના સંબંધમાં જાહેર-ખબર આપી છે. તે જાહેરખબર ઉપરથી તમે એમના દેખાવની માહિતી મેળવી શકશો.” તે બોલીઃ “એ જાહેરખબરની કાપલી મેં રાખી લીધી છે ને આ રહી, અને આ તેમના મારાપર આવેલા ચાર પત્રો.”

“એ માટે તમારો આભાર માનું છું. તમારું શરનામું શું છે?”

“નંબર ૩૧, લાયન-પ્લેસ, કેમ્બરવેલ.”

“મી. એંગલનું શરનામું તો તમે જાણતાં જ નથી, એમ અ-ગાઉ તમે કહેલી હકીકતપરથી જણાય છે. અહીં તમારા પિતાની ઓફિસ ક્યાં છે?”

“મારા પિતા ‘મેસર્સ વેસ્ટહાઉસ અને મારબેંક’ નામના દા·

ફ્રના મોટા વેપારીની પેઢી તરફથી ટ્રાવેલિંગ એજન્ટ તરીકે કામ કરે છે. તે પેઢીની દુકાન અહીં ફેન્ચર્ચ-સ્ટ્રીટમાં આવેલી છે."

"તમે આ કેસને લગતી આપેલી સંપૂર્ણ માહિતી માટે હું તમારો આભાર માનું છું. તમે આ કાગળો અહીં મૂકતા જાઓ અને જે સલાહ મેં હમણાં તમને આપી છે તે ભૂલતાં નહિ. મી. હોસ્મર એંજલને લગતા તમામ બનાવને સ્વપ્નવત્ માનજો અને તે બનાવનું પુનઃ સ્મરણ કરીને તમારા આરોગ્યને હાની પહોંચવા દેશો નહિ."

"મી. હોમ્સ ! હું સમજું છું કે તમે મારા આરોગ્યની કાળજી કરીને આ સલાહ મને આપો છો, અને તે માટે હું તમારો આભાર માનું છું; પરંતુ તમારી એ સલાહનો હું સ્વીકાર કરી શકતી નથી. આપણા ધર્મગ્રંથને હાથમાં લઇને જે પ્રતિજ્ઞા મેં કરી છે, તે પ્રતિજ્ઞાનો-હોસ્મરને આપેલા વિશ્વાસનો મારાથી ભંગ થઈ શકે તેમ નથી. હું આજીવન તેને વફાદાર રહીશ, અને જ્યારે તે મને મળશે ત્યારે મને તેની સાથે લગ્નગ્રંથીથી જોડાવાને તમે તૈયાર જ જોશો."

બેશક મીસ સધરલેન્ડ દેખાવે સાધારણ હતી, તેનાં કપડાંલત્તા પણ બહુ કીમતી ન હતાં; તદપિ તેની મુખમુદ્રા ઉપર તરવરી રહેલા એકનિષ્ટા અને વચનપાલકતાના ઉત્તમ ગુણથી કોઈ પણ મનુષ્ય તેના પ્રત્યે માનની લાગણી ધરાવ્યા સિવાય રહે તેમ ન હતું. તેણે કાગળોનું બંડલ ટેબલ ઉપર મૂક્યું અને દિવાનખાનામાંથી બહાર જતાં જતાં કહ્યું કે "જ્યારે તમારે મારી જરૂર પડે ત્યારે મને ખબર આપજો; એટલે એક પળની પણ ઢીલ કર્યા સિવાય હું આવીને હાજર થઇશ."

મીસ સધરલેન્ડ વિદાય થયા બાદ થોડીક વાર તો શેરલોક હોમ્સ વિચારગ્રસ્ત સ્થિતિમાં મૌનપણે બેસી રહ્યો. તે પગને સહેજ

લંબાવી, ખૂરશી પર બેઠેલાંને ઉંચે શાંતિગ સામે જોઈ રહ્યાં હતો. પછી તેણે એક જૂના તેલીયા માટીની બનાવેલી હોકલી ઉપાડી. આ હોકલી જ તેની વફાદાર અને વિશ્વસનીય સલાહકાર હતી. તેમાં તમાકુ ભરીને સળગાવીને ધૂમ્રપાન કરતો તે ખૂરસીને ઉંચીનીચી કરવા લાગ્યો અને આકાશ જેવા રંગના ધૂમાડાના ગોટેગોટ મ્હોંમાંથી કાઢવા લાગ્યો.

તે બોલ્યોઃ "આ સ્ત્રી જનસ્વભાવના અભ્યાસને માટે એક અગત્યના નમૂનારૂપ છે. તેણે રજુ કરેલા કેસનું નિરીક્ષણ કરવા કરતાં એ સ્ત્રીના બાહ્ય દેખાવ અને હૃદયને અવલોકવાનું કાર્ય મને વધારે રસપ્રદાયક લાગે છે. બાકી જે કેસ એણે રજુ કર્યો છે એ તો માલ વગરનો છે. જો તમે મારા કાગળો તપાસશો તો એના જેવો ૦૮ કેસ ઈ. સ. ૧૮૭૭ માં એન્ડોવર ખાતે બનેલો જોવામાં આવશે. તેમજ આ કેસને મળતો જ બનાવ ગઈ સાલમાં હેગ ખાતે બન્યો હતો. અર્થાત્ આ કેસના જે પ્રસંગોનું મીસ સધરલેન્ડે વર્ણન કર્યું છે, તેવા પ્રસંગો તો અગાઉ અનેક વાર બની ગયેલા મારા જાણવામાં છે. માત્ર બે-ત્રણ હકીકત નવીન જાણવામાં આવી છે; પરંતુ આ કેસમાં બધાં કરતાં મીસ સધરલેન્ડના દેખાવ અને સ્વભાવનું અવલોકન કરવામાં મને વિશેષ રસ પડ્યો હતો."

"એ સ્ત્રીના શરીર ઉપરનો જે ભાગ મારી દૃષ્ટિથી તદ્દન અદૃશ્ય રહેવા પામ્યો છે, તે પણ તમે અવલોકી શક્યા છો એમ જણાય છે." મેં કહ્યું.

"તમારી દૃષ્ટિથી અદૃશ્ય નહિ, પરંતુ જે વસ્તુનું મેં અવલોકન કર્યું છે, તે તરફ લક્ષ આપવાની તમે દરકાર નથી કરી. કેવી રીતે અવલોકન કરવું જોઈએ તે તમે જાણતા નહિ હોવાથી અગ-

સની બાબત તમે જોઈ શક્યા નથી. મેં તમને ઘણીએ વખત સૂચવ્યું છે કે કોઈ પણ મનુષ્યના કપડાંની બાંહ્યો, અંગુઠાના નખ અને બૂટની દોરીનું બારિક નિરીક્ષણ કરવાથી ઘણી અગત્યની શોધ થઈ શકે છે. વારૂ, હવે મને કહો જોઈએ, એ સ્ત્રીના દેખાવપરથી તમે શું જાણી શક્યા ?"

"તેણે સ્લેટ તથા પત્થરના જેવા રંગવાળી ટોપી પહેરી હતી. તે ટોપીમાં લાલ રંગનાં પીછાં ખોસેલાં હતાં. તેનું જાકીટ કાળું હતું. જાકીટ ઉપરનો કોટ કોટીના કરતાં પણ વધારે કાળા રંગનો હતો. તેનાં હાથનાં મોજાં ભૂરા રંગનાં હતાં અને મોજાંનો અંગુઠા પાસેની આંગળીએ આગળનો ભાગ ઘસાઈને ફાટી ગયેલો જણાતો હતો. એનાં બૂટનું મેં અવલોકન કર્યું ન હતું. તેણે કાનમાં ન્હાનાં સુવર્ણનાં ગોળ એરિંગ ધારણ કર્યાં હતાં. તેના ચ્હેરાપરથી તે સાધારણ રીતે સારી સ્થિતિની, મનમોજીલી અને સુખી કુટુંબની સ્ત્રી લાગતી હતી."

આ સ્ત્રીનું જે વર્ણન મેં કર્યું તે સાંભળીને શેરલોક હોમ્સ આવેશમાં આવી ગયો હોય તે પ્રમાણે ધીમેથી તાળીઓ પાડવા લાગ્યો અને બોલ્યો: "વોટસન ! મને લાગે છે કે તમને પણ નિરીક્ષણકાર્યમાં મારી માફક અવલોકન કરવાનો શોખ ઉત્પન્ન થયો હોય એમ લાગે છે. જો કે જે બાબતની અગત્ય હતી તેનું નિરીક્ષણ કરવાનું તમે ચૂકી ગયા છો ખરા, તો પણ નિરીક્ષણપદ્ધતિનો તમને ખ્યાલ છે એમ જણાઈ આવે છે. હું તમને સલાહ આપું છું કે કોઈ મનુષ્યની સામે દૃષ્ટિ કરતાં તેના ચ્હેરા ઉપર જણાતા સામાન્ય ભાવ ઉપરથી એકદમ મત બાંધી ન દેવો; પરંતુ દરેકે દરેક વિગતમાં ઊંડાં ઉતરવું. જ્યારે એક સ્ત્રી મને મળે ત્યારે હમેશા હું તેની બાંહ્યો સામે

નજર કરવાનો. જો એક પુરુષ મળે તો તેના પાટલૂનની કિનારીનું અ-વલોકન કરવું તે વધારે સારૂં છે. આ સ્ત્રીની બન્ને બાંહ્યના કાંડા આગળના ભાગ ઉપર આંકા પડી રહેલા સ્પષ્ટ રીતે દેખાઈ આવતા હતા.એથી મેં કલ્પના કરી કે આ સ્ત્રી ટાઈપ-રાઈટિંગનું કામ કરતી હોવી જોઇએ અને ટાઈપ કરતી વેળાએ હાથનો તે ભાગ ટેબલ ઉપર ર-હેવાથી તે આંકા પડેલા હોવા જોઇએ. હાથે ચલાવવાના શિવવાના સંચા ઉપર કામ કરવાથી પણ એવું નિશાન પડી રહે છે ખરૂં, પરંતુ એ માત્ર ડાબા હાથ ઉપરજ, અને તે પણ કાંડાની નજીકમાં નહિ પણ સ્હેજ દૂર. પછી મેં તેના ચ્હેરા સામે જોયું તો તેના નાકની બન્ને બાજુએ ચસ્માના ઘરાએ મૂકેલું ચિહ્ન જોવામાં આવ્યું. એટલે એ સ્ત્રીની શોર્ટસાઈટ હોવાનું તથા તે ટાઈપ-રાઈટિંગનું કામ કરતી હોવાનું મેં જણાવ્યું હતું. એથી તેને આશ્ચર્ય પણ થયું હતું."

"મને પણ તેના જેટલુંજ આશ્ચર્ય થયું હતું." મેં કહ્યું.

"એ જાણીને મને નવાઇ લાગે છે, કારણ કે એ તો ઘણું જ સહેલું હતું. પરંતુ નીચે દૃષ્ટિ કરતાં જ્યારે મારી નજર તેના બૂટ ઉપર પડી ત્યારે તો મને વિશેષ આશ્ચર્ય થયું. તેણે પહેરેલા બૂટ બન્ને એકબીજાના જેવા જ હતા, તોપણ તેનો દેખાવ વિચિત્ર લાગતો હતો. એક બૂટ ઉપર આગળના ભાગમાં ફુલના જેવો આકાર કોરેલો હતો જ્યારે બીજો બૂટ તદ્દન સાદો જ હતો. વળી એક બૂટનાં ની-ચેનાં બે બટનો જ બીડેલાં હતાં જ્યારે બીજા બૂટનું નીચેથી ગણતાં પહેલું, ત્રીજું અને પાંચમું એમ ત્રણ બટન બીડેલાં હતાં. હવે જ્યારે એક સાધારણ રીતે સારો અને ટાપટીપવાળો પોષાક ધારણ કરેલી સ્ત્રી આવા વિચિત્ર દેખાવના બૂટ ધારણ કરીને ઘરમાંથી બહાર નિકળે અને વળી તે બૂટનાં બધાં બટન બરોબર રીતે બીડવાની

પણ દરકાર ન કરે એ ઉપરથી જો એવો તર્ક કરવામાં આવે કે તે એકદમ ત્વરાથી ઘરમાંથી બહાર જવાને નિકળી છે, તો તેમાં આશ્ચર્ય જેવું કશું નથી."

"વારૂ, એ સિવાય બીજું કાંઈ ?" શેરલોક હોમ્સની બારિક નિરીક્ષણશક્તિ અને ઊંડી તર્કશકિતથી આશ્ચર્યચકિત બનીને મેં પ્રશ્ન કર્યો. હું ધારૂં છું કે મારા વાચકોને પણ તેના છેવટના ખુલાસાથી આશ્ચર્ય થયા સિવાય રહ્યું નહિ જ હોય.

" વળી હું એ પણ જાણી શક્યો કે તેણે ઘરમાંથી નિકળતાં પહેલાં, પરંતુ તમામ પોષાક ધારણ કર્યા બાદ એક ચીઠી લખી હતી. તમે જોયું છે કે તેના જમણા હાથનું મોજું અંગુઠા પાસેની આંગળીથી ફાટેલું છે પરંતુ તે સ્થળે તેની એ આંગળી તથા મોજાનો ફાટેલો ભાગ વાદળી રંગની શાહીથી ખરડાયેલાં હોવાનું તમે જોઈ શક્યા નથી. તેણે એ ચીઠી ઉતાવળથી લખેલી હોવી જોઈએ અને લખતાં લખતાં કલમપેન ખડીયામાં ઊંડી બોળેલી હોવી જોઈએ. વળી આંગળી ઉપરનો ડાઘ તાજો જ હોવાથી તે ચીઠી આજે જ લખેલી હોવી જોઈએ, એવું અનુમાન થઈ શકે છે. આ બધું તમને રમુજ પમાડે તેવું છે પરંતુ એ ઘણું જ સાધારણ પ્રકારનું છે. હવે આપણે આ કેસની તરફ લક્ષ આપીએ. મી. હોસ્મર એંગલના વર્ણનવાળી જાહેરખબર તમે વાંચો જોઈએ."

મીસ મેરી સધરલેન્ડ જે જાહેરખબરની કાપલી આપતી ગઈ હતી તે લઈને મેં બત્તી પાસે ધરી અને વાંચવા માંડી. તેમાં નીચે મુજબ છાપવામાં આવ્યું હતું:—

---

# "ગૂમ થયા છે.

"હોસ્મર એંગલ નામના ગૃહસ્થ તા. ૧૪ મીની સ્હવારે એકાએક ગૂમ થઇ ગયા છે. તેમની ઉંચાઈ આશરે ૫ ફુટ અને, ૭ ઈંચની છે. તેમના શરીરનો બાંધો મજબૂત છે. ચ્હેરો ગોળ-મટોળ છે. માથાના વાળ કાળા છે અને વચ્ચે સ્હેજ તાલ પડેલી છે. દાઢીના વાળ ટુંકા છે જ્યારે મૂછો લાંબી અને સીધી છે. આંખો ઉપર રંગીન કાચના ચશ્મા છે. તેમનો અવાજ તીણો છે અને જ્યારે બોલે છે ત્યારે ગળામાંથી બોલતા હોય એમ લાગે છે. જ્યારે તે ગૂમ થયા તે વખતે તેમણે કાળો ગોઠણથી નીચો કોટ પહેર્યો હતો. વાસકોટ પણ કાળો હતો અને તેમાં સોનનો છેડો લટકતો હતો. તેમનું પાટલૂન ભૂરા રંગનું હતું તથા પમ્પશુઝ પહેરેલા હતા. તે લીડનહોલ સ્ટ્રીટમાં આવેલી એક ઓફિસમાં કેશીયર તરીકે નોકરી કરતા હતા. જે કોઈ તેમનો પત્તો મેળવી આપશે–"

"બસ બસ, હવે વધારે વાંચવાની અગત્ય નથી." શેરલોક હોમ્સ બોલ્યો: "આ વર્ણન તો સાધારણ પ્રકારનું છે, વારૂ, હવે તેણે મીસ સધરલેન્ડ ઉપર લખેલાં પત્રો જોઇએ." તે એક પછી એક ચારે પત્રો વાંચી ગયો અને બોલ્યો: "આ કાગળો પણ સામાન્ય ભાષામાં જ લખાયેલા છે. માત્ર એકમાં મી. હોસ્મર એંગલે ફ્રેંચ નવલકથાકાર બાલઝાકનાં* વચનો અવતરણ ચિહ્નમાં ઉતારેલાં

---

* બાલઝાકનો જન્મ ફ્રાંસના ટુર્સ નામના શહેરમાં ઇ. સ. ૧૭૯૯ માં થયો હતો અને તેણે સોરબોને ખાતે કાયદાનો અભ્યાસ કર્યો હતો. તેની ભરયુવાનીનાં દશ વર્ષ સુધી તેને ઘણાં સંકટો સહન કરવા પડયાં હતાં પરંતુ એથી તેની સાહિત્યપ્રીતિ ઓછી

છે, પરંતુ એ પત્રોમાં એક મુદ્દો અગત્યનો છે અને તેનું મહત્ત્વ તમને પણ જણાયા સિવાય રહેશે નહિ."

"હા, એ પત્રો તેણે ટાઈપ-રાઈટરથી લખેલા છે." મેં જણાવ્યું.

"એટલું જ માત્ર નહિ, પરંતુ દરેક પત્રમાં નીચે સહી પણ હાથે કરવાને બદલે ટાઇપ-રાઇટરમાં છાપેલી છે. જૂઓ, આ પત્રમાં છેવટે 'હોસ્મર એંગલ' એ શબ્દો તરફ દૃષ્ટિ કરો. વળી દરેક પત્રમાં મથાળે તારીખ નાખેલી છે. પરંતુ પોતાનું ઠેકાણું માત્ર લીડનહોલ સ્ટ્રીટ, એટલું જ છાપેલું છે. જો કે પૂરે પૂરૂં ઠેકાણું નહિ આપવાના કારણને વિશેષ અગત્ય આપી શકાય નહિ; પરંતુ તેણે પોતાની સહી છાપેલી છે એ મુદ્દો સૂચક છે. એમ કહીએ તો ચાલે કે એ મુદ્દા ઉપરથી અમુક નિર્ણય ઉપર પણ આવી શકાય તેમ છે."

"નિર્ણય ઉપર કેવી રીતે આવી શકાય?" મેં પ્રશ્ન કર્યો.

"ડોકટર! તમે એટલો પણ વિચાર કરી શકતા નથી! અરે એ એક જ મુદ્દાના રહસ્ય ઉપર આ આખો કેસ આધાર રાખે છે. હોસ્મર એંગલ પોતાની હાથે સહી નહિ કરતાં ટાઈપ-રાઇટરથી કરે છે તેનું શું કારણ હશે, એ કલ્પી શકો છો?"

"હા, એક કારણ હું કલ્પી શકું છું. કદાચ પોતે મીસ

---

થઈ નહોતી. તેણે માત્ર ૨૦ વર્ષમાં ૮૫ નવલકથાઓ લખી હતી. તે ઇ. સ. ૧૮૫૦ માં મરણ પામ્યો હતો. પરંતુ ફ્રેંચ સાહિત્યમાં જે કીર્તિ તેણે પ્રાપ્ત કરી હતી તે હજુ અમર છે. તેનો સર્વોત્તમ ગ્રંથ "કોમેડી હયુમેઈન" નામનો છે. તેને લોરા સુરીલી નામની બ્હેન હતી. પોતાની બ્હેન ઉપરના અતોનાત પ્રેમને લીધે તેણે લોરાનું જીવનચરિત્ર પણ લખ્યું છે. ભા કા.

સધરલેન્ડને આપેલા વિશ્વાસનો ભંગ કર્યાનો આરોપ તેનાપર મૂકવામાં આવે તો તે પોતે મીસ સધરલેન્ડ સાથે લગ્ન કરવાનું વચન આપ્યું નથી અને આ પત્રો લખ્યા નથી, એમ સહિ-સલામતીપૂર્વક કરી શકે એ હેતુથી તેણે પત્રોનું તમામ લખાણ અને પોતાની સહી પણ ટાઇપ-રાઇટરથી છાપેલી હોવી જોઇએ."

"ના ના, એ કારણ નથી. પરંતુ હું એ પત્રો લખવા ધારૂં છું. એ પત્રોનો જવાબ ફરી વળતાં આપણે અમુક નિર્ણય ઉપર આવી શકીશું. એક પત્ર મીસ સધરલેન્ડના સાવકા પિતા મી. વીંડીબેંક ઉપર અને બીજો પત્ર મી. વીંડીબેંક જે પેઢીમાં નોકરી કરે છે, તે પેઢીની અહીંની ઓફિસના મેનેજર ઉપર લખવાનો છું. મી. વીંડીબેંકને હું એમ પૂછાવવાનો છું કે તે આવતી કાલે સ્હાંજે ૭ વાગે આપણને મળવાને અહીં આવી શકશે કે કેમ? કેમકે આ કેસમાં આપણે મીસ સધરલેન્ડના કુટુંબના કોઇ પુરુષને આપણા વિશ્વાસમાં લીધો હોય તો સારૂં; અને જ્યાંસુધી પત્રોના જવાબ ન ફરી વળે ત્યાંસુધી આ કેસના સંબંધમાં આપણે કશું પણ કરવાનું રહેતું નથી."

મને મારા મિત્રની અનુપમેય તર્કશક્તિ અને કામ કરવાના અસાધારણ ઉત્સાહ ઉપર સંપૂર્ણ વિશ્વાસ હતો. એથી આ વિચિત્ર અને ચમત્કારપૂર્ણ કેસના સંબંધમાં તેણે દર્શાવેલા પ્રસ્તુત વિચારોપરથી એટલું તો હું સમજી શકયો કે તેને આ કેસ વધારે અટપટો કે ગુંચવણ ભરેલો લાગતો નથી. મેં જે જે કેસોમાં તેની સાથે કામ કર્યું હતું તેમાં માત્ર તેને 'પેલી બહાદૂર સ્ત્રી' મીસ ઈરીન એડલરના કેસમાં નિષ્ફળતા મળેલી જોઈ હતી. પરંતુ તેના

કરતાંયે વિશેષ કંટાળા ભરેલા 'આગ્રાના ખજાના' ના કેસને તેમજ 'ચમત્કારિક ખૂન' ના કેસનો વિચાર કરતાં અને તેમાં ગુંચવાયેલા મુદ્દાને ઉકેલવામાં હોમ્સે દર્શાવેલા ચાતુર્યનું સ્મરણ થતાં મને લાગ્યું કે મીસ સધરલેન્ડનો કેસ મને ગમે તેટલો ચમત્કારપૂર્ણ લાગે તો પણ શેરલોક હોમ્સની દૃષ્ટિએ તો એ એક સામાન્ય પ્રકારનો જ છે.

હું ત્યાંથી ઉઠયો. તે હોકલી ફુંકતો હતો અને ધૂમાડાના ગોટા કાઢતો હતો. મારી ખાત્રી હતી કે આવતી કાલે સ્હાંજે હું શેરલોક હોમ્સ પાસે આવીશ ત્યારે મીસ મેરી સધરલેન્ડનો પ્રિયતમ હોસ્મર એંગલ ગૂમ થઇ જવાનું કરણ સ્પષ્ટ કરનારા તમામ મુદ્દા તેણે મેળવી લીધા હશે. જે સમયની હું આ વાત કરૂં છું તે અરસામાં એક ગંભીર દરદથી પિડાતા દરદીની સારવાર કરવાનું કામ મારે કરવું પડતું હતું; અને બીજા દિવસે તેનું દરદ વધવાથી સ્હવારથી સ્હાંજ સુધી મારે તેની પથારી પાસે જ રહેવું પડયું હતું. પરંતુ લગભગ છ વાગવા આવ્યા, એ સમયે મને જણાયું કે હવે હું આ દરદીને એકલો મૂકીને જાઉં તો કશો વાંધો નથી. એટલે તે દરદીની સારવાર માટે રહેલી એક નર્સને કેટલીક ભલામણ કરીને હું બહાર નિકળ્યો તથા એક ગાડી ભાડે કરીને બેકરસ્ટ્રીટ તરફ હંકારી મૂકી. મારા મનમાં ભય રહેતો હતો કે હું કદાચ મોડો થઇશ ખરો; પરંતુ જ્યારે હું મારા મિત્રના દિવાનખાનાંમાં દાખલ થયો ત્યારે મેં તેને એકલાને જ જોયો. તે આરામખૂરસી ઉપર લાંબા પગ કરીને અર્ધનિદ્રિત અવસ્થામાં પડેલો હતો. એક ટેબલ ઉપર કેટલીક કાચની શીશીઓ અને નળીઓ ગોઠવેલી હતી અને

તેમાંથી હાઈડ્રોકલોરિક એસીડ ( તેજાબ )ની તીવ્ર વાસ આવતી હતી. એ પરથી મેં વિચાર્યું કે તેણે પોતાનો આખો દિવસ રાસાયનિક પ્રયોગમાં ગાળેલો હોવો જોઇએ. રાસાયનિક પ્રયોગના અખતરા કરવાનું તેને પસંદ હતું એ તો વાચકો સારી પેઠે જાણે છે.

"કેમ ! તમે નિર્ણય ઉપર આવી ગયા ?" મેં અંદર દાખલ થતા પ્રશ્ન કર્યો.

"હા, એ બેરિટાનો બાયસલ્ફેટ હતો." તેણે કહ્યું.

"હું એ બાબત નથી પૂછતો. હું તો કાલના કેસના સંબંધમાં પૂછું છું !"

"ખરૂં ખરૂં ! મેં તો જાણ્યું કે હમણાં જે ક્ષારના ઉપર હું પ્રયોગ કરતો હતો એ તે વિષે તમે મને પ્રશ્ન કર્યો. એ કેસમાં રહસ્ય જેવું કશું જ નહોતું. પરંતુ ગઇ કાલે મેં કહ્યું હતું તે પ્રમાણે તેની કેટલીક વિગતો જાણવાજોગ અને રસપ્રદાયક હતી ખરી. દિલગીરી માત્ર એટલી જ છે કે એ બદમાશને આપણે કાયદાની ચુંગાલમાં ફસાવી શકીએ તેમ નથી !"

"એ બદમાશ ! એટલે એ કોણ હતો અને મીસ સધરલેન્ડને છેક છેવટની ઘડીએ લગ્ન સમયે તજી દેવામાં તેનો શો ઉદ્દેશ હતો ?"

પ્રસ્તુત પ્રશ્ન મેં કર્યો અને હોમ્સ તેનો જવાબ આપવા જતો હતો તે સમયે જ દિવાનખાનાની બહારની ચાલીમાં કોઇનાં ભારે પગલાં સંભળાયાં અને અમારા બારણા ઉપર અવાજ થયો.

"આ મીસ સધરલેન્ડના સાવકા પિતા મી. જેમ્સ વીંડીબેંક હોવા જોઇએ." હોમ્સે કહ્યું: 'તેમણે મારા પત્રના જવાબમાં મને લખ્યું હતું કે 'હું બરોબર છ વાગે તમને મળીશ.' અંદર આવો."

છેલ્લા એ શબ્દો તે બહાર ટકોરા મારનારને ઉદ્દેશીને મોટેથી બોલ્યો.

બારણું ઉઘડયું અને એક માણસ અંદર દાખલ થયો. તે મધ્યમ કદનો અને મજબુત બાંધાનો જુવાન હતો. તેનું વય ત્રીશ વર્ષનું હતું. તેણે દાઢી મૂછ મુંડાવેલાં હતાં. તેનો ચહેરો પાતળો અને ગાલ બેસી ગયેલા હતા. તેનાં નેત્રો તિક્ષ્ણ અને વેધક હતાં. તેણે અમારી દરેકની સામે પ્રશ્નાત્મક દૃષ્ટિ કરી અને પોતાની ઉંચી ટોપી બાજુએ પડેલા મેજ ઉપર મૂકી, અને સભ્યતાને ખાતર સ્હેજ મસ્તક નમાવીને તે એક નજીકની ખુરશીપર બેસી ગયો.

"સાહેબજી, મી. જેમ્સ વીંડીબેંક !" શેરલોક હોમ્સ બોલ્યોઃ "હું ધારૂં છું કે આજે સ્હાંજે છ વાગે અહીં આવવાનું જે પત્રમાં તમે લખ્યું હતું તે–આ ટાઇપ–રાઇટરથી છાપેલો પત્ર તમારો જ છે ?"

"હા, સાહેબ ! મને લાગે છે કે હું મારા વચને પળી શકયો નથી. કેમકે છ વાગી ગયા છે. પરંતુ શું કરૂં, સાહેબ ! પારકી તાબેદારી કરનારને કેટલીક વાર એવી અગવડમાં ઉતરવું પડે છે. મીસ સધરલેન્ડે આ નજીવી બાબતમાં આપને આપેલી તસ્દી માટે હું ઘણો જ દિલગીર છું. કારણ કે આ બાબતની જાહેરમાં ચર્ચા ન થવા દેતાં તેનો ઢાંકપિછેડો કરવામાં જ સાર છે. તે મારી ઇચ્છાની વિરૂદ્ધ થઈને જ તમારી સલાહ લેવાને ગઈ કાલે અહીં આવી હતી. પરંતુ તેની સાથેની વાતચીતપરથી તમે જોઈ શકયા હશો કે તેનો સ્વભાવ આવેશવાળો અને ઘડીઘડીમાં ઉશ્કેરાઈ જાય એવો છે. તે કોઇ પણ બાબતનો મનમાં નિશ્ચય કરે છે એટલે પછી કોઈ પણ તેના એ નિશ્ચયને ફેરવવાને સમર્થ નથી. જો કે એમાં મને ઝાઝો વાંધો લાગતો નથી. પરંતુ એટલું તો તમે પણ કબૂલ રાખશો કે

એક કાટુમ્બિક જન તરીકે મીસ સધરલેન્ડનું નામ આ બનાવની સાથે જાહેરમાં ચર્ચાય એ મને પોતાને તો ઠીક ન જ લાગે. વળી એ કાર્યમાં લીધેલો શ્રમ અને ખર્ચેલા પૈસા પણ બરબાદ જાય તેમ છે. કેમકે ગૂમ થયેલા મી. હોસ્મર એંગલને તમે શોધી શકો એ મને સંભવિત લાગતું નથી. ”

“ અરે, સાહેબ ! એમ તે હોય ! ” શેરલોક હોમ્સ બોલ્યો: “ તમને એ ગમે તેટલું અસંભવિત લાગતું હોય, પરંતુ મારી સંપૂર્ણ ખાત્રી છે કે હું મી. હોસ્મર એંગલનો પત્તો મેળવવામાં અવસ્ય ફતેહ મેળવીશ. ”

શેરલોક હોમ્સના એ શબ્દો સાંભળીને મી. જેમ્સ વીંડીબેંક ચમકી ગયો. તે આવેશમાં આવી જઇને બોલ્યો: “ અહો, સાહેબ ! એ સાંભળીને મને ઘણો જ આનંદ થાય છે ! ”

પરંતુ તેણે પ્રદર્શિત કરેલી ખુશાલી તરફ લક્ષ નહિ આપતાં શેરલોક હોમ્સ કહેવા લાગ્યો: “ જે પ્રમાણે દરેકે દરેક મનુષ્યના હસ્તાક્ષરોમાં થોડો ઘણો તફાવત રહે છે, તે પ્રમાણે દરેકે દરેક ટાઇપ–રાઇટરની છાપમાં પણ તફાવત માલૂમ પડી આવે છે. અલબત એ વાત તમને આશ્ચર્યજનક અને વિચિત્ર લાગશે ખરી; પરંતુ જો બે ટાઇપ-રાઇટરો તદ્દન નવાં જ ન હોય તો એ બેની છાપ વચ્ચે ફેરફાર જણાયા સિવાય રહે જ નહિ. કેટલાક અક્ષરો બીજા અક્ષરો કરતાં વધારે ઘસાયેલા અને આછા હોય છે; જ્યારે કેટલાક અક્ષરો એક બાજુએ સ્પષ્ટ તો બીજી બાજુએ તૂટેલા હોય છે. હવે, મી. વીંડીબેંક ! તમે આજે મારા ઉપર લખેલા આ પત્રમાં દષ્ટિ કરો. એમાં દરેક ‘ e ’ માં તેનો ઉપલો ભાગ ઘસાઈ ગયેલો છે જ્યારે ‘ r ’ માં તેના

રેફના ટોપકાનો થોડો ભાગ તૂટી ગયેલો છે. જો કે તે સિવાય પણ બાજી ચૌદ જુદી જુદી જાતની ખામી તેની અંદર દૃષ્ટિગોચર થાય છે. પરંતુ આ બે મુદ્દા અગત્યના અને વધારે સ્પષ્ટ છે.”

“અમે ઓફિસમાં જે ટાઇપ–રાઇટર મશીન છે તેના વડે જ અમારો તમામ પત્રવ્યવહાર કરતા હોવાથી તેના અક્ષરો ઘસાઈ જાય એ બનવા જોગ છે. આ પત્ર પણ મેં એ ટાઇપ–રાઇટર વડે જ છાપ્યો હતો.” મી. વીંડીબેંક બારિક દૃષ્ટિપૂર્વક હોમ્સ સામે જોતો બોલ્યો.

“વારૂ વારૂ, હવે હું તમને ટાઈપ–રાઇટરની સહાયતાથી ગુન્હેગારને કેવી રીતે શોધી શકાય છે તે જણાવીશ. એ વિષય ખાસ અભ્યાસ કરવા યોગ્ય છે.” હોમ્સ બોલ્યો: “હું ભવિષ્યમાં ટાઇપ–રાઇટરનો ગુન્હા સાથે શો સંબંધ છે અને ટાઈપ–રાઇટરથી છાપેલા પત્રો ઉપરથી ગુન્હા કેવી રીતે પકડી શકાય છે. એ વિષયમાં એક ગ્રંથ તૈયાર કરવાનો વિચાર રાખું છું. મેં એ બાબતનો ખાસ અભ્યાસ કરેલો છે. લગ્નના દિવસે ગૂમ થયેલા મી. હોસ્મર એંગલ તરફથી મીસ સધરલેન્ડ ઉપર આવેલા ચાર પત્રો મારી પાસે છે. જૂઓ આ રહ્યા. એ બધા ટાઈપ–રાઇટરની મદદથી લખવામાં આવ્યા છે. એ બધા પત્રોમાં ‘e’ નો મથાળાનો ભાગ ઘસાયેલો છે અને ‘r’ નો રેફ તૂટેલો છે, એટલું જ નહિ પરંતુ મારા સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી તમે તે પત્રો તપાસશો તો દરેક પત્રમાં, હમણાં જે બાજી ચૌદ પ્રકારની ખામીઓના સંબંધમાં મેં કહ્યું હતું તે ખામીઓ પણ માલૂમ પડી આવશે.”

મી. વીંડીબેંક એકદમ ખુરસીપરથી ઉભો થયો–અને

ધ્યો કહીએ તો પણ ચાલી શકે. તેણે પોતાની ટોપી હાથમાં લીધી અને કહ્યું: " મી. હોમ્સ ! આવી નકામી વાતો સાંભળવાનો મને સમય નથી. જો તમે હોસ્મર એંગલનો પત્તો મેળવી શકો તેમ હોય તો, તેનો પત્તો મેળવીને પછી મને ખબર આપજો. "

" બેશક ! તમારૂં કથન વાજબી છે. " હોમ્સે ઊભા થઇ બારણાં પાસે જઇને બારણું વાસી દીધું અને તેમાં ચાવી ફેરવીને કહ્યું: " ત્યારે હું તમને જણાવવાની રજા લઉં છું કે મેં તેને શોધી કાઢયો છે. "

" શું ! ક્યારે અને કેવી રીતે ? " મી. વીંડીબેંકે બૂમ પાડી. તે ઉજળો પૂણી જેવો બની ગયો હતો અને પાંજરામાં સપડાયેલા ઉંદરની માફક હોમ્સ સામે તાકી રહ્યો હતો.

" સાહેબ ! એમ ગભરાઇ જવાનું નથી ! " હોમ્સે સ્હેજ કડકાઇથી કટાક્ષ કર્યો: " મી. વીંડીબેંક ! મારી પાસે વિશેષ ચાલાકી નભી શકે તેમ નથી. તમે હમણાં મને કહ્યું હતું કે મી. હોસ્મર એંગલનો હું પત્તો મેળવી શકું તે સંભવિત નથી. પરંતુ મારી ગુન્હેગારોને પકડવાની શક્તિ વિષયક અજ્ઞાનતાને લીધે જ એ શબ્દો તમે ઉચ્ચાર્યા હતા. જો તમને મારો યથાર્થ અનુભવ હોત તો આવા સાદા કેસમાં હું નિષ્ફળ થઇશ; એવી તમને શંકા પણ ન આવત. હા, હવે બરોબર ! ખૂરસી ઉપર જ બેસી રહો. આપણો વાર્તાલાપ પૂર્ણ થવા બાદ હું તમને એક સેકન્ડ પણ રોકીશ નહિ. "

મી. વીંડીબેંક પુનઃ ખૂરસી ઉપર બેસી ગયો. એ વખતે તેનો ચ્હેરો મૃત્યુ પામેલા મનુષ્યના શબ જેવો લાગતો હતો. તેના કપાળ

ઉપર પ્રસ્વેદનાં બિન્દુ જણાતાં હતાં. તે ત્રુટક અવાજે બોલ્યો: "પણ-પણ, તમે કોર્ટમાં કે-કેસ કરી શકો તેમ નથી."

"હા, મને પણ એટલી જ દિલગીરી થાય છે કે આ બાબતમાં કોર્ટનો આશ્રય લઇ શકાય તેમ નથી. પરંતુ મી. વીંડીબેંક! મેં ઘણા ગુન્હેગારોને, બદમાશોને, ખૂનીઓને જોયા છે, પકડયા છે, અને તેમના સંબંધમાં વર્તમાનપત્રોમાં વાંચ્યું છે, પરંતુ આ બદમાસ-હોસ્મર એંગલના જેવી ક્રૂરતા, નીચતા, સ્વાર્થપરાયણતા અને હ્રદયહિનતા મેં બીજા એક પણ ગુન્હેગારમાં અનુભવી નથી. હવે આ કેસમાં જે બધું બન્યું છે તે હું પહેલેથી છેવટ સુધી તમને કહી જઉં છું. જો એમાં મારી ભૂલ થતી તમને લાગે તો એ સ્થળે સુધારજો."

વીંડીબેંક તો મસ્તક નીચું નમાવીને ચુપચૂપ ખુરસીપર અર્ધેલીને બેસી રહ્યો હતો. તેના દેખાવપરથી જોઈ શકાતું હતું કે તે તદ્દન નિઃશક્ત અને નરમ બની ગયો હતો. શેરલોક હોમ્સ સ્વસ્થ થયો અને શગડીની પેડલીને પગ ટેકાવીને જાણે પોતાના મન સાથે વાત કરતો હોય તે પ્રમાણે બોલવા લાગ્યો.

"એક માણસની નજર એક પૈસાપાત્ર સ્ત્રીનાં નાણાં તરફ જાય છે. તે પૈસા હાથ કરવાને માટે એ સ્ત્રી પોતાના કરતાં વીશ વર્ષે મોટી હોવા છતાંયે તે તેની સાથે લગ્ન કરે છે." હોમ્સ કહેવા લાગ્યો: "અને વળી તે સ્ત્રીને આગલા ધણીથી થયેલી દીકરીની મીલકતનો ઉપભોગ પણ તે દીકરી પોતાની સાથે રહે ત્યાંસુધી પેલો માણસ કરી શકે છે. તે માણસની સ્થિતિ જોતાં એ દીકરીની રકમ કાંઈ ન્હાનીસૂની ગણાય નહિ. અર્થાત્ જો એ મીલકતનો ઉપભોગ કરવાનું બંધ પડી જાય તો એ માણસને નાણાં સંબંધી મોટી

મુશ્કેલી વેઠવી પડે. એથી એ દીકરીની મીલકત બીજાના હાથમાં જવા નહિ દેવાનો યત્ન કરવાને તે માણુસ એટલે દીકરીનો સાવકો પિતા લલચાય એ સ્વાભાવિક છે. કન્યા સ્વભાવે સુશીલ અને મળતાવડી છે, પરંતુ લાયક ઉમરની, સમજદાર, જરા ઉગ્ર સ્વભાવની અને કોઈ પણુ લાયક તથા ખુબસુરત યુવાન સાથે પ્રેમમાં પડી જાય તેવી છે; વળી તે પોતે પણુ ખુબસુરત હોવાથી તથા વાર્ષિક સો પાઉંડની આવક ધરાવતી હોવાથી કોઇ પણુ યુવાન તેની સાથે લગ્નગ્રંથીથી જોડાવવાને તત્પર બને એ સંભવિત છે. હવે જો તેનું લગ્ન થાય તો તેના જુદા પડવાને લીધે વર્ષિક સો પાઉંડનો ખાડો પડે. આમ હોવાથી તેનું લગ્ન થતું અટકાવવાને તેના સાવકા બાપે કશો યત્ન તો કરવો જ જોઇએ! પ્રથમ તો તે પોતાની દીકરીને બહાર જવા આવવા નહિ દેતાં ઘરમાંને ઘરમાં ગોંધી રાખવાનો માર્ગ ગ્રહણુ કરે છે અને એમ કરીને તેને યુવાનોના પરિચયમાં આવતી અટકાવે છે. પરંતુ થોડા વખતમાં જ તેને માલૂમ પડે છે કે તેનો એ પ્રયત્ન લાંબો વખત નભી શકે તેમ નથી. તે કન્યા પોતાના સાવકા પિતાને પોતાની સ્વતંત્રતાની આડે આવતો જોઇને ગુસ્સે થાય છે, પોતાની સ્વતંત્રતાની વચ્ચે આવવાનો કોઇને પણુ હક્ક નથી એવું જાહેર કરે છે અને અમુક નાચના મેળાવડામાં હાજરી આપવાનો પોતાનો દૃઢ નિશ્ચય જણુાવે છે. તેનો સાવકો બાપ કાંઈ મૂર્ખ નથી. તે સમયસૂચક અને ચાલાક છે. તે જાણે છે કે પોતાની કન્યાના દૃઢ નિશ્ચય આગળ પોતાનું કશું પણુ બળજોર ચાલી શકે તેમ નથી. એટલે તે એક અજબ યુક્તિ યોજે છે. તે માણુસ પોતાની સ્ત્રી એટલે પેલી કન્યાની માતાની સંમતી અને સહાય વડે પોતાની પત્નીની કન્યાને ફસાવવાનો તાગડો

રચે છે. તે પોતે છદ્માંશ ધારણ કરે છે, રંગીન કાચના ચશ્મા વડે આંખોને છૂપાવી દે છે, મ્હોં ઉપર દાઢીમૂછ ધારણ કરી લે છે અને પોતાનો અવાજ ઓળખાઈ ન આવે માટે ગળામાંથી અવાજ કાઢવાનું પસંદ કરે છે. વળી તે કન્યાની 'શોર્ટ સાઈટ' હોવાથી પણ તે માણસના છદ્મવેષમાં વિશેષ અનુકૂળતા થાય છે. તે પેલા નાચના મેળાવડામાં હોસ્મર એંગલ નામ ધારણ કરીને રજુ થાય છે અને પોતાની કન્યાનો પ્રેમ પોતાના તરફ આકર્ષી લઇને તેને બીજા યુવાનો સાથે પરિચયમાં આવતી અટકાવે છે.—"

"પણ પ્રથમ તો એ એક મસ્કરીરૂપે જ કર્યું હતું." વીંડીબેંક વચ્ચે બોલી ઉઠયો: "અમે એમ નહોતું ધાર્યું કે મીસ સધરલેન્ડ આટલી બધી પ્રેમમુગ્ધ બની જશે."

"હું પણ એ વાત કબૂલ રાખું છું. પરંતુ એમ છતાંયે મીસ સધરલેન્ડ અત્યંત પ્રેમમુગ્ધ બની જાય છે. તેનો સાવકો બાપ ફ્રાન્સ ગયેલ છે એમ તેના જાણવામાં હોવાથી, પોતાની સાથે દગો રમવામાં આવે છે એવી તેને શંકા આવવાનું કશું પણ કારણ રહેતું નથી. હોસ્મર એંગલ નામધારી છદ્મવેશી ગૃહસ્થની મીષ્ટ વાણીથી તે કન્યા ફુલાઈ જાય છે, વળી તેની માતા પણ હોસ્મર એંગલના સ્વભાવ અને વર્તનની પ્રશંસા કરતી હોવાથી મીસ સધરલેન્ડ પોતાના વિચારમાં વધારે મક્કમ બને છે. ત્યારપછી મી. એંગલ તે કન્યાની મુલાકાત લેવાને તેને ઘેર આવે છે. કેમકે ખરેખરી અને ચોક્કસ અસર નિપજાવવાને માટે પૂરેપૂરો દેખાવ કરવાની જરૂર છે. બન્ને જણાં એકલાં બહાર ફરવા પણ જાય છે અને છેવટે એક બીજાની સાથે લગ્નની ગાંઠથી જોડાવાને વચનથી

બંધાય છે. અર્થાત્ હવે તે કન્યા બીજા પુરુષની તરફ લક્ષ આપે તેમ નથી એવી હોરમર એંગલની ખાત્રી થાય છે, પરંતુ આવી રીતે છેતરપીંડી લાંબો વખત સુધી નભી શકે તેમ નથી. કેમકે અવારનવાર તે કન્યાનો બાપ ફ્રાંસથી પાછો ફરે તે વખતે હોરમર એંગલ ગૂમ થઈ જાય અને પુનઃ ફ્રાંસ જાય એટલે પાછો ફુટી નિકળે. એ પ્રમાણે કરવાથી કદાચ મીસ સધરલેન્ડને શંકા આવે અથવા હોરમર એંગલ પોતાને ખરા પ્રેમથી ચાહતો નહિ હોવાને લીધે જ પોતાના સાવકા પિતાની હાજરીમાં પોતાની તરફ તેનો પ્રેમ પ્રકટ કરવાનું પસંદ કરતો નથી એમ તે કન્યા માની લે તો બધી મહેનત નિષ્ફળ થઈ જાય અને પછી સ્વાભાવિક રીતે જ મીસ સધરલેન્ડને હોરમર એંગલ ઉપર શંકા આવવાથી તે બીજા પુરુષ તરફ લક્ષ દોડાવે, એમ લાગવાથી હોરમર એંગલ બાઇબલના સોગનપૂર્વક મીસ સધરલેન્ડ પાસે પોતાની પ્રત્યે વફાદાર રહેવાની પ્રતિજ્ઞા લેવડાવે છે. વળી કદાચ પોતાના ઉપર કોઈ જાતની આફત આવી પડે તો પણ બીજા પુરુષનો મનમાં વિચાર સરખોયે નહિ કરતાં એકનિષ્ટાથી પોતાને વળગી રહેવાની અને પોતાના વર્ત્તન માટે શંકા નહિ લાવવાની હોરમર એંગલ મીસ સધરલે-ન્ડને લગ્નના દિવસે જ સૂચના કરે છે. તે સૂચનાનો સ્વીકાર કર-વાથી જેમ્સ વીંડીબેંકના મનને શાંતિ થાય છે. તે ધારે છે કે હવે મીસ સધરલેન્ડ હોરમર એંગલને વિસ્મરી શકશે નહિ અને ઓછા-માં ઓછાં દશ વર્ષપર્યંત તો તેની રાહ જોશે જ. અર્થાત્ દશ વર્ષ સુધી મીસ સધરલેન્ડની આવકનો ઉપયોગ કરવામાં જેમ્સ વીંડી-બેંકને વાંધો આવે તેમ નથી. આવી ખાત્રી થવાથી તે મીસ સધ-રલેન્ડને ધર્મમંદિર સુધી લઈ જાય છે. પરંતુ તે ધર્મ મંદિરની

અંદર દાખલ થઇને પોતાની પત્નીની કન્યા સાથે લગ્નગ્રંથીથી જોડા-વાનું મહાન્ પાતક કરી શકે તેમ નહિ હોવાથી બીજી ગાડીમાં બેસવાનું બ્હાનું કરીને એક બંધ બારણાની ગાડીમાં એક બાજુના બારણામાંથી પ્રવેશ કરીને બીજી બાજુના દ્વાર વાટે બહાર નિકળીને પસાર થઈ જાય છે! એ યુક્તિ ઘણી જ જૂની છે અને એક સાધારણ બુદ્ધિનો મનુષ્ય પણ તે યુક્તિ અજમાવી શકે તેમ છે. કેમ મી. વીંડીબેંક! આ બધું બરોબર છે ને? હું ભૂલતો તો નથી ને?"

શેરલોક હોમ્સ બોલતો હતો તે દરમિયાન વીંડીબેંક પુનઃ સ્વસ્થ બની ગયો હતો. તે ખુરસીપરથી ઊભો થયો અને જાણે અમારી મશ્કરી કરતો હોય તે પ્રમાણે તીરસ્કારસૂચક હાસ્ય પોતાના ચ્હેરાપર લાવતો બોલ્યો: "તમે કહો છો તે પ્રમાણે બન્યું હોયે ખરૂં અને ન પણ બન્યું હોય! પરંતુ જો તમે આટલા ચાલાક અને ચતુર છો તો એટલું સહેલાઇથી સમજી શકશો કે એ કામમાં મેં કાયદાનો ભંગ કર્યો નથી, જ્યારે અત્યારે તમારા મકાનમાં મને ગેરવાજબી રીતે અટકાવી રાખવામાં તમે કાયદાનો ભંગ કરો છો. મારા ઉપર કોઈથી કશી પણ ફરિયાદ માંડી શકાય તેમ નથી, જ્યારે હું તમારા ઉપર મને ગેરકાયદેસર અટકાવ કરવાની અને મારા ઉપર હુમલો કરવાની ફરિયાદ માંડી શકું તેમ છે."

હોમ્સે બારણું ખોલી નાખ્યું અને કહ્યું: "અલબત્ત, તમારા કહેવા મુજબ કાયદો તમારા ઉપર હસ્તક્ષેપ કરી શકે તેમ નથી, તદપિ એટલું તો ખરૂં જ કે તમારૂં કૃત્ય સહુથી વધુમાં વધુ સજાને પાત્ર છે. જો મીસ સધરલેન્ડને એકાદો ભાઇ કિંવા મિત્ર હોત અને

તેના સપાટામાં તમે આવ્યા હોત તો એણે ચાબૂકના ઝપાટા વડે તમારા બરડાને ખોખરો કીધા સિવાય તમને છોડયા ન હોત." એ વખતે વીંડીબેંકને મશ્કરીની ઢબે હસતો જોઈને તેણે કહ્યું: "મને મારી અસીલ તરફથી તમને સજા કરવાનું કામ સુપ્રત થયેલું નથી અને એ મારી ફરજ પણ નથી, તદપિ તમારૂં કૃત્ય જોતાં મને એમ થાય છે કે આ સામે ટાંગેલા ચાબૂક વડે તમને ફટકાવી–" તે જે સ્થળે ચાબૂક ટાંગેલો હતો એ તરફ ગયો. પરંતુ તે ચાબૂકને હાથમાં લે એ પહેલાં તો વીંડીબેંક સાહેબ બારણા તરફ નાઠા અને ઝડપથી દાદરપરથી નીચે ઉતરવા લાગ્યા, નીચેનું પ્રવેશદ્વાર મોટા અવાજ સમેત ઉઘડયું અને બંધ થયું અને બીજી પળે મી. જેમ્સ વીંડીબેંક રસ્તા ઉપર ત્વરાથી દોડતો બારીમાંથી દૃષ્ટિએ પડયો.

"કેવો બદમાશ અને નીચ ?" હોમ્સ હસતો હસતો બોલ્યો અને પુનઃ આરામખૂરસીપર બેસી ગયો. તેણે કહ્યું: "આ માણસના દેખાવ અને સ્વભાવ ઉપરથી હું કહી શકું છું કે તે ઉત્તરોત્તર બદમાશીના કામમાં આગળ વધતો જશે, ભયંકર ગુન્હા કરવાને આકર્ષાશે અને છેવટે ફાંસીને લાકડે લટકશે. જો આપણે જીવતા હોઈશું તો તેને માટે મેં ભાખેલું આ ભવિષ્ય આપણે ખરૂં પડેલું જોઇશું. વોટસન! એકંદર રીતે લેતાં આ કેસ નિરસ કે સાધારણ પ્રકારનો ન હતો."

"આ કેસ રસપ્રદાયક અને વિચિત્ર હતો એ વાત ખરી; પરંતું હું ખરૂં કહું છે કે તેના સંબંધમાં તમે ચોક્કસ નિર્ણય ઉપર કેવી રીતે આવ્યા–વીંડીબેંકે જ હોસ્મર એંગલનું નામ ધારણ કર્યું હતું એ તમે કેવી રીતે જાણી શકયા તે હું સમજી શકતો નથી." મેં મારૂં અજ્ઞાત પ્રદર્શિત કર્યું.

"મીસ સધરલેન્ડની હકીકત ઉપરથી બે બાબતો સ્પષ્ટ થતી હતી. એક તો એ કે મી. હોસ્મર એંગલનો છેવટની ઘડીએ ગૂમ થઈ જવામાં ખાસ મજબૂત હેતુ હોવો જોઇએ; અને બીજું એ કે આ બનાવથી જો કશો પણ લાભ થવાનો સંભવ હોય તો તે માત્ર મીસ સધરલેન્ડના સાવકા બાપને જ હતો. વળી બીજો એક મુદ્દો સૂચક હતો. હોસ્મર એંગલ અને વીંડીબેંક બે જણા એકી સાથે કદી પણ દેખાયા ન હતા. જ્યારે એકની હાજરી હોય ત્યારે બીજો ફ્રાન્સ ઉપડયો હોય કિંવા લીડન હોલ-સ્ટ્રીટમાં ભરાઇ બેઠો હોય. વળી રંગીન કાચ અને ગળામાંથી નિકળતો અવાજ એ પણ છદ્મવેશ સુચક હતા. તેજ પ્રમાણે ભરાવદાર થોભીયા ઉપરથી પણ એવી શંકા લઇ શકાય તેમ હતું કે એ માણસે પોતાના મૂળ સ્વરૂપમાં ફેરફાર કરેલો હોવો જોઇએ. વળી તેણે ટાઇપ-રાઇટરથી પત્રો લખવાની સાથે પોતાની સહી પણ ટાઇપ-રાઈટર વડે છાપેલી જોવાથી મારી શંકા વધારે મજબૂત અને ચોક્કસ થઈ; કેમકે તેના હસ્તાક્ષરો મીસ સધરલેન્ડને અત્યંત પરિચિત હોવાથી, નીચે હસ્તાક્ષરથી સહી કરવામાં પણ ઓળખાઇ જવાનો સંભવ હતો. આ બધા મુખ્ય મુખ્ય મુદ્દાઓની સાથે બીજી ઝીણી ઝીણી વિગતો ઉપરથી હું એકજ અનુમાન ખેંચી શકયો કે વીંડીબેંકે હોસ્મર એંગલનું સ્વરૂપ ધારણ કરેલું હોવું જોઇએ."

"પરંતુ તમારૂં એ અનુમાન ખરૂં જ છે એવી ખાત્રી તમે કેવી રીતે કરી લીધી?" મેં પ્રશ્ન કર્યો.

"એક વખત એક માણસ ઉપર નજર કરી કે પછી તેને માટે જોઇતી સાબીતીઓ મેળવવાનું કામ કાંઇ વિશેષ મુશ્કેલ નથી. જે પેઢી તરફથી આ માણસ કામ કરતો હતો તે પેઢીના મેનેજર સાથે

મારે ઓળખાણ છે. મીસ સધરલેન્ડે હોસ્મર એંગલનો પત્તો મેળવવાને માટે આપેલી જાહેરખબરમાંથી રંગીન કાચ, ગળામાંથી નિકળતો અવાજ, ભરાવદાર થોભીયા, વગેરે છદ્મવેષ સૂચક ઘટનાઓને બાદ કરીને બાકીનું વર્ણન મેં તે પેઢીના મેનેજર ઉપર મોકલી આપ્યું અને તે સાથે લખેલા પત્રદ્વારા તેને પૂછાવ્યું કે આવા વર્ણનવાળો કોઇ પણ માણસ તમારી પેઢીમાં ટ્રાવેલિંગ એજન્ટ તરીકે નોકરી કરે છે ? વળી ટાઇપ–રાઇટર વડે તેણે કરેલી સહી તરફ મારૂં લક્ષ ખેંચાયલું હોવાને લીધે એક પત્ર મેં જેમ્સ વીંડીબેંકને તેની પેઢીને શરનામે લખીને આજે સ્હાંજે છ વાગે તે મને મળવાને અહીં આવી શકશે કે કેમ તે બાબત પૂછાવ્યું. મેં ધાર્યું હતું તે પ્રમાણે તેના તરફથી આવેલો જવાબ ટાઈપ–રાઇટરની મદદ વડે લખાયલો હતો. તેની એ ચીઠી તથા મીસ સધરલેન્ડ ઉપર તેણે લખેલા પત્રો એક જ ટાઇપ–રાઇટર વડે લખાયેલા હોવાથી તે બધામાં જુદા જુદા પ્રકારની અક્ષરોની ખામીઓ એક સરખી જ હતી. તેનો જવાબ મળ્યો તે જ ટપાલમાં ફેન્ચર્ચ સ્ટ્રીટની વેસ્ટહાઉસ અને માર્બેંકની પેઢીના મેનેજરનો પણ જવાબ મળ્યો. તેમાં તેણે લખ્યું હતું કે 'જે માણસનું તમે વર્ણન મોકલ્યું છે તે અમારા ટ્રાવેલિંગ એજન્ટ મી. જેમ્સ વીંડીબેંકને આબેહૂબ મળતું આવે છે.' બસ, આટલું મારે માટે પૂરતું હતું. હવે જેમ્સ વીંડીબેંક અને હોસ્મર એંગલ એ બન્ને એક જ હોવાના સંબંધમાં મને કશી પણ શંકા રહી નહિ."

"પરંતુ ત્યારે હવે મીસ સધરલેન્ડનું શું કરશો ? તેને આ બધી હકીકત જણાવવાનું તમને વાજબી લાગે છે ?"

"કદી પણ નહિ. એક તો તેને આ વાત કહેવી તે જ ઘટિત નથી, અને વળી કદાચ હું જણાવું તો પણ તે મારી વાત માનવાની

નહિ. એ તો એમ જ ધારવાની કે હું ખરા હોસ્મર એંગલને શોધી શક્યો નહિ, તેથી મારી નિષ્ફળતા છૂપાવવાને માટે આ બનાવટી હકીકત મેં ઊભી કરી છે ! ફારસી કવિ હાફીઝે એક સ્થળે કહ્યું છે કે વાઘના બચ્ચાને પાળવામાં જેટલો ભય સમાયેલો છે, તેટલો જ ભય એક સ્ત્રીની આનંદજનક કલ્પનાનો ધ્વંસ કરવામાં પણ સમાયેલો છે. અનુભવની યુનિવર્સીટીમાં ઉત્તીર્ણ નિવડેલા બુદ્ધિવિશારદ હાફીઝના એ કથનનો સ્વીકાર કરીને 'અબસે બડી ચૂપ'નો જ સિદ્ધાંત આ વિષયમાં હું અખત્યાર કરીશ.



# ખૂની કોણ ?

એક દિવસે સ્ડવારે હું અને મારી પત્ની બેઠાં બેઠાં નાસ્તો કરતાં હતાં. તે વખતે અમારી ચાકરડી એક તાર લઇને ભોજનગૃહમાં આવી. પરબીડીયું ફોડીને જોતાં માલૂમ પડયું કે એ તાર શેરલોક હોમ્સે કરેલો હતો અને તેમાં નીચે મુજબ લખ્યું હતું:—

"તમને બે દિવસનો અવકાશ મળી શકે તેમ છે ખરો ? હમણાં જ એક તાર મળ્યો છે. તેમાં પશ્ચિમ ઇંગ્લાંડમાં આવેલા બોસ્કોમ્બ વેલી ગામમાં થયેલા ખૂનના કેસમાં તપાસ કરવાનું આમંત્રણ કરવામાં આવ્યું છે. જો તમે પણ મારી સાથે આવશો તો મજાહ પડશે. ત્યાંની હવા અને સૃષ્ટિસૌંદર્ય મજાનાં છે. બરોબર ક. ૧૧–૧૫ મીનિટે પેડિંગ્ટન સ્ટેશનથી ઉપડતી ટ્રેનમાં નિકળવાનું છે. માટે તે સ્ટેશને આવો."

"તમારો શો વિચાર છે, વ્હાલા ?" મારી પત્ની પણ તાર વાંચતી હતી, તે બોલી: "તમે જશો કે નહિ ?"

"જવું કે નહિ એ હું નક્કી કરી શકતો નથી. હમણાં દરદીઓની સંખ્યા પણ મોટી છે." મેં અચોક્કસ જવાબ આપ્યો.

"એમાં શો વાંધો છે ? એન્સ્ટ્રુથર તમારૂં અહીંનું કામ બે દિવસને માટે સાચવી લેશે. હમણાં તમારો ચ્હેરો સ્હેજ ફીકકો પડી ગયો છે. એટલે મને લાગે છે કે બે દિવસના આરામથી અને હવાફેર કરવાથી તમારી તબીયત પણ સારી થશે. વળી મી. શેરલોક હોમ્સના કેસોમાં ભાગ લેવાનો તમને શોખ પણ છે."

"હા, વાત તો ખરી છે. શેરલોક હોમ્સના હાથપર આવેલા

કેસો માંહેના એકમાં ભાગ લેવાને પરિણામે જ તમારા જેવું રમણી-રત્ન મને પ્રાપ્ત થયું છે. એટલે હવે જો હું તેના બીજા કેસોની ઉ-પેક્ષા કરૂં તો નગુણો જ ગણાઉં. પણ તો પછી હવે ઢીલ કરવી નકામી છે, કેમકે ઘેરથી નિકળવાને માટે માત્ર અર્ધો કલાક જ છે. તેટલા સમયમાં સામાન પેક કરી લેવો જોઇએ."

અફઘાનિસ્તાનની છાવણીમાં મળેલા અનુભવથી બીજો કશો લાભ મને થયો નહતો, પરંતુ એક લાભ હતો અને તે એ કે મુસા-ફરી કરવાને માટે ઝડપથી તમામ તૈયારી કરી લેવામાં મને કંટાળો આવતો નહિ. વળી મારે પ્રવાસ દરમ્યાન ઝાઝી વસ્તુઓની જરૂર પડતી નહિ. એક હેન્ડબેગ, એક મોટી બેગ અને એક ખીસ્સા—એ-ટલાં વાનાં પૂરતાં હતાં. અર્થાત્ હું અર્ધા કલાક કરતાં પણ ઓછા વખતમાં તૈયાર થઇને સામાન સાથે ગાડીમાં ચડી બેઠો અને ગાડીના ઉપડવાના સમય પહેલાં જ પેડિંગ્ટન સ્ટેશન ઉપર પહોંચી ગયો. શેરલોક હોમ્સ સ્ટેશનના પ્લેટફાર્મ ઉપર આમતેમ ચક્કર લગાવતો હતો. તેણે પ્રવાસને યોગ્ય લાંબો કોટ અને બેઠા ઘાટની ટોપી પહેરી હતી.

મને જોઇને તે બોલ્યો: "વોટસન! તમે આવ્યા એ ઘણું જ સારૂં કર્યું. હું તમારા ઉપર સંપૂર્ણ ભરોંસો રાખી શકું તેમ હોવાથી જો તમે મારી સાથે હો તો મને ઘણી જ સગવડ પડે. અલબત્ત ત્યાં સ્થાનિક પોલિસ તરફથી જોઇતી મદદ મળી શકે ખરી. પરંતુ તે મદદ કાં તો નિરુપયોગી થઇ પડે, અથવા તો તે લોકો સવળાનું અવળું કરી મેલે, એટલે મારી તપાસના પરિણામને કદાચ હાની પહોંચી જાય. તમે આ કમ્પાર્ટમેન્ટમાં પેલી સામેની બે બેઠકો રોકીને બેસો. હું ટીકીટો લઇ આવું છું."

હું કમ્પાર્ટમેન્ટમાં દાખલ થયો. હોમ્સ ટીકીટો લઇ આવ્યા.

અમારા કમ્પાર્ટમેન્ટમાં બીજું કોઈ દાખલ થયું નહિ. માત્ર અમે બે જણાં અને કેટલાંક વર્ત્તમાન પત્રો તથા મારી હેન્ડબેગ—એટલાં જ કમ્પાર્ટમેન્ટમાં હતાં. વર્ત્તમાનપત્રો હોમ્સ પોતાની સાથે લાવ્યો હતો. ગાડી ઉપડી એટલે તેણે વાંચવાનું શરૂ કર્યું. વચ્ચે વચ્ચે તે પોતાની નોંધપોથીમાં કશીક નોંધ કરી લેતો હતો. કોઇ વાર ઊંડા વિચારમાં પડી જતો. એમ કરતાં રીડિંગ સ્ટેશન પસાર થયું તેટલા સમયમાં તે બધાં પત્રો ઉથલાવી ગયો. પછી તે બધાં પત્રોનો એક મોટો વીંટો કરીને તેણે ઉંચે અભેરાઈ પર ફેંકી દીધો અને કહ્યું: "બોસ્કોમ્બ વેલીમાં થયેલા ખૂનના સંબંધમાં તમે કાંઈ પણ સાંભળ્યું છે કે નહિ?"

"એક શબ્દ પણ નહિ. થોડાક દિવસો થયા તો એક પણ વર્ત્તમાન પત્ર મેં વાંચ્યું નથી." મેં જવાબ આપ્યો.

"લંડનનાં પત્રોને એ સંબંધમાં સંપૂર્ણ માહિતી મળેલી લાગતી નથી. એ કેસને લગતી વિગતોથી પૂર્ણપણે માહિતગાર થવાના ઇરાદાથી જ આ બધાં પત્રો હું વાંચી ગયો. હું તે ઉપરથી સમજી શક્યો છું તે પ્રમાણે આ કેસ ઘણો જ સાદો છે અને તેથી તેનું ખરૂં મૂળ શોધી કાઢવાનું કામ અત્યંત કઠણ છે."

"તમે પણ અજબ મૂર્ત્તિ છો! યુકિલડે પણ સાદા સિદ્ધાંતને છોડવાનું કાર્ય કઠણ છે એવું પ્રતિપાદન કર્યું નથી."

"એ હશે, પરંતુ હું કહું છું એ તદ્દન ખરૂં છે. જો એકાદા ગુન્હાની વિગતો બાહ્ય દૃષ્ટિએ ભેદભરી લાગે તો એ ભેદભરી વિગતો ઉપરથી ગુન્હાનું કારણ સ્હેલાઇથી જડી આવે. પરંતુ ગુન્હો જેમ વધારે સાદો અને ભેદભરમ વગરનો, તેમ ખરા ગુન્હેગારને પકડી પાડવાનું કામ વધારે મુશ્કેલીવાળું સમજવું. આ કેસમાં

બાપનું ખૂન કરવાનો આરોપ દીકરા ઉપર મૂકવામાં આવ્યો છે અને તેની સામે પૂરાવા પણ ગંભીર છે."

"ત્યારે તો આ ખૂનનો કેસ છે ?"

"હા, વર્તમાનપત્રો ઉપરથી એમ લાગે છે. પરંતુ જ્યાં સુધી હું જાતે તેનું નિરીક્ષણ અને તપાસ ન કરૂં ત્યાં સુધી એ ખૂન થયું છે કે કેમ એ વિષયમાં કશો પણ અભિપ્રાય આપવાનું પસંદ કરતો નથી. માત્ર આ કેસના સંબંધમાં જે કાંઇ હું સમજી શક્યો છું તે તેમને ટુંકામાં જણાવીશ."

તે બે–ચાર પળ મૌન રહ્યો અને પછી પુનઃ કહેવા લાગ્યોઃ "જૂઓ સાંભળો, બોસ્કોમ્બ વેલી રેસની નજીકમાં હર્ફર્ડશાયરમાં આવેલું છે. ત્યાં મી. જહોન ટર્નર નામનો ગૃહસ્થ સહુથી મોટો જાગીરદાર છે. તે કેટલોક સમય આસ્ટ્રેલીયામાં રહીને પુષ્કળ દ્રવ્ય એકઠું કરી આવ્યો છે. હાલ કેટલાંક વર્ષો થયાં તે પોતાના મૂળ વતનમાં પાછો ફર્યો છે. પોતાની માલિકીનું એક ખેતર તેણે મી. ચાર્લ્સ મેક્કાર્થી નામના માણસને ખેડવા આપ્યું છે. તે માણસ પણ આસ્ટ્રેલીયાથી આવ્યો છે. આસ્ટ્રેલીયામાં એ બે જણાને પરસ્પર ઓળખાણ હોવાથી મેક્કાર્થી પણ ટર્નરના ગામમાં આવીને જ નિવાસ કરવાનું પસંદ કરે એમાં કશું પણ આશ્ચર્ય જેવું કે અસ્વાભાવિક નથી. ટર્નર પૈસાપાત્ર અને મોટો જાગીરદાર હોવાથી મેક્કાર્થી તેના ખેડુત તરીકે રહે એ દેખીતું છે. તો પણ બીજી રીતે એ બન્ને જણા એક બીજાના મિત્ર હોય તે પ્રમાણે વર્તે છે. મેક્કાર્થીને અઢાર વર્ષની ઉમરનો દીકરો છે, જ્યારે ટર્નરને પણ તેટલી જ ઉમરની એકની એક દીકરી છે. બન્નેની સ્ત્રીઓ મરણ પામેલી છે. એ લોકો એ ગામનાં અને આસપાસનાં અંગ્રેજ કુટુંબો સાથે ભેળા-

વાનું પસંદ કરતા નથી. જો કે મેક્કાર્થી અને તેના દીકરાને રમત-ગમતનો શોખ હોવાથી તે બાપદીકરો કોઈ કોઈ વાર નજીકમાં થતા શરતોના અખાડામાં હાજરી આપે છે ખરા. મેક્કાર્થીએ પોતાને ત્યાં બે નોકરો રાખેલા છે. એક સાથી અને એક સ્ત્રી. ટર્નરને ત્યાં આશરે છ નોકરો છે. તેમના કૌટુંમ્બિક જીવનના સંબંધમાં આટલું મારા જાણવામાં આવ્યું છે. હવે આ કેસને લગતી વિગતો ઉપર આવીએ.

" જુનની ૩ જી તારીખે એટલે કે ગયા સોમવારે બપોરે ત્રણ વાગે મેક્કાર્થી તેના ખેતરમાં આવેલા પોતાના ઘેરથી નિકળીને બોસકોમ્બ પૂલ નામના તળાવ તરફ જતો હતો. તે જ રોજ સહ-વારે તે પોતાના સાથી સાથે રોસ ગામમાં ગયો હતો. તે વખતે તેણે એ સાથીને કહ્યું હતું કે ' આજે બપોરે ત્રણ વાગે એક ગૃહ-સ્થને મારે મળવા જવું છે. ' અર્થાત્ તે ગૃહસ્થની મુલાકાતને માટે તે બોસકોમ્બ પૂલ તરફ ગયેલો હોવો જોઈએ. ત્યાંથી પુનઃ જીવિત અવસ્થામાં તે પાછો ફરી શકયો નહિ.

" તેના ખેતર અને બોસકોમ્બ પૂલ વચ્ચે પા માઈલનું અંતર છે. તે દરમિયાન બે માણસોએ તેને જોયો હતો. તેમાંની એક તો વૃદ્ધા સ્ત્રી હતી. પરંતુ તેનું નામ વર્ત્તમાન પત્રોમાં આવ્યું નથી. બીજો માણસ વીલીયમ ક્રાઉડર કરીને એક શિકારી છે. તે મી. ટર્નરના હાથ નીચે નોકરી કરે છે. વીલીયમ ક્રાઉડર પોતાની જુબાનીમાં જણાવે છે કે ' મેં મી. મેક્કાર્થીને જોયો ત્યારપછી થોડીક મીનટો બાદ તેના દીકરા મી. જેમ્સ મેક્કાર્થીને પણ તેનો બાપ જે બાજુએ ગયો હતો તે જ બાજુએ જતો જોયો હતો. એ વખતે તેના હાથમાં એક લાંબી નળીની બંધૂક પણ મારા જોવામાં

આવી હતી. એ વખતે એ વિષે મને કશો પણ વિચાર આવ્યો ન હતો. માત્ર જ્યારે તે રોજ સાંજે મી. મેક્કાર્થીના ખૂનની હકીકત સાંભળી ત્યારે જ મને શંકા પડી.'

"વીલીયમ ક્રાઉડરે મેક્કાર્થી પિતાપુત્રને જોયાં ત્યારપછી પણ તેઓ એક બીજા મનુષ્યના જોવામાં આવ્યા હતા. બોસ્કોમ્બ પૂલ તળાવની આસપાસ પુષ્કળ વૃક્ષોની ઘટા આવી રહેલી છે. તે વૃક્ષઘટામાં બોસકોમ્બ વેલી જાગીરની દેખરેખ રાખનારની દીકરી કે જે ચૌદ વર્ષની ઉમરની છે અને જેનું નામ પેશન્સ મોરાન છે તે ફુલ વીણતી હતી. તે જણાવે છે કે 'હું તે વૃક્ષઘટામાં ફુલ વીણતી હતી તે વખતે મેં મી. મેક્કાર્થી અને તેના દીકરાને તળાવના કિનારા પાસે ઊભેલા જોયા હતા અને તે બન્ને વચ્ચે સખ્ત બોલચાલી થતી સાંભળી હતી. મી. મેક્કાર્થી તેમના દીકરાને ગાળો દેતા હતા અને તેમના દીકરાએ પોતાના બાપને થપાટ મારવાને હાથ પણ ઉંચો કરેલો મારા જોવામાં આવ્યો હતો. એ બે જણા વચ્ચે ચાલતા ઝઘડાથી હું બીહની એટલે વધુ વખત ત્યાં નહિ થોભતાં એકદમ મારે ઘેર દોડી ગઇ અને ઘેર પહોંચીને મેં મારી માને કહ્યું, કે મી. મેક્કાર્થી અને તેના દીકરા વચ્ચે બોસ્કોમ્બ પૂલ આગળ ભારે ઝઘડો મચી રહ્યો છે અને મને ભય રહે છે કે કદાચ તેઓ બાઝશે પણ ખરા, એ પ્રમાણે તે પોતાની મા સાથે વાત કરતી હતી તેજ વેળાએ જેમ્સ મેક્કાર્થી શ્વાસભેર દોડતો તેમના મકાને આવ્યો અને બોલ્યો કે, 'મારા બાપનું મડદું બોસ્કોમ્બ પૂલ પાસેની વૃક્ષઘટામાં પડેલું છે. માટે મી. મોરાન હોય તો તેમને મારી સાથે ત્યાં લઈ જવા છે.' એ વખતે તે બહુ જ ઉશ્કેરાઇ ગયેલો લાગતો હતો. તેના હાથમાં બંધુક કે માથા ઉપર ટોપી

ન હતી. તેના જમણા હાથનો પંજો અને તેજ હાથના ખમીશની બાંય ઉપર લોહીના ડાઘા પડી રહેલા જણાતા હતા. તે માદીકરી તેની સાથે સાથે ગયાં. તેમણે પેલી વૃક્ષઘટામાં ઘાસ ઉપર તેના બાપનું શબ પડેલું જોયું. તેના માથા ઉપર કોઈ વજનદાર અને બૂઠા શસ્ત્રના એકથી વધારે ઝપાટા લાગવાને લીધે મસ્તક ફુટી ગયું હતું. તે મડદાથી થોડાંક પગલાં છેટે તેના દીકરાની લાંબી નળીવાળી બંધૂક પડેલી હતી. એ બંધૂકની નળી જો મી. મેક્કાર્થીના માથામાં મારવામાં આવી હોય તો પણ એવું નુકશાન થવાનો સંભવ હતો. આ બધા સંયોગોને લીધે મી. જેમ્સ મેક્કાર્થીને તુરત જ ગીરફતાર કરવામાં આવ્યો છે, અને બીજે દિવસે મંગળવારે કોરોનરે ભરેલી જુરીએ તેના ઉપર 'ઇરાદાપૂર્વક ખૂન' કરવાનો આરોપ મૂકેલો છે. બુધવારે તેને રોસ ખાતે માજીસ્ટ્રેટ સાહેબ સન્મુખ ઊભો કરવામા આવ્યો હતો. તેણે બધી જુબાનીઓ સાંભળી લઈને, આ ગુન્હો ગંભીર પ્રકારનો હોવાથી જેમ્સ મેક્કાર્થીને સેશન્સ-સકમિટ કર્યો છે. કોરોનરની જુરી સન્મુખ અને પોલિસ-કોર્ટમાં રજુ થયેલી વિગતો આ પ્રકારની છે."

"આ કેસ તો ઘણો જ ગંભીર!" હું બોલ્યો: "આ કેસમાં આરોપી સામેના સાંયોગિક પૂરાવા મજબૂત અને અકાટ્ય છે."

"પણ સાંયોગિક પૂરાવા મોટે ભાગે ભૂલથાપ ખવરાવનારા હોઈ શકે છે." હોમ્સે વિચાર કરતાં કહ્યું: "એવા પૂરાવાને લીધે આરોપી ઉપરની શંકા એકદમ મજબૂત બની જાય ખરી, પરંતુ જો તમે મનમાં એમ માનો કે જેના ઉપર આરોપ મૂકવામાં આવેલો છે તે તદ્દન નિર્દોષ છે, અને પછી સાંયોગિક પૂરાવાના સંબંધમાં વિચાર કરો તો તમને એમ પણ લાગે કે આ બાહ્ય દૃશ્યના ઊંડા-

ણુમાં કાંઇક ભેદી રહસ્ય છૂપાયેલું હોવું જોઇએ. તો પણ એટલું તો કબૂલ કરવું પડશે કે એકંદરે જુબાનીઓ ઉપરથી જેમ્સ મેક્કાર્થી ઉપરનો આરોપ મજબૂત અને ગંભીર પ્રકારનો બનતો જાય છે, અને તે ખરેખર ગુન્હેગાર હોય એ પણ સંભવિત છે. તદપિ ત્યાં રહેનારા એવા પણ કેટલાક માણસો છે કે જેઓ જેમ્સ મેક્કાર્થીને તદ્દન નિર્દોષ માને છે. જાગીરદાર મી. ટર્નરની પુત્રી પણ પ્રસ્તુત માનિનતા ધરાવનારાઓમાંની એક છે. એથી ટર્નરે જેમ્સ મેક્કાર્થીનું નિર્દોષપણું સાબિત કરવાને માટે સરકારી ડિટેકિટવ લીસ્ટ્રેડને રોક્યો છે. લીસ્ટ્રેડે આપણી સાથે ચમત્કારિક ખૂનના કેસમાં ભાગ લીધેલો હોવાથી એને તમે પિછાનો જ છો. લીસ્ટ્રેડ આ કેસમાં ગુંચવાઇ જવાથી તેણે મને તાર કરીને બોલાવ્યો છે અને એ તારને પરિણામે ડૉ વોટસન સાહેબ પોતાનાં દરદીઓને વા ખાતાં રાખીને તેમના દોસ્ત એક ખાનગી સલાહકાર ડિટેકિટવ શેરલોક હોમ્સની સાથે એક કલાકની પચાશ માઇલની ઝડપે પશ્ચિમ ઇંગ્લાંડ તરફ પધારે છે."

"પણ આ કેસની વિગતો બધી સ્પષ્ટ અને સચોટ હોવાથી તમે કશું પણ નવીન શોધી શકો કે મી. મેક્કાર્થીના દીકરાને મુક્ત કરાવવાનો યશ મેળવી શકો એમ મને તો લાગતું નથી." મેં મારો અભિપ્રાય વ્યક્ત કર્યો.

મારું કથન સાંભળીને શેરલોક હોમ્સ હસ્યો અને બોલ્યો: "ભાઇ! સ્પષ્ટ અને સચોટ વિગતોના જેવી છેતરનારી બાબત બીજી એકે નથી. વળી આપણે કદાચ આ કરતાં પણ વધારે સચોટ અને સબળ પૂરાવો જેમ્સ મેક્કાર્થીની નિર્દોષિતા સિદ્ધ કરવાને લગતો મેળવી શકીએ, કે જે પૂરાવાની લીસ્ટ્રેડને કલ્પના પણ આવી શકે તેમ

ન હોય. હું એમ પણ કહી શકું કે મારી જે પદ્ધતિને સમજવાની કિંવા અનુસરવાની તેનામાં શક્તિ નથી એ પદ્ધતિની સહાયથી હું ધારૂં તો તેના મુદ્દાને મજબૂત બનાવી શકું કિંવા તોડી પણ શકું. મારો તમને પૂરતો અનુભવ હોવાથી મારૂં આ કથન અભિમાનયુક્ત કિંવા મિથ્યા લાગશે નહિ. મારી અવલોકનશક્તિના દષ્ટાન્ત મેં અવારનવાર આપેલા છે. તેમ છતાં એક વધુ પૂરાવો હું આપું છું. હું સ્પષ્ટ રીતે જોઈ શકું છું કે તમારા શયનગૃહની બારી જમણી બાજુએ છે. હું નથી ધારતો કે મી. લીસ્ટ્રેડ આ પ્રમાણે કહી શકે."

"અરે પણ તમે મારૂં મકાન તો જોયું નથી અને એ કેવી રીતે જાણી—"

"ડોકટર ! એમ ઉતાવળા થવાની જરૂર નથી. તમે એક લશ્કરી અમલદાર છો અને દરેક બાબતમાં સફાઇથી રહેવાની ચીવટવાળા છો એ હું જાણું છું. એથી તમે તમારી દાઢી ઉપર વાળનો કોટો પણ ફુટવા દેવાનું પસંદ નહિ કરતા હોવાથી હમેશાં સ્હવારે ઉઠતાં વાંત હાથે હજામત કરી લ્યો છો, અને આ મોસમમાં ઠંડી વિશેષ હોવાને લીધે સૂર્યોદય પછી હજામત કરો છો એ પણ મારા જાણવામાં છે. વારૂ, હવે તમારા ચ્હેરા સામે જોતાં જણાઇ આવે છે કે તેનો જમણી બાજુનો ભાગ તદ્દન સાફ છે, જ્યારે ડાબી બાજુના ભાગ તરફ જેમ જેમ જોઇએ છીએ તેમ તેમ સ્હેજ સ્હેજ વાળ રહેલા માલૂમ પડે છે. ડાબી બાજુએ કાનના ખૂણા પાસે તો વાળના કોંટા પણ દેખાય છે. એ ઉપરથી સ્પષ્ટપણે જણાઇ આવે છે કે એ બાજુ તરફ પૂરતો પ્રકાશ નહિ પડતો હોવાને લીધે જ એ કોંટા તમારા ધ્યાન બહાર રહી ગયા હશે. તમારા જેવા સ્વભાવવાળો અને સફાઇને પસંદ કરનારો માણુસ સૂર્યના પ્રકાશમાં પોતાની હજામત કરતો હોય અને

બન્ને બાજુએ સારી રીતે પ્રકાશ પડતો હોય તો એક ભાગને બરાબર સાફ કરીને બીજા ભાગમાં વાળના કાંટા રહેવા દે નહિ. એ ઉપરથી સિદ્ધ થાય છે કે ડાબી બાજુએ પૂરતો પ્રકાશ પડતો નહિ હોય. હવે ડાબી બાજુએ પ્રકાશ ન હોય તો સમજવું સહેલું છે કે તે ઓરડાની બારી જમણી બાજુએ હોવી જોઇએ. વળી તમે તમારા શયનગૃહમાં જ હજામત કરવાનું ટેબલ અને ખુરસી ગોઠવ્યાં હોય; એથી કલ્પના કરવામાં મોટી મુશ્કેલી નથી. કેમકે તમારા જેવી સ્થિતિનો માણસ દરેક કાર્યને માટે માટે જુદા જુદા ઓરડાવાળું મોટું મકાન ભાડે રાખી શકે જ નહિ. આ સાદો દૃષ્ટાન્ત મેં એટલા માટે જ આપ્યો છે કે તે ઉપરથી તમને નિરીક્ષણનો અને તેના ઉપરથી અનુમાન કરવાનો ખ્યાલ આવી શકે. મારામાં જે વિશેષતા છે તે એ જ છે અને હું આશા રાખું છું કે એ શક્તિ આ કેસમાં પણ આપણને ઉપયોગમાં આવી શકશે. તપાસ વખતે એક બે સાધારણ મુદ્દા બહાર આવ્યા છે અને તે જ વિચારવા જેવા છે."

"એ મુદ્દા કયા છે ?"

"વર્ત્તમાનપત્ર ઉપરથી એવું માલૂમ પડે છે કે જેમ્સ મેકકાર્થીને બોસ્કોમ્બ પૂલ પાસે નહિ પરંતુ તેને ઘેર આવ્યા બાદ ગીરફ્તાર કરવામાં આવ્યો હતો. જ્યારે પોલિસકોન્સ્ટેબલે તેને કહ્યું કે 'તું મારો કેદી છે,' ત્યારે એ સાંભળીને જેમ્સ બોલ્યો કે 'એ જાણીને મને આશ્ચર્ય થતું નથી, મને મારા કર્મનું ફળ મળવું જ જોઇએ.' કોરોનરે ભરેલી જ્યુરીના સભાસદોના મનમાં જો થોડીઘણી શંકાશીલતા રહી હોય તો પણ તે જેમ્સ મેકકાર્થીના પ્રસ્તુત શબ્દોથી નાબુદ થઈ ગયેલી હોવી જોઇએ."

"એ તો આરોપીની કબુલાત થઈ !" મેં કહ્યું.

"ના, એણે જ્યુરી સન્મુખ સ્પષ્ટપણે અને ભાર દઇને કહ્યું હતું કે 'મારા બાપના ખૂનમાં મારો હાથ નથી અને એ સંબંધમાં હું કશું પણ જાણતો નથી.'"

"પરંતુ આ કેસના તમામ પૂરાવા જોતાં જેમ્સના મુખમાંથી પોતાને પરહેજ કરતી વખતે નિકળેલા પ્રસ્તુત શબ્દો તેના માટેની શંકાને દૃઢ બનાવનારા નિવડે તો એમાં અજબ થવા જેવું કશું પણ નથી."

"તમારી શંકા દૃઢ થતી હોય તો ભલે;" હોમ્સ બોલ્યો: "પરંતુ મને તો તેનું એ કથન ઘટ્ટ વાદળામાં એક ચળકતા સૂર્યકિરણ જેવું લાગે છે. તે ગમે તેટલો નિર્દોષ હોવા છતાં સાંયોગિક પૂરાવો મજબૂત રીતે પોતાની વિરૂદ્ધમાં છે એટલું પણ ન જાણી શકે એવો મૂર્ખ નથી. હવે જો ગીરફતાર કરતી વખતે તેણે આશ્ચર્ય વ્યક્ત કર્યું હોત કિંવા તે પોલિસની સામો થયો હોત તો હું તેના એ વર્ત્તન તરફ વધારે શંકાની દૃષ્ટિથી જોત. કેમકે બધા સંયોગો જોતાં તેને પોતાને પકડવા માટે અજાયબી લાગે કિંવા ગુસ્સો ચડે એ સ્વાભાભાવિક છે એમ હું માની શકું નહિ. હું તો એપરથી એટલી જ કલ્પના કરૂં કે તેણે પોતાનો ગુન્હો છૂપાવવાને માટે આશ્ચર્યચકિત થવાની યુક્તિ યોજેલી હોવી જોઇએ. પરંતુ તેણે કહ્યું કે 'એ જાણીને મને આશ્ચર્ય થતું નથી!' એ પરથી હું એવી કલ્પના કરી શકું છું કે કાં તો તે તદ્દન નિર્દોષ હોવો જોઇએ અથવા તો તે દૃઢ આત્મસંયમનવાળો અને મક્કમ વિચારનો હોવો જોઇએ. વળી 'મને મારા કર્મનું ફળ મળવું જ જોઇએ,' એ શબ્દો તેણે ઉચ્ચાર્યા એ પણ સ્વાભાવિક જ છે. તમે જ વિચાર કરો કે તેણે પોતે જ પોતાના બાપના ખૂનની હકીકત સહુથી પહેલી પ્રકાશમાં આણી અને તે જ

દિવસે થોડા સમય પહેલાં તે પોતાનો પુત્ર તરીકેનો ધર્મ ભૂલી જઇને પોતાના બાપની સામો થયો હતો તથા તેને મારવાને પણ તૈયાર થયો હતો. અર્થાત્ જ્યારે તેને પરહેજ કર્યો એ વખતે તેને એમ લાગેલું હોવું જોઇએ કે 'જે દિવસે મારા બાપનું ખૂન થનાર હતું તે જ દિવસે ખૂન થયાની થોડીક વાર પહેલાં જ મારા બાપ પ્રત્યે જે વર્તન મેં ચલાવ્યું હતું તે જોતાં મને તેની સજા થવી જ જોઇએ.' જો તે ખરો ગુન્હેગાર હોત—તેણે જ ખૂન કર્યું હોત તો એવી કલ્પના તેને થાત નહિ, અને એવી કલ્પના થયા સિવાય પ્રસ્તુત શબ્દો તેના મુખમાંથી નિકળત નહિ."

પરંતુ મને શેરલોક હોમ્સના આટલા ખુલાસાપરથી સેશન્સ કોર્ટ જેમ્સ મેકાર્થીને નિર્દોષ ઠરાવીને છોડી દેશે એમ લાગ્યું નહિ. મેં મસ્તક ધૂણાવ્યું અને કહ્યું: "પણ આના કરતાંયે ઓછા પૂરાવાને આધારે ઘણા માણસો ફાંસીને લાકડે લટકી ચૂક્યા છે."

"હા, અને એવી રીતે ઘણા માણસોને ગેરવાજબી રીતે જ મરણને શરણ થવું પડયું છે." હોમ્સ બોલ્યો.

"વારૂ, પણ આ બાબતના સંબંધમાં જેમ્સ મેકાર્થીએ પોતાના બચાવમાં કશું પણ કહ્યું હશે ને ?" મેં પ્રશ્ન કર્યો.

"હા, તેણે પોતાનું નિર્દોષપણું સાબિત કરવાનો યત્ન કર્યો છે ખરો; પરંતુ તે યત્ન તેના મદદગારોને આશા આપનારો લાગતો નથી. જો કે તેમાં એક–બે મુદ્દા સૂચક છે ખરા. વર્ત્તમાનપત્રમાં તેની જુબાની અક્ષરશઃ પ્રકટ થઇ છે. તે તમે જાતે જ વાંચી જૂઓ."

એમ કહીને હોમ્સે પેલો વર્ત્તમાનપત્રોનો વીંટો લઇને તેમાંથી હેર્ડફોર્ડશાયરનું એક સ્થાનિક પત્ર કાઢયું અને જે પૃષ્ટ ઉપર આ કેસની વિગતો છાપવામાં આવી હતી તે પૃષ્ટ ખોલીને આ કમનસીબ

યુવાને આપેલી જુબાનીવાળા પેરેગ્રાફ તરફ આંગળી કરીને તે પત્ર મને આપ્યું. હું અમારા કમ્પાર્ટમેન્ટમાં એક ખૂણામાં બારી પાસે બેસીને લક્ષપૂર્વક તે જુબાની વાંચી ગયો. તેમાં નીચે મુજબ છાપવામાં આવ્યું હતું:—

"ત્યાર પછી જેનું ખૂન થયું હતું તે મી. મેક્કાર્થીના એક પૂરા દીકરા મી. જેમ્સ મેક્કાર્થીને પાંજરામાં ખડો કરવામાં આવ્યો અને તેણે સોગન લીધા બાદ નીચે પ્રમાણે જુબાની આપી:—'મારે કામ હોવાથી હું ત્રણ દિવસ થયાં બ્રિસ્ટલ ખાતે ગયો હતો. ગયા સોમવારે તા. ૩ જી જુનના રોજ સ્હવારે હું અહીં આવ્યો. જે વખતે હું ઘેર પહોંચ્યો તે વખતે મારા પિતા ઘેર ન હતા. મને અમારી ચાકરડીએ જણાવ્યું કે તે અમારા સાથી જહોન કોબની સાથે ગાડી જોડીને રોસ ગયા છે. ત્યારપછી થોડી વારે ગાડીનાં પૈડાંનો ખખડાટ સંભળાયો. મેં મારા ખંડની બારીમાંથી જોયું તો મારા પિતાની ગાડી અમારા કમ્પાઉન્ડમાં આવેલી દેખાઈ. મારા પિતા ગાડીમાંથી નીચે ઉતર્યા અને તુરત જ મકાનમાં દાખલ નહિ થતાં કમ્પાઉન્ડની બહાર જવા લાગ્યા, તે કયાં જાય છે એ મને ખબર ન હતી. થોડીવારે હું પણ કપડાં પહેરીને મારી બંધૂક લઇને બોસ્કોમ્બ પૂલ તરફ ચાલ્યો; કેમકે બોસ્કોમ્બ પૂલની પેલી મેર સસલાંનાં દર પુષ્કળ છે. ત્યાં જઇને સસલાંનો શિકાર કરવાનો મારો વિચાર હતો. શિકારી વીલીયમે પોતાની જુબાનીમાં જણાવ્યા મુજબ મેં તેને રસ્તામાં જોયો હતો ખરો, પરંતુ હું મારા પિતાની પાછળ પાછળ જતો હતો એમ ધારવામાં તેની ભૂલ થતી હતી. મારા પિતા મારી આગળ જતા હતા એવો તો મને ખ્યાલ પણ ન હતો. જ્યારે હું તળાવથી સોએક વારને છેટે હોઇશ તે વખતે 'કૂ-ઊ-ઈ-ઇ' એવા પ્રકારનો અવાજ મેં

સાંભળ્યો. એ અવાજ મારા પિતા કે હું અમને એક બીજાને દૂરથી બોલાવવાને માટે કરતા હતા. એ અવાજ સાંભળીને તેને આધારે હું આગળ ધસ્યો તો મેં મારા પિતાને બોસ્કોમ્બ પૂલ પાસે ઊભેલા જોયા. મને જોઇને તે આશ્ચર્યચકિત્ થયા હોય એમ લાગ્યું અને જરા ગુસ્સાથી બોલ્યા: 'તુ અહીં કેમ આવ્યો છે ?' અમારી વચ્ચે થોડીક વાતચીત થઇ, તેને પરિણામે સખ્ત બોલાચાલી થઇ અને એક—બે મુક્કીઓ પણ તેમણે મને લગાવી. મેં તેમની મુક્કીઓ ઝીલી લેવાને માટે મારો હાથ ઊંચો કર્યો હતો. મારા પિતાનો સ્વભાવ તામસી છે અને જ્યારે તેમનો પિત્તો ઉછળી આવે છે ત્યારે સામે કોણ છે, તેનું એમને ભાન રહેતું નથી. તેમનો ગુસ્સો કાબુમાં રહી શકે તેમ નથી, એવું મને લાગ્યું એટલે હું એવી ને એવી સ્થિતિમાં તેમને મૂકીને ત્યાંથી અમારા મકાન તરફ જવા લાગ્યો. પરંતુ હું દોઢસોએક વાર દૂર ગયો હોઇશ એ વખતે એક હૃદયભેદક ચિત્કાર સાંભળીને હું સ્વાભાવિક રીતે જ પાછો ફર્યો અને દોડયો. હું તળાવ પાસે પહોંચ્યો તો ત્યાં મેં મારા પિતાને જમીન ઉપર પડેલા જોયા. તેમના માથામાં સખ્ત આઘાત થયો હતો. તે મૃત્યુની અણી ઉપર હતા. મેં બંદૂક એક કોરે ફેંકી દઇ, નીચે બેસી જઇને મારા પિતાને બેઠા કરવાનો પ્રયત્ન કર્યો. પરંતુ તે જ વખતે તેમનો પ્રાણ નિકળી ગયો. થોડીક મીનિટો સુધી હું તેમના શબ પાસે બેસી રહ્યો; પછી મી. ટર્નરની જાગીરના રક્ષકના મકાન તરફ મદદ મેળવવાને માટે ગયો. કેમકે તે મકાન સહુથી વધારે નજીક હતું. જ્યારે હું બૂમ સાંભળીને પાછો ફર્યો હતો તે વખતે મેં મારા પિતાની નજીકમાં કોઈ પણ મનુષ્યને જોયું ન હતું. તેમને કોણે જખમ કર્યો હશે તેની મને કલ્પના આવી શકતી નથી. તેમનો સ્વભાવ અતડો અને ઠંડો

હોવાથી આસપાસના મનુષ્યોનો સ્નેહ તે સંપાદન કરી શક્યા ન હતા. પરંતુ હું જાણું છું ત્યાં સુધી તેમનો કોઈ ખાસ શત્રુ પણ ન હતો. એ બાબતમાં વિશેષ હું કાંઈ પણ જાણતો નથી.'

"કોરોનરઃ 'તમારા પિતા મરણ પામ્યા તે પહેલાં તેમણે તમને કશું પણ કહ્યું હતું ખરૂં ?'

"**જેમ્સ મેકાર્થી**: 'એ કશુંક બોલ્યા હતા ખરા, પરંતુ હું માત્ર એટલું જ જાણી શક્યો કે તે ઉંદરના સંબંધમાં કાંઇક કહે છે.'

"કોરોનરઃ 'એમના કથનનો તમે શો અર્થ કર્યો ?'

"**જેમ્સ મેકાર્થી**: 'કશો જ નહિ. હું સમજ્યો કે એ તેમનો બેભાન અવસ્થાનો લવારો છે.'

"કોરોનરઃ 'એ સ્થળે તમારે તમારા પિતાની સાથે બોલાચાલી થઈ હતી, તેનું કારણ શું હતું !'

"**જેમ્સ મેકાર્થી**: 'હું આ સવાલનો જવાબ આપવાનું પસંદ કરતો નથી.'

"કોરોનરઃ 'પરંતુ એ મુદ્દો ખાસ અગત્યનો છે. માટે તમારે જવાબ આપવોજ જોઇએ.'

"**જેમ્સ મેકાર્થી**: 'પરંતુ એ હકીકત એવી છે કે તે મારાથી પ્રકટ કરી શકાય તેમ નથી. હું તમને એટલી ખાત્રી આપું છું કે ત્યારપછી થોડી વારે જે કમનસીબ બનાવ બન્યો તેની સાથે અમારા વચ્ચેની તકરારને કશો પણ સંબંધ નથી.'

"કોરોનરઃ 'સંબંધ છે કે નહિ એનો નિર્ણય કરવાનું કામ કોર્ટનું છે. હું તમને એટલી સૂચના કરૂં છું કે જો તમે આ સવાલનો જવાબ નહિ આપવાની હઠ પકડી રાખશો તો તમારો કેસ આગળ ચાલતાં કોર્ટને તમારા ઉપર શક આણવાનું કારણ રહેશે.'

"જેમ્સ મેક્કાર્થીઃ 'કોર્ટને યોગ્ય લાગે તેવો ચૂકાદો આપે, પરંતુ આપના એ પ્રશ્નનો ઉત્તર હું આપી શકું તેમ નથી–આપવાનું પસંદ કરતો નથી.'

"કોરોનરઃ 'વારૂ, હું ધારૂં છું કે, 'કૂ–ઊ–ઇ–ઇ' ની બૂમનો તમે અને તમારા પિતા એક બીજાને બોલાવવાના સંકેતધ્વની તરીકે ઉપયોગ કરતા હશો. ?'

"જેમ્સ મેક્કાર્થીઃ 'હા જી.'

"કોરોનરઃ "વારૂ, પણ તમે બ્રિસ્ટલથી આવ્યા છો કે નહિ એ તમારા પિતા જાણતા ન હતા, તેમ જ તમને તેમણે જોયા પણ ન હતા; તો પછી એ બૂમ તેમણે શા માટે પાડી ?'

"જેમ્સ મેક્કાર્થીઃ (અત્યંત ગભરાઇ જઇને) 'એ હું જાણતો નથી.'

"જ્યુરીના એક સભાસદઃ 'જ્યારે તમે તમારા પિતાનો ચિત્કાર સાંભળીને પાછા ફર્યા અને તમારા પિતાને જખમાયેલી સ્થિતિમાં જમીન ઉપર પડેલા જોયા તે વખતે નજીકમાં કશી પણ શક પડતી વસ્તુ તમારા જોવામાં નહોતી આવી ?'

"જેમ્સઃ 'ખાસ શક પડતી નહિ.'

"કોરોનરઃ 'એટલે ? એનો શો અર્થ ?'

"જેમ્સઃ 'હું જે વખતે પાછો ફરીને દોડતો હતો તે વખતે એટલો બધો ઉશ્કેરાઇ ગયો હતો અને પેલા ચિત્કારથી એટલો બધો ભયભીત બની ગયો હતો કે મારા મનમાં મારા પિતાના સિવાય બીજો કશો પણ વિચાર આવતો ન હતો. તો પણ મને એટલું યાદ છે કે જે વખતે હું દોડતો હતો તે વખતે રસ્તામાં ડાબી બાજુએ જમીન ઉપર કાંઇક પડેલું મારા જોવામાં આવ્યું હતું. તેનો રંગ ભુખરો

હતો. કાં તો તે કોટ હોવો જોઇએ અથવા બીજી કશી ચીજ હોવી જોઇએ. જ્યારે મારા પિતા પાસેથી ઉઠીને હું મદદ મેળવવાને માટે ગયો તે વખતે એ ચીજ ત્યાં પડેલી મારા જોવામાં આવી ન હતી.'

"'અર્થાત્ તમારૂં એમ કહેવું છે કે તમે મદદ મેળવવાને ગયા તે પહેલાં જ તે ગૂમ થઇ ગઇ હતી?'

"'હા જી, તે પહેલાં જ તે ચીજ અદશ્ય થઇ ગઇ હતી.'

"'એ શું હતું એ તમે ચોક્કસપણે કહી શકો છો?'

"'ના, મને માત્ર એટલું જ યાદ છે કે કશીક ચીજ ત્યાં પડી હતી.'

"'તમારા પિતાના શબથી કેટલે છેટે તે વસ્તુ પડી હતી.'

"'લગભગ બાર વાર કે તેથી કાંઇક વિશેષ.'

"'અને વૃક્ષઘટાથી કેટલે દૂર?'

"'ત્યાંથી પણ એટલું જ છેટું હશે.'

"'વારૂ, ત્યારે જો એ વસ્તુ કોઇએ ત્યાંથી લઈ લીધી હોય તો એ પ્રકાર તમે તમારા પિતાની પાસે બેઠા હતા તે દરમિયાન જ બનેલો હોવો જોઇએ.'

"'હા જી, પણ એ બાજુએ મારી પીઠ હોવાથી હું જોઇ શકું તેમ ન હતું.'

"તે પછી આરોપીની તપાસ પૂરી થયેલી જાહેર કરવામાં આવી હતી."

જેમ્સની જુબાની વાંચ્યા બાદ આગળ વાંચ્યા પછી હું બોલ્યો: "કોરોનરે જુવાન મેક્કાર્થીની સામે કડક ભાષામાં ટીકા કરી લાગે છે. તે જણાવે છે કે 'બાપ દીકરો બંને માત્ર એક બીજાને જ દૂરથી બોલાવવાને 'કૂ-ઊ-ઇ-ઇ' નો સાંકેતિક ધ્વની કરતા હતા એમ આ-

રોપી કહે છે. તે ઉપરથી એમ જણાય છે કે આરોપીના બાપે આ-રોપીને બોલાવવાને માટે જ એ ધ્વની કરેલો હોવો જોઇએ. તેમ છતાં આરોપી કહે છે કે તેને જોયા પહેલાં જ તેના બાપે એ ધ્વની કર્યો હતો ! વળી એ બે જણા વચ્ચે તે વખતે થયેલી તકરારનું કારણ પ્રકટ નહિ કરવાની હઠ આરોપી પકડી રહ્યો છે, તથા તેના બાપના મૃત્યુ સમયના શબ્દોનો જે અર્થ વગરનો બનાવટી હેવાલ આરોપી રજુ કરે છે, એ બધું તેની પોતાની વિરૂદ્ધમાં જાય તેવું છે.'"

હોમ્સ ધીમેથી હસ્યો અને પગ લાંબા કરી પાછળના તકી-યાને અઢેલીને બેસતો બોલ્યો: "કોરોનરની આરોપી વિરૂદ્ધની એ ટીકા તો ઉલટી તેની તરફેણમાં જાય તેમ છે. એક તરફથી તે એમ સિદ્ધ કરે છે કે આરોપીમાં કલ્પનાશક્તિ બિલકૂલ નથી, જ્યારે બીજી બાજુએથી આરોપીની કલ્પનાશક્તિ અતિ તીવ્ર હોવાનું તે સાબીત કરે છે. કેવી રીતે ? એ પણ હું તમને સમજાવીશ. જો આરોપી જ્યુરીના સભાસદોની દીલસોજી ખેંચી શકાય એવું પોતાની અને પોતાના બાપની વચ્ચે થયેલી તકરારનું કૃત્રિમ કારણ રજુ ન કરી શકે તો તેનામાં કલ્પનાશક્તિનો અંશ પણ નથીં એમ કહેવામાં વાંધો નથી. હવે તેના પિતાના મરણ પહેલાના શબ્દો ઉપરથી આ-રોપીએ એમ ધાર્યું કે તેનો બાપ ઉંદરના સંબંધમાં કશુંક કહે છે ! એ વાત જો આરોપીએ બનાવટી કરેલી હોય તો તેનું મગજ શોધક બુદ્ધિનું છે એમ માનવામાં શી હરકત છે ? ના, સાહેબ ! આપણે તો આરોપીએ જે કહ્યું છે તે તદ્દન ખરૂં છે એમ સ્વીકારીને જ આ કેસની તપાસનો પ્રારંભ કરીશું, અને જોઈશું કે એ પદ્ધતિ આપ-ણને કેસના રહસ્યને ઉકેલવામાં ઉપયોગી થઈ પડે છે કે નહિ. લ્યો આ તંબાકુ ને ચીરોટ, ધૂમ્રપાન કરો અને સૃષ્ટિસૌંદર્યનું પાન કરો.

હવે જ્યાંસુધી આપણે ગુન્હાવાળા સ્થળે ન પહોંચીએ ત્યાં સુધી આ કેસના સંબંધમાં એક પણ શબ્દ હું ઉચ્ચારીશ નહિ. આપણે સ્વી-ન્ડન સ્ટેશન ઉપર ખાણું લઇશું. તે સ્ટેશન આવવાને હવે વીશ મી-નિટની વાર છે."

અમે સૃષ્ટિસૌંદર્યનાં જુદાં જુદાં દશ્યોનું અમારાં નેત્રોને પાન કરાવતા છેવટે સ્હાંજે ચાર વાગે રોસના સ્ટેશન પર જઇ પહોંચ્યા. એક પાતળા શરીરવાળો અને પ્રશ્નાત્મક દૃષ્ટિવાળો મનુષ્ય અમારી રાહ જોતો સ્ટેશનના પ્લેટફોર્મ ઉપર ઊભો હતો. તે લીસ્ટ્રેડ ડિટેક્ટિવ જ હતો. આજનો તેનો પોષાક હમેશના કરતાં જુદા પ્રકારનો હતો. પરંતુ તેનું મુખમંડળ જેવું ને તેવું જ હોવાથી તેને પિછાની લેતાં મને વાર લાગી નહિ. તે અમને એક ભાડુતી ગાડીમાં બેસારીને 'હર્ફર્ડ આર્મ્સ' નામની એક હોટેલમાં લઇ ગયો. ત્યાં અમારે માટે રહેવાની ગોઠવણ અગાઉથી જ તેણે કરી રાખી હતી.

હોટેલમાં પહોંચ્યા બાદ અમે ચહા ને નાસ્તાને ઇન્સાફ આ-પતા હતા તે વખતે લીસ્ટ્રેડ બોલ્યો: "મી. હોમ્સ ! જે સ્થળે ગુન્હો બન્યો હોય તે સ્થળનું નિરીક્ષણ કરવાની તમારી તીવ્ર ઉત્કંઠા મારા જાણવામાં હોઇને ત્યાં જવાને માટે એક ગાડી મેં ભાડે કરી રાખી છે. તે થોડા સમયમાં આવી પહોંચશે."

"તે માટે હું તમારો આભાર માનું છું." હોમ્સ બોલ્યો: "તમે વાપરેલી દીર્ઘ દૃષ્ટિ ઉપરથી આ કેસમાં તમે અત્યંત રસ લ્યો છો એ જણાઈ આવે છે. પરંતુ બધો આધાર બેરોમીટરના દબાણ ઉ-પર રહે છે."

લીસ્ટ્રેડ ચમકીને હોમ્સ સામે જોઇ રહ્યો. તે બોલ્યો: "તમે શું કહેવા માગો છો તે હું બરાબર સમજી શકતો નથી."

"પારો કેટલો ચડયો છે ? હું ધારૂં છું કે ૨૯ ડીગ્રી સુધી પવન પડી ગયો છે અને આકાશમાં વાદળું પણ નથી. મારી પાસે સીગારેટથી ભરેલી પેટી તૈયાર છે. તેને ઇન્સાફ આપવાનો વિચાર સહુથી પહેલો કરવો જોઇએ. વળી આ ન્હાના ગામની હોટેલના પ્રમાણમાં અહીં બિછાવેલો પલંગ સુંદર અને તેના પરનું ગાદલું સુંવાળું મખમલ જેવું છે. અર્થાત્ હું નથી ધારતો કે આજે રાત્રીએ મારે ગાડીનો ઉપયોગ કરવાની જરૂર પડે."

એ સાંભળીને **લીસ્ટ્રેડ** પુષ્કળ હસ્યો અને બોલ્યો: "સમજ્યો, સમજ્યો ! તમે વર્તમાનપત્રોમાં આ કેસને લગતી પ્રકટ થયેલી વિગતો ઉપરથી જ તમારો નિર્ણય બાંધી લીધેલો હોવો જોઇએ. આ કેસ તદ્દન સ્પષ્ટ અને ગુંચવારા વિનાનો છે અને જેમ જેમ તેની અંદર ઉંડા ઉતરતા જઇએ તેમ તેમ તે વધારે ને વધારે સ્પષ્ટ માલૂમ પડે છે. તો પણ એક ખાનદાન કુટુંબની અને મક્કમ વિચારની રમણીના આમંત્રણનો મારાથી અસ્વીકાર થઇ શકે તેમ ન હોવાથી જ આરોપી મુક્ત થઇ શકે છે કે કેમ, તેની તપાસને માટે મારે આ કેસમાં રોકાવું પડયું છે. તેણે તમારી પ્રશંસા સાંભળી છે અને આ કેસમાં તમારો અભિપ્રાય શો છે એ જાણવાને તે ઇંતેજાર છે. જો કે મેં તો તેને સ્પષ્ટ રીતે કહી દીધું હતું કે આ કેસની તપાસ કરીને જે નિર્ણય ઉપર હું આવેલો છું તેના કરતાં વિશેષ તપાસ કરવાનું તમારે માટે બાકી રહેતું હોય કિંવા કાંઇ નવીન હકીકતનો સ્ફોટ તમે (હોમ્સ) કરી શકો તેમ હોય, એવું મને લાગતું નથી. અરે ! તે બાનુ પોતે જ તમને મળવાને આવી જણાય છે ! જૂઓ હોટેલના દ્વાર પાસે તેની ગાડી ઉભી છે."

એ શબ્દો **લીસ્ટ્રેડના** મુખમાંથી નિકળ્યા તે જ વખતે અમારા

ખંડમાં એક યુવતિ ધસી આવી. ખરેખર, મેં મારા જીવનમાં તેના જેવી સુંદર અને મધુર ચ્હેરાવાળી રમણી જોઈ ન હતી. તેની આસમાની રંગની આંખો ચળકતી હતી. તેના અધરોષ્ટ ધ્રુજતા હતા. તેના ગુલાબી ગાલ ચમકી રહ્યા હતા. તે ઉશ્કેરાઇ ગઈ હતી અને તેને પરિણામે તેની સ્વાભાવિક દૃઢતા અને ગાંભિર્યમાં ક્ષતિ પડી હતી.

તે ઓરડામાં દાખલ થઇને અવારનવાર અમારી બન્નેની સામે જોતી અને છેવટે સ્ત્રીઓની ત્વરિત ગતિએ નિર્ણય ઉપર આવી જવાની સ્વાભાવિક પ્રકૃતિને અનુસરીને મારા મિત્ર ઉપર નજર ઠરાવતી બોલી: "મી. શેરલોક હોમ્સ! તમને અત્ર આવેલા જોઇને મને ઘણો જ આનંદ થયો છે. તમે મારી ખાતર લીધેલા શ્રમ સારૂ હું તમારો આભાર માનવાને અત્યારે અહીં આવી છું. હું જાણું છું—મારી ખાત્રી છે કે જેમ્સે એ કામ કર્યું નથી. હું તે ચોક્કસપણે જાણું છું અને તમને પણ મારી વિનતિ છે કે મારા કથન ઉપર વિશ્વાસ રાખીને તેને આધારે જ તમારી તપાસ ચલાવવાનું શરૂ કરશો. એ મુદ્દાના સંબંધમાં શંકાના એક અંશને પણ તમારા હૃદયમાં પ્રવેશવા દેશો નહિ. અમે બન્ને ન્હાનાં બાળકો હતાં ત્યારથી એકબીજાને પિછાનીએ છીએ. તેનામાં કેટલીક ખામીઓ છે, એ હું બીજાં બધાં કરતાં વધારે સારી રીતે જાણું છું; પરંતુ તેનું હૃદય બહુ જ કોમળ છે. તે એક માખીની પણ હત્યા કરવાનું પસંદ કરે તેવો નથી. જે મનુષ્ય તેના સ્વભાવનો, તેનો વર્ત્તનનો સંપૂર્ણ અનુભવી છે, તેની દૃષ્ટિએ તો તેના ઉપર મૂકવામાં આવેલો ખૂનનો આરોપ મૂર્ખતા ભર્યો જ લાગ્યા સિવાય રહે નહિ."

"મીસ ટર્નર! હું આશા રાખું છું કે અમે તેને આરોપમાંથી મુક્ત કરાવી શકીશું." શેરલોક હોમ્સે કહ્યું: "તમે ખાત્રી રાખજો

કે મારાથી બની શકશે એટલો તમામ પ્રયત્ન કરવામાં હું બાકી શાખીશ નહિ."

"પણ તમે આ કેસને લગતી વિગત વાંચી હશે. એ ઉપરથી તમે કશાક નિર્ણય ઉપર આવ્યા હશો. એની અંદર જેમ્સની માટે કશી બારી હોય એમ તમને નથી લાગતું ? તેની જુબાની ઉપરથી તેણે ખૂન કર્યું નહિ હોય એવું તમને નથી લાગતું ? તમે એમ નથી ધારતા કે એ તદ્દન નિર્દોષ છે ?"

"હું ધારૂં છું કે ઘણું કરીને તો આ કેસમાં તે નિર્દોષ જ છે." હોમ્સે કહ્યું.

"જૂઓ, સાહેબ !" મીસ ટર્નર ખુરસી ઉપર ટટ્ટાર થતી વિજયશ્રીને ચમકાવતી દૃષ્ટિ લીસ્ટ્રેડ સામે કરીને બોલી: "કેમ, સાંભળ્યું ને ? મી. શેરલોક હોમ્સ મને આશાન્વિત બનવાનું કહે છે."

લીસ્ટ્રેડ પોતાના ખભા હલાવતો બોલ્યો: "હું ધારૂં છું કે આ વિષયમાં મી. હોમ્સ કશી પણ ચોક્કસ તપાસ સિવાય એકદમ અમુક નિર્ણય ઉપર આવી ગયા છે."

"તો પણ તેમનો એ નિર્ણય ખરો છે. હા ! હું જાણું છું અને માનું છું કે તેમનું કહેવું તદ્દન ખરૂં છે. જેમ્સના હાથે એ કામ બન્યું જ નથી. વળી કોરોનર પાસે પોતાના બાપની સાથે થયેલી તકરારનો હેતુ તેણે ન જણાવ્યો તેનું કારણ એ હતું કે તેમ કરતાં તેને મારા સંબંધમાં કેટલીક હકીકત જાહેર કરવી પડે તેમ હતી."

"એ હકીકત શી વારૂ ?" હોમ્સે પ્રશ્ન કર્યો.

"અત્યારે હું તમારાથી કશું પણ છૂપાવવા માગતી નથી—છૂપાવવાથી જેમ્સને નુકસાન થાય તેમ છે. માટે સત્ય હકીકત સ્પષ્ટ રીતે તમારી પાસે નિવેદન કરીશ." તે બોલી: "મારા સંબંધમાં જેમ્સ

અને તેના બાપની વચ્ચે કેટલાક સમયથી મતભેદ ચાલ્યા કરતો હતો. મી. મેક્કાર્થી જેમ્સને મ.રી સાથે લગ્નગ્રંથીથી જોડાયેલો જોવાને આતુર હતો. જેમ્સ અને હું એકબીજાને બંધુભગિનીના પ્રેમથી ચાહીએ છીએ, પરંતુ હજી જેમ્સ તદ્દન યુવાન છે. વ્યાવહારિક અનુભવ તેને બીલકુલ થયો નથી, અને—અને-એટલું જ કે હાલ તુરત તે મને પોતાની સાથે લગ્નગ્રંથીથી જોડી દેવાને આતુર નથી. એ કારણથી બાપદીકરા વચ્ચે અવારનવાર ઝઘડા થયા કરતો હતો; અને મારી ખાત્રી છે કે મી. મેક્કાર્થીના ખૂનને દિવસે તેમની વચ્ચે થયેલી તકરારનું પણ તે જ કારણ હોવું જોઇએ."

"અને તમારા પિતા ?" હોમ્સે પુનઃ પ્રશ્ન કર્યો: "મી. ટર્નર આ લગ્નની તરફેણમાં ખરા કે નહિ ?"

"ના, એ પણ તેની વિરૂદ્ધ જ છે. માત્ર મી. મેક્કાર્થી સિવાય બીજું કોઈ પણ અત્યારે અમારાં લગ્ન થાય તે પસંદ કરે તેમ નથી." મીસ ટર્નરે કહ્યું. આ વિષયમાં મીસ ટર્નરની લાગણી કેવી છે તે જાણવાના હેતુથી હોમ્સે વેધકદષ્ટિએ તેની સામે જોયું. એથી તેના મુખ ઉપર રતાશ ધાઈ આવી અને શરમનો શેરડો પડી રહ્યો.

"આ સમાચાર તમે મને જણાવ્યા તે માટે હું તમારો આભાર માનું છું." શેરલોક હોમ્સ બોલ્યો: "જો હું આવતી કાલે તમારે ત્યાં આવું તો તમારા પિતાની મુલાકાત થઈ શકશે ?"

"હું ધારૂં છું કે ડોક્ટર તેમને કોઈની મુલાકાત લેવા દેવાનું પસંદ કરશે નહિ." તે બોલી.

"ડોક્ટર પસંદ નહિ કરે ? એનું શું કારણ ?"

"હા જી, તમારા સાંભળવામાં નથી આવ્યું ? કેટલાંક વર્ષો થયાં મારા પિતા માંદા ને માંદા જ રહ્યા કરે છે. પરંતુ આ ખૂનની હકી-

કત સાંભળીને તે સાઉ લેવાઈ ગયા છે અને તેમની તબીયત વધારે બગડી છે. તે પથારી વશ બની ગયા છે. ડોકટર વીલોઝ કહે છે કે તેમનુ હૃદય ભગ્ન થયું છે અને મગજનાં જ્ઞાનતંતુ ઉપર બહુ જ ખરાબ અસર થઇ છે. મી. મેક.ર્થીને અને મારા પિતાને ઘણા સમયથી પરિચય છે. તે પરિચય આસ્ટ્રેલીયામાં વિક્ટોરિયા ગામમાં થયો હતો. અર્થાત્ પોતાના જૂના પરિચિત સ્નેહીનું ખૂન થવાથી મારા પિતાને લાગી આવે તે સ્વાભાવિક છે."

"વિક્ટોરિયામાં પરિચય થયો હતો ? એ જરા અગત્યનું ખરૂં ?"

"હા જી, ત્યાં ખાણોમાં કામ કરતાં પરિચય થયેલો."

"બરોબર, બરોબર ! સોનાની ખાણોમાં–મારા સાંભળવામાં આવ્યું છે કે તે ખાણોમાંથી જ મી. ટર્નરે પુષ્કળ દ્રવ્ય સંપ્રાપ્ત કર્યું છે."

"હા જી, તે ખરૂં છે."

"આપનો પુનઃ આભાર માનું છું. મીસ ટર્નર ! અત્યારે તમે મને ઘણી જ ઉપયોગી અને તાત્વિક હકીકત જણાવી છે." શેરલોક હોમ્સે આભારપ્રદર્શન કર્યું.

"જો આવતી કાલે તમને કાંઈ નવીન જાણવાજોગ સમાચાર મળે તો મને જણાવજો." મીસ ટર્નર બોલીઃ "હું ધારૂં છુ કે કાલે જેલમાં તમે જેમ્સને મળવાને જશો જ. ત્યાં જાઓ તો તેને મારા તરફથી એટલું કહેજો કે બીજા બધા ગમે તે કહેતા હોય કિંવા માનતા હોય, પરંતુ હું તો તેને તદ્દન નિર્દોષ માનું છું."

"હું જરૂર કહીશ, મીસ ટર્નર !"

"હવે હું રજા લઈશ. કેમકે મારા પિતાની માંદગી ઉત્તરોત્તર વધતી જાય છે. એવી સ્થિતિમાં મારે વધુ વખત તેમનાથી દૂર રહેવું તે ઠીક નહિ. સાહેબજી. મી. શેરલોક હોમ્સ ! પરમેશ્વરને મારી પ્રા-

ર્થના છે કે તે તમારા કાર્યમાં તમને જરૂર સહાય કરશે !" એટલું કહીને જેટલી ત્વરાથી તે ઓરડામાં દાખલ થઇ હતી તેટલી જ ત્વ-રાથી બહાર ચાલી ગંઈ, અને અમે રસ્તા ઉપર તેની ગાડીનાં પૈડાંનો ખડખડાટ પણ સાંભળ્યો.

"હોમ્સ ! મને તમારા અત્યારના વર્ત્તનથી ઘણી જ શરમ ઉપજે છે." થોડીક મીનિટો સુધી અમે ત્રણ જણા મૌન રહ્યા બાદ તે મૌન્યનો ભંગ કરતો લીસ્ટ્રેડ જરાક દમામપૂર્વક બોલ્યો: "જે આશા થોડા સમય પછી નિરાશાના રૂપમાં ફેરવાઇ જનારી છે, એવી ખોટી આશા તમે મીસ ટર્નરને શા માટે આપી ? હું કાંઇ અત્યંત કોમળ હૃદયનો નથી. તદપિ મને એટલું તો લાગે છે કે આજનું તમારૂં મીસ ટર્નર સાથેનું વર્ત્તન અત્યંત ઘાતક છે."

"એ માટે ચિંતા કરવાની જરૂર નથી. જેમ્સ મેક્કાર્થીને તેના ઉપરના આરોપમાંથી હું મુક્ત કરાવી શકીશ એમ મને લાગે છે." હોમ્સ બોલ્યો: "તેને જેલમાં મળવા માટેનો પરવાનો તમે મેળવી રાખ્યો છે ?"

"હા, પરંતુ મારા અને તમારા માટે." લીસ્ટ્રેડે કહ્યું.

"ત્યારે તો હું કદાચ અત્યારે રાત્રે બહાર નહિ નિકળવાનો મારો વિચાર ફેરવું ખરો. તેને હર્ફર્ડની જેલમાં રાખવામાં આવ્યો છે, ખરૂં ને ? ત્યાં જવાની ટ્રેન તો આપણને મળશે ને ?"

"ઘણી ખુશીથી."

"વારૂ, ત્યારે વોટસન ! તમને અહીંઆ એકલા રહેવાનું ગમશે નહિ, પરંતુ હું તમને વચન આપું છું કે હું બે કલાકની અંદર તો પાછો અહીં આવી પહોંચીશ."

હું એ લોકોની સાથે સ્ટેશન ઉપર ગયો. તેઓ વિદાય થયા

બાદ સ્ટેશનેથી પાછો ફરીને ગામમાં થોડી વાર રખડયો. ત્યારબાદ પુનઃ હોટેલમાં આવીને પલંગ ઉપર પડયો પડયો વખત ગાળવાને માટે એક નવલકથા વાંચવા લાગ્યો. પરંતુ જે કેસમાં અમે રોકાયેલા હતા તેની સાથે સરખાવતાં આ નવલકથાનો પ્લોટ બિલકુલ સાદો અને સરલ હતો. એથી અવારનવાર મારૂં મન નવલકથાને બદલે આ કેસના પ્રસંગોનો વિચાર કરવા લાગ્યું. છેવટે નવલકથા વાંચતાં મને કંટાળો આવવા લાગ્યો, એટલે ચોપડીને ટેબલ ઉપર મૂકી દઇને આ કેસને લગતા બનાવોનો હું વિચાર કરવા લાગ્યો. એમ ધારો કે આ કમનશીબ જેમ્સ મેકાર્થીએ પોતાની જુબાનીમાં જણાવેલી હકીકત તદ્દન ખરી છે; પરંતુ તો પછી તે સોમવારે તેના બાપની સાથે તકરાર કરીને જુદો પડયો ત્યારપછીથી તે પોતાના બાપનો ચિત્કાર સાંભળીને પુનઃ તે સ્થળે પાછો ફર્યો એ સમય દરમિયાન એવો શો બનાવ બન્યો હશે કે જે બિલકુલ બહાર આવતો નથી ? એટલું તો ચોક્કસ કે એ બનાવ ભયાનક અને ગંભિર હોવો જોઇએ. પણ એ શો હોવો જોઇએ ? હું એક ડોકટર છું. જો મેકાર્થીના શબની તપાસને લગતી હકીકત હું વાંચું તો તેના માથામાં શાનો ઘા થયેલો છે તે હુ જાણી ન શકું ? મેં ઘંટડી વગાડી એટલે એક નોકર અંદર દાખલ થયો. તેની પાસે રોસ ખાતે પ્રકટ થતું છેલ્લું અઠવાડિક પત્ર મેં મંગાવ્યું. એ પત્રમાં બધી વિગત અક્ષરેઅક્ષર હોવાનો સંભવ હતો. સરજને પોતાની જુબાનીમાં જણાવ્યું હતું કે તેના માથાની ખોપરીના પાછળના ભાગમાં ડાબી બાજુનાં બે હાડકાંને કોઇ બૂઠા હથિયાર વડે સખ્ત જખમ થયો હતો. મેં થોડીક વાર વિચાર કરી જોયો તો મને લાગ્યું કે એ ઠેકાણે કરવામાં આવેલો ઘા તે માણસની પાછળ ઊભા રહીને કોઇએ કર્યો હોય તો

જ થઈ શકે. આ હકીકત કેટલેક અંશે આરોપીની તરફેણમાં જતી હતી. કેમકે આરોપીને જ્યારે તેના બાપની સાથે તકરાર થઇ હતી ત્યારે તો તે બન્ને જણા સામસામા ઊભા હતા. તો પણ એથી આરોપીએ ઘા નથી કર્યો એવું ચોક્કસ અનુમાન બાંધી શકાય તેમ ન હતું. કેમકે જ્યારે તેણે ઘા કર્યો હોય તે જ વખતે તેનો બાપ ફરી ગયો હોય અને તેથી માથામાં પાછળના ભાગમાં જખમ થયો હોય એ બનવાજોગ હતું. તો પણ આ બાબત તરફ હોમ્સનું લક્ષ તો ખેંચવું ખરૂં. બીજો મુદ્દો મરતી વખતે જેમ્સના બાપે ઉંદરના સંબંધમાં કરેલા શબ્દોચ્ચારને લગતો હતો. એ તે બેભાન અવસ્થામાં બોલેલો હોવો જોઇએ નહિ. જ્યારે આ પ્રમાણે એકાએક જખમ થવાથી માણસ મરણ પામે છે ત્યારે તે કાંઈ બેભાન બની જતો નથી. તેણે પોતાનું મોત કેવી રીતે નિપજ્યું તે જેમ્સને જણાવવાનો પ્રયત્ન કરેલો હોવો જોઇએ. પરંતુ તો પછી એણે શું કહેલું હોવું જોઇએ? મેં એ સંબંધમાં સંભવિત ખુલાસો શોધી કાઢવાને મારૂં મગજ કસ્યું. પરંતુ તેનું કશું પણ ફળ નિષ્પન થયું. ત્રીજો મુદ્દો તે સ્થળે જેમ્સે જોયેલા ભૂખરા રંગના કપડાને લગતો હતો. જો જેમ્સનું એ કથન ખરૂં જ હોય તો ખૂનીએ દોડતાં પોતાનું એકાદ વસ્ત્ર તે સ્થળે પાડી નાખેલું હોવું જોઇએ. બનવાજોગ છે કે તે ઓવરકોટ હોવો જોઇએ. પરંતુ પછી તેને એ બાબતનો ખ્યાલ આવતાં તે હિમ્મત કરીને પાછો ફર્યો હોય અને તે કોટથી બાર પગલાંને છેટે બેઠેલા જેમ્સની પીઠ પોતાની તરફ હોઇને ચૂપકીદીથી તે ઓવરકોટ લઇને પલાયન થઇ ગયેલો હોવો જોઇએ. ખરેખર, આ કેસમાંના તમામ બનાવો ભેદભર્યા અને જેનો પાર ન પામી શકાય એવા લાગે છે. લીસ્ટ્રેડે જેમ્સના સંબંધમાં જે અભિપ્રાય બાંધ્યો હતો તેથી

મને આશ્ચર્ય થયું નહિ. તે જેમ્સને ખૂની ધારે એ સ્વાભાવિક જ હતું. પરંતુ શેરલોક હોમ્સની દીર્ઘદર્ષિતા ઉપર મને વિશ્વાસ હતો, એટલે જ્યાંસુધી જેમ્સ મેક્કાર્થીની તરફેણમાં જાય એવી અચોક્કસ વિગતો પણ મળી આવે ત્યાં સુધી તેની નિર્દોષિતાને પૂરવાર કરવાના સંબંધમાં મને નિરાશ થવાનું પસંદ ન હતું.

શેરલોક હોમ્સ આવ્યો ત્યારે મોડું થઇ ગયું હતું. અત્યારે તે એકલો જ પાછો આવ્યો. કેમકે લીસ્ટ્રેડ બીજે સ્થળે રહેતો હતો.

"હજી પણ બેરોમીટરનો પારો નીચો ઉતર્યો લાગતો નથી." તેણે ખૂરસી ઉપર બેસતાં કહ્યું: "આપણે જે સ્થળે ખૂન થયું હતું તે સ્થળની મુલાકાત લઇએ ત્યાં સુધી મેઘરાજ મહેર કરીને ન પધારે તો સારૂં. અત્યારે એ સ્થળની તપાસ કરવામાં દરેક બાબતની અનુકુળતા છે. પરંતુ લંડનથી અહીં સુધીના લાંબા પ્રવાસને લીધે હું કંટાળી ગયો છું; એટલે કાલે વાત. હું જેમ્સ મેક્કાર્થીને મળ્યો હતો."

"એણે તમને શું કહ્યું ?"

"કશું જ નહિ."

"એ કાંઈ નવીન પ્રકાશ નાખી ન શક્યો ?"

"બિલકુલ નહિ. પ્રથમ મને એમ લાગતું હતું કે તે ખૂનીને જાણતો હોવો જોઇએ, પરંતુ તેને કિંવા તેણીને સજા નહિ થવા દેવાના ઇરાદાથી તેનું નામ છૂપાવતો હોવો જોઇએ. પરંતુ હવે મારી ખાત્રી થઇ છે કે તે પણ બીજાના જેટલો જ એ વિષયમાં અજ્ઞાત છે. જો કે એ કુશાગ્ર બુદ્ધિવાળો નથી, તો પણ દેખાવે સુંદર અને સ્વભાવે શાંત છે."

"પરંતુ મીસ ટર્નર જેવી સૌંદર્યવતી રમણીની સાથે લગ્નગ્રં-

થીથી જોડાવા તરફ તેણે દર્શાવેલી બેદરકારી મને પસંદ પડતી નથી." મેં કહ્યું.

"એનું કારણ જાણવાને મેં તેને પ્રશ્ન કર્યો હતો." હોમ્સ બોલ્યોઃ "મારા પ્રશ્નના ઉત્તરમાં તેણે જે ખુલાસો કર્યો એથી તેના તરફની મારી દિલસોજીમાં વધારો જ થયો છે. એ વાત ખરી છે કે આ માણસ મીસ ટર્નરને ખરા પ્રેમથી ચાહે છે. તેનું પ્રેમપાત્ર જગતમાં મીસ ટર્નર સિવાય બીજું કોઇ પણ નથી. તથાપિ એ તેની સાથે લગ્ન કરી શકે એવી સ્થિતિમાં નથી. મીસ ટર્નરને પાંચ વર્ષ સુધી એક બોર્ડિંગ સ્કૂલમાં વિદ્યાભ્યાસ માટે મૂકવામાં આવી હતી. તે દરમિયાન એટલે આજથી બે વર્ષ પહેલાં, જે વખતે જેમ્સને મીસ ટર્નર સાથે ઓળખાણ પણ થઇ ન હતી, તે વખતે તે બ્રિસ્ટલ ખાતે દારૂના પીઠામાં કામ કરતી એક હલકા કુળની છોકરીના પંજામાં ફસાઇ ગયો હતો અને તેથી તે છોકરીની સાથે રજીસ્ટરી ઓફિસમાં જઇને લગ્ન કર્યું છે. અહીં એ સંબંધમાં કોઈ પણ માણસ કશુંયે જાણતું નથી. તથાપિ એવી સ્થિતિમાં જેમ્સ મીસ ટર્નર સાથે કેવી રીતે લગ્ન કરી શકે? જો કે જે બાબતને માટે તે અત્યંત આતુર છે, તે બાબતને પૂર્ણ નહિ કરવાને માટે—મીસ ટર્નર સાથે લગ્નગ્રંથીથી નહિ જોડાવાને માટે જેમ્સને ઘણો જ ખેદ થાય છે, ઘણું જ લાગી આવે છે. પરંતુ લાચાર! તેને બીજો ઉપાય જ ન હતો. જ્યારે ગયા સોમવારે તળાવને કાંઠે તેના બાપે તેને મીસ ટર્નર સાથે પરણવાનું કહ્યું તે વખતે પોતાથી એ બની શકે તેમ નથી એવા વિચારને લીધે શોકાવેશમાં આવી જઇને તેણે પોતાનો હાથ ઉંચો કર્યો હતો—તેના બાપને મારવાને માટે નહિ. આ વાત તેણે પોતાના બાપને પણ જણાવી ન હતી. કેમકે તેનો બાપ નિષ્ઠુર હ-

દયનો છે. જો જેમ્સે પોતાના બાપને પોતે એક હલકા કુળની છોકરી સાથે લગ્ન કર્યાનું જણાવ્યું હોત તો તેનો બાપ તેને પોતાના ઘરમાંથી કાઢી મેલત અને પોતાની મીલકતની એક પાઇ પણ તેને ન મળે એવી ગોઠવણ કરત. જો એમ બને તો જેમ્સ રખડી પડે તેમ છે. કેમકે તે સ્વતંત્રપણે પોતાનું ગુજરાન ચલાવી શકે એવું કશું પણ સાધન તેની પાસે નથી. તમને યાદ હશે કે તેણે પોતે ત્રણ દિવસ બ્રિસ્ટલ ખાતે હતો એવું જુબાનીમાં જણાવ્યું હતું. ત્યાં તે પેલી છોકરીની પાસે જ ગયો હતો, અને તે ક્યાં ગયો છે એ વિષે તેનો બાપ કશું પણ જાણતો ન હતો, એ મુદ્દો લક્ષમાં રાખજો. એ ખાસ અગત્યનો છે. એક એવી કહેવત છે કે 'જે થાય તે સારાને જ કાજે.' તે પ્રમાણે જેમ્સ ઉપર તેના બાપના ખૂનનો આરોપ આવવાથી અને તે પરહેજ થવાથી એક રીતે તેને મોટો લાભ થયો છે. તેના ઉપર ગંભીર આરોપ આવેલો છે અને તે ફાંસીને લાકડે લટકવાનો સંભવ છે, એવું વર્તમાનપત્રો દ્વારા પેલી છોકરીના જાણવામાં આવ્યાથી તેણે જેમ્સ ઉપર એક પત્ર લખીને તેની સાથેનો સંબંધ તોડી નાખ્યો છે, અને તેમાં જણાવ્યું છે કે 'હું અગાઉ પરણેલી છું. મારો ધણી બર્મ્યુડા ખાતે ડક્કા ઉપર નોકરી કરે છે. એટલે આપણું થયેલું લગ્ન કાયદેસર રીતે ફોગટ છે!' હું ધારૂં છું કે અત્યારસુધી જેમ્સ મેક્કાર્થીને જે કાંઈ સહન કરવું પડયું હશે તેનો બદલો આ આનંદપ્રદ સમાચારથી તેને પૂરતી રીતે મળી ગયો છે. હવે મીસ ટર્નર સાથે લગ્નની ગાંઠથી જોડાવાને માટે તેને કશી હરકત રહી નથી."

"પણ જો એ નિર્દોષ હોય તો ખૂની કોણ?"

"હા, ખૂની કોણ? પરંતુ પહેલાં હું બે મુદ્દા તરફ તમારૂં

ધ્યાન ખેંચવા માગું છું. પહેલો મુદ્દો તો એ છે કે જેમ્સના બાપે કોઈ મનુષ્યને તળાવ પાસે મળવાનું ઠરાવ્યું હતું, તે કોઇ મનુષ્ય જેમ્સ તો નહિ જ. કેમકે તે બહારગામ ગયો હતો અને તે ક્યારે આવવાનો છે એ તેનો બાદ જાણતો ન હતો. બીજો મુદ્દો એ છે કે પોતાનો દીકરો ગામથી આવ્યો છે એવી તેને ખબર ન હોવા છતાંયે તેણે કોઇને બોલાવવાને ' કૂ–ઊ–ઇ–ઈ 'નો સાંકેતિક ધ્વની કર્યો હતો. આ મુખ્ય મુદ્દા ઉપર કેસનો બધો આધાર છે. તેને લગતા બીજા ન્હાના મુદ્દાઓને લગતી ચર્ચા કરવાનું આપણે આવતી કાલ ઉપર મુલતવી રાખીશું. વારૂ, આ કયું પુસ્તક છે ? " જે નોવેલ હું વાંચતો હતો તે પોતાના હાથમાં લઇને હોમ્સ બોલ્યો: " ઓહો ! આ તો જ્યોર્જ મેરિડિથનું ' ઇગોઇસ્ટ ' નામનું નોવેલ છે. જ્યોર્જ મેરિડિથ લેખક તો સારો અને એનાં પુસ્તકો પણ વાંચવા જેવાં, ખરાં, પરંતુ એની ભાષાશૈલી ક્લિષ્ટ હોવાથી તેની નવલકથાઓ લોકપ્રિય થઈ પડે તેવી નથી. નવલકથાનો પ્લોટ ગમે તેવો સુંદર, રસિક અને આકર્ષક હોય તથાપિ જો તેની ભાષા અને શૈલી સાદી અને સરલ ન હોય, તેમાં લેખકે પોતાની વિદ્વત્તા દર્શાવવાને અર્થે લોકોના સાધારણ પરિચયમાં નહિ આવતા જડબાંતોડ શબ્દો મૂકેલા હોય તો એ નવલકથા જરૂર નિષ્ફળ થવાની. વળી નવલકથાકારે બીજો એક મુદ્દો પણ ખાસ ધ્યાનમાં રાખવાનો છે. નવલકથા–નોવેલ એટલે નવીનતાનો ભંડાર. તેની અંદર ચર્વિતચર્વણ જેવું કે અનેક પુસ્તકોમાં આવી ગયેલું પુનઃ પુનઃ આવવું જોઇએ નહિ. એક લેખકે અમુક નવલકથા લખી તે તમારા વાંચવામાં આવી, તેનો પ્લોટ તમને અત્યંત આકર્ષક લાગ્યો. તમે પણ એક લેખક હોવાથી એવી નવલકથા લખવાની ઇચ્છા તમને ઉદ્ભવી.

હવે જો તેના જેવોજ કે તેને મળતો પ્લોટ ઉપજાવીને તમે નવલ-કથા ઘસડી મારો તો વાંચનારાઓને તે કથા કદી પણ પ્રિય થાય નહિ. પરંતુ તમે એક તદ્દન નવીન જ પ્લોટ ઉપજાવી કાઢો અને તે પ્લોટ પેલી નવલકથાના જેવો આકર્ષક ન હોય, સાદો કિંવા સાધારણ પ્રતિનો હોય તો પણ તે કેવળ તેમાં રહેલા નૂતનત્વને લીધે જ લોકોમાં રસપૂર્વક વંચાવાનો. તમારી આંખો ઘેરાય છે. ચાલો સુઈ જાઓ ત્યારે, સ્હવારે વ્હેલા ઉઠજો."

*  *  *  *  *

બીજે દિવસે સ્હવારે અમે ઉઠયા ત્યારે હોમ્સે આગલી રાત્રે ભાખેલા ભવિષ્ય પ્રમાણે વર્ષાદ બિલકુલ પડયો ન હતો અને બાલ-રવિનાં નિર્મળ કિરણોએ પોતાના સૂવર્ણરંગી પ્રકાશથી આસપાસના પ્રદેશને આચ્છાદિત કર્યો હતો. બરોબર નવ વાગે લીસ્ટ્રેડ ગાડી લઇને અમને બોલાવવાને આવ્યો. અમે તે ગાડીમાં બેસીને જેનું ખૂન થયું હતું તેનું ખેતર તથા બોસ્કોમ્બ પૂલ જોવાને માટે નિકળ્યા.

" આજે સ્હવારે તો ગંભીર સમાચાર મારા સાંભળવામાં આવ્યા છે." લીસ્ટ્રેડ બોલ્યો " કહે છે કે મી. ટર્નરની માંદગી બહુ જ વધી ગઈ છે અને આ માંદગીમાંથી તે બેઠો થઇ શકે તેમ નથી."

" તેની ઉમર કેટલી છે ? " હોમ્સે પ્રશ્ન કર્યો.

" વધારે તો ન કહેવાય. સાયઠેક વર્ષની હશે. પરંતુ મોટે ભાગે પરદેશમાં રહેવાથી તેનો બાંધો નબળો પડી ગયો છે અને કેટલાક વર્ષથી તે માંદો ને માંદો રહ્યા કરે છે. આ ખૂનથી તેના મન ઉપર બહુ જ અસર થવા પામી છે. તેને મેક્કાર્થીની સાથે ઘણા

જૂના સમયથી નાતો હતો. એટલું જ નહિ પરંતુ તેણે મેક્કાર્થીના ઉપર અનેક ઉપકારો પણ કર્યા છે. તેને કશા પણ બદલા વિના આ ખેતર ખેડી ખાવા આપ્યું હતું. ”

“ એમ કે ? ત્યારે તો એ જાણવાજોગ ખરૂં ! ” હોમ્સ બોલ્યો.

“ એટલુંજ નહિ, પરંતુ બીજી પણ અનેક પ્રકારની મદદ એ તેને કરતો હતો. અહીંનો દરેક માણસ કહે છે કે મી. ટર્નર મેક્કાર્થી ઉપર બહુ જ મહેરબાની રાખતો હતો. ”

“ ઓહો ! પણ, **લીસ્ટ્રેડ** ! મેક્કાર્થી જેવો દમડી વિનાનો માણસ મી. ટર્નર જેવા એક ધનવાનની પુત્રી સાથે પરણવાનો પોતાના છોકરાને આગ્રહ કરે એ તમને વિચિત્ર નથી લાગતું ? એક તો મેક્કાર્થી પાસે મોટી મીલકત નહોતી, અને વળી તે મી. ટર્નરના આભાર તળે દબાયેલો હતો, તેમ છતાંયે જાણે બધુંય નક્કી થઇ ગયું હોય અને વચન નાખવાની જ વાર હોય એવા ભાવપૂર્વક પોતાના દીકરાને કહે કે ‘તું મીસ ટર્નર સાથે પરણી જા,’ એ મને તો અજાયબી ભરેલું જ લાગે છે. જો કે ટર્નર પોતે પણ એ લગ્નની વિરૂદ્ધ છે એમ આપણા જાણવામાં આવ્યું છે, તથાપિ જેમ્સ મેક્કાર્થીની જુબાની ઉપરથી એવો ભાવાર્થ નિકળી શકે છે કે તેના બાપને ખાત્રી હતી કે મી. ટર્નર કશો પણ વાંધો લેશે નહિ. વૃદ્ધ મેક્કાર્થી એટલો બધો ખાત્રીબંધ હોવાનું કારણ શું ? તમે એ પરથી કશો પણ તર્ક ઉઠાવી શકતા નથી ? ”

“ હવે આપણે તર્કશાસ્ત્ર અને અનુમાનશાસ્ત્રના પ્રદેશમાં આવી પહોંચ્યા છીએ ! ” મારી સામે આંખવીંચામણા કરતો **લીસ્ટ્રેડ** બોલ્યો. પછી તેણે મારા મિત્રને ઉદ્દેશીને કહ્યું:—

"મી. હોમ્સ! તમારી તર્કપદ્ધતિ કે અનુમાનશાસ્ત્રનું અવલંબન કર્યા સિવાય પણ હું ખરી વિગતોને પકડીપાડી શકું છું. તો પછી નકામી એ મહેનત લેવાની શી જરૂર?"

"એ બધું ખરાં સમયે જ માલૂમ પડે છે." હોમ્સે કહ્યું.

"એ ગમે તેમ હોય પણ આ કેસમાં એક મુદ્દો મેં શોધી કાઢયો છે, કે જે શોધી કાઢવાનું કામ તમને અત્યંત મુશ્કેલી ભરેલું લાગે છે." લીસ્ટ્રેડે સ્હેજ આવેશપૂર્વક હસતાં હસતાં કહ્યું.

"શો મુદ્દો?" હોમ્સે પ્રશ્ન કર્યો.

"મુદ્દો માત્ર એટલો જ કે વૃદ્ધ મેક્કાર્થીનું ખૂન જુવાન મેક્કાર્થીને હાથે થયેલું છે, અને એ બિનાની સામે જેટલી કલ્પનાઓ કરવામાં આવે એ હવામાં બાચકાં ભરવા જેવી છે."

"તમારૂં એ કથન કેટલે અંશે સત્ય છે એ તો કોઇ ત્રિકાળજ્ઞાની જ કહી શકે." હોમ્સે સ્હેજ ગાંભિર્ય ધારણ કરીને કહ્યું: "પણ હું ધારૂં છું કે સામું દેખાય તે ખેતર અને તેની અંદરનો બંગલો મેક્કાર્થીનાં હોવાં જોઇએ."

"હા, તે જ," લીસ્ટ્રેડે કહ્યું:

બંગલાની લંબાઈ પહોળાઇ સારી હતી. તેને બે માળ હતા. બંગલાની બારીઓ અને તેની અંદરના પડદા બંધ હતા. ધૂમાડીયામાંથી ધૂમાડો પણ નિકળતો ન હતો. બધું શાંત લાગતું હતું. જાણે પોતાના એક માલિકનું ખૂન થવાથી તથા બીજો ગીરફતાર થવાથી તે બંગલો શોકાન્વિત બની ગયો હોય એવો દેખાવ લાગતો હતો. અમે તે બંગલાના દ્વાર પાસે ગયા. ત્યાં અમને મેક્કાર્થીની ચાકરડી મળી. હોમ્સની માગણીથી તે ચાકરડીએ પોતાના શેઠે

મૃત્યુ સમયે જે બૂટ પહેર્યા હતા તેની જોડ અને પોતાના ન્હાના શેઠના બૂટની એક જોડ આણીને હોમ્સ સન્મુખ રજુ કરી. જેમ્સે તે દિવસે જે બૂટ પહેરેલા તે આ ન હતા. હોમ્સે એ બન્ને જોડનું સાત–આઠ ઠેકાણેથી જુદી જુદી રીતે માપ લીધું. પછી જે રસ્તે થઇને વૃદ્ધ મેક્કાર્થી પોતાના કમ્પાઉન્ડમાંથી બહાર પડયો હતો તે રસ્તે થઇને પોતાને બહાર લઈ જવાનું જણાવ્યું. અમે બધા તે રસ્તે થઇને બહાર પડયા અને બોસ્કોમ્બ પૂલ તરફ ચકરાવા લેતા માર્ગે આગળ વધ્યા.

જ્યારે શેરલોક હોમ્સને આવા પ્રકારની તપાસ કરવાની હોય છે ત્યારે તેની રીતભાત, દેખાવ વગેરે તમામ બદલાઈ જાય છે. જે માણસોએ તેને માત્ર તેની બેકરસ્ટ્રીટની ઓફિસમાં બેઠા બેઠા વિચાર કરતો જોયો હોય તેઓ જો આ સ્થિતિમાં તેને જૂએ તો કદાચ ઓળખી પણ ન શકે. તેનો ચ્હેરો કરડો બની ગયો હતો. તેની ભ્રૂકુટી ચડેલી હતી. ભ્રમર નીચેની બે આંખો ચમકારા મારી રહી હતી. તે બે હાથે અદબ વાળને નીચું મસ્તક કરીને ચાલતો હતો. તેની ઘ્રાણેન્દ્રિય શિકારી કૂતરાના જેવી તીવ્ર બની ગઇ હતી. તેનું ધ્યાન અત્યારે આ કેસને લગતી વિગતોમાં જ લાગી રહ્યું હતું. જો એકાદો પ્રશ્ન તેને કરવામાં આવતો તો કાં તો તે સાંભળતો જ નહિ, અથવા તો ગુસ્સાપૂર્વક જાણે ઘુરકતો હોય એવી રીતે તે પ્રશ્નનો ટુંકો ઉત્તર આપીને પતાવી દેતો. અમે એક બાડમાં થઇને જતા રસ્તા ઉપર આગળ વધતા હતા. તે જમીન ભીની અને ભેજવાળી હતી. રસ્તા ઉપર તથા તેની બાજુએ વધેલા થોડા થોડા ઘાસ ઉપર માણસોનાં પગલાં પડેલાં હતાં. થોડીક વાર હોમ્સ ઉતાવળી ગતિએ ચાલતો તો થોડીક વાર સુધી એકદમ ઊભો રહી જતો. એક વખ-

ત તો આજુબાજુના બીડમાં પણ આમતેમ આંટા મારી આવ્યો. લીસ્ટ્રેડ અને હું તેની પાછળ ચાલતા હતા. લીસ્ટ્રેડ મારા મિત્રના વર્ત્તન તરફ બેદરકારી અને તિરસ્કારના ભાવપૂર્વક જોતો હતો. પરંતુ મારી ખાત્રી હતી કે મારો મિત્ર ખાસ હેતુ સિવાય એક પણ કૃત્ય કરે તેવો નથી. એટલે હું આતુરતાપૂર્વક મૂંગો મૂંગો તેની હીલચાલ તપાસ્યા કરતો હતો.

બોસ્કોમ્બ પૂલ તળાવની લંબાઇ આશરે પચાશેક વારની હશે. તે મેક્કાર્થીના ખેતર અને મી. ટર્નરના ખાનગી બગીચાની વચ્ચે આવેલું હતું. તેની આસપાસ આવી રહેલી વૃક્ષઘટામાંથી મી. ટર્નરનો બંગલો દષ્ટિએ પડતો હતો. તળાવની મેક્કાર્થીના ખેતર તરફની બાજુ ઉપર વક્ષઘટા વધારે ગીચ બનેલી દેખાતી હતી. તે વૃક્ષઘટા અને તળાવની વચ્ચે આશરે વીશેક પગલાં જેટલો પહોળો રસ્તો તળાવની આસપાસ આવેલો હતો. લોસ્ટ્રેડે જે સ્થળે મેક્કા-ર્થીનું શબ પડયું હતું તે સ્થળ અમને બતાવ્યું. તે જમીન ભીની અને કાદવવાળી હોવાથી અત્યારે પણ તે માણસના પડવાથી પડી રહેલાં ચિહ્ન સિવાય આસપાસ ઉગેલા ઘાસ ઉપર પણ બીજાં ચિહ્નો તેના જોવામાં આવેલાં હોવાં જોઇએ. શિકારી કૂતરાને પોતાના શિકારની ગંધ આવવાથી તેને શોધી કાઢવાને તે જેમ આમતેમ દોડાદોડી કરી મૂકે છે, તે પ્રમાણે હોમ્સ ચોતરફ ફરવા લાગ્યો. છેવટે તે સરકારી ડિટેક્ટિવની સામે ફરીને બોલ્યો: “ તમે આ તળા-વમાં શા માટે ઉતર્યા હતા ?”

“ તપાસ કરવાને, મેં ધાર્યું કે કદાચ ખૂનીએ તેની અંદર પોતાના શસ્ત્રને નાખી દીધું હોય તો તપાસ કરવાથી તેનો પત્તો મળી આવે. પરંતુ એ તમે કેવી રીતે–”

" જાણી શકયા, એમ ને ? પણ એ તો ખુલાસો કરવાનો અત્યારે મને સમય નથી. તમારા ડાબા પગનું ચિહ્ન ચોતરફ દેખાઈ આવે છે, અને છેવટે તે તળાવ તરફ જઇને અદૃશ્ય બની જાય છે. વારૂ વારૂ, પણ અહીં જાણે ભેંશોનું એક મોટું ટોળું ફરી વળ્યું હોય તે પ્રમાણે ગામના માણસો અને પોલિસ વગેરેનાં પગલાં પડી રહ્યાં છે. જો મને તેમની પહેલાં આ સ્થળનું નિરીક્ષણ કરવાની તક મળી હોત તો મારૂં કામ ઘણું જ સુતરૂં થઇ પડયું હોત. મી. ટર્નરના રખેવાળની સાથે જે માણસો મેકાર્થીના શબને લઇ જવાને આવેલા તે લોકોએ પોતાના પગલાંથી શબવાળા સ્થળની આસપાસ છ આઠ ફુટ સુધીનાં ચિહ્નોનો નાશ કરી નાખ્યો છે." તેણે પોતાનો કાચ કાઢયો અને જમીન ઉપર બેસી જઇને તે બારિક નિરીક્ષણ કરવા લાગ્યો. એ કાર્ય કરતાં તે પોતાના મન સાથે મોટે અવાજે વાતો કર્યા કરતો હતો: " આ જેમ્સ મેકાર્થીનાં પગલાં, તે બે વખત ચાલ્યો હતો, જ્યારે એક વખત દોડયો હતો. એથી એના બૂટની એડી જમીનમાં એ સ્થળે વધારે ઊંડી ગયેલી છે, જ્યારે પાનીનો ભાગ ભાગ્યે જ દેખાય છે. એ ચિહ્ન તેની જુબાનીને સાચી ઠરાવે છે. પ્રથમ તે તેના બાપ પાસે સાધારણ ચાલથી ચાલતો આવેલો. પાછો તેવી જ રીતે ચાલતો ગયેલો. પરંતુ તેના બાપની બૂમ સાંભળવાને લીધે દોડેલો હતો એ વાત સાચી. આ તેના બાપનાં પગલાં. તે આમથી તેમ ચાલતો હોવો જોઇએ. પણ આ શું ? બરાબર, તેનો છોકરો ઊભો રહ્યો હશે તે વખતે તેણે પોતાની બંધૂકને જમીન ઉપર ટેકાવવાથી પડી રહેલું નિશાન. હં હં, અને આ ? અહો ! અહો ! આ ચિહ્ન નવીન ખરૂં ! બૂટની એડીનું ચિહ્ન ! બૂટ પણ નવા અને ઓછા ઘસાયેલા જણાય છે. પ્રથમ

એ એડીઓ આ બાજુએ આવતી જણાય છે, પુનઃ તે જાય છે, પુનઃ આવે છે. બરાબર છે—પેલો ઓવરકોટ લેવાને માટે. પણ એ ચિહ્ન આવ્યું કઇ દિશા તરફથી ?" તે આગળ ને પાછળ દોડવા લાગ્યો. કોઇ વાર પગેરું ગુમ થઇ જતું તો વળી પુનઃ હાથ લાગતું. એમ કરતાં છેવટે અમે પેલી વૃક્ષઘટા આગળ એક મોટા વૃક્ષની નીચે આવી પહોંચ્યા. હોમ્સે તે વૃક્ષની ઘટાની અંદર પ્રવેશ કર્યો અને તે પુનઃ સંતોષના ઉદ્દગાર સાથે જમીન ઉપર બેસી ગયો અને જમીન ઉપર પડેલાં પાંદડાં અને લાકડીઓના ઘોકા આમથી તેમ ફેરવવા લાગ્યો. જમીન પરનો થોડો કાદવ એક કવરમાં ભરી લીધો. પછી કાચ વડે તેણે જમીનનો નીચેનો ભાગ તથા પેલા વૃક્ષના થડનો પોતે પહોંચી શકયો તેટલો ભાગ બારીક રીતે તપાસી જોયો. એક પત્થર તેના જોવામાં આવ્યો. તે પણ તેણે ધ્યાનપૂર્વક તપાસી જોયો અને પોતાની પાસે રાખી લીધો. ત્યારપછી એ વૃક્ષ ઘટામાં પડી રહેલા એક ન્હાના રસ્તા પર થઇને અમે રાજમાર્ગ સુધી ગયા. તે સ્થળે કશું પણ ચિહ્ન દૃષ્ટિએ પડતું ન હતું.

હવે તે પોતાના નૈસર્ગિક સ્વભાવને ધારણ કરતો શાંતપણે બોલ્યો: " આ કેસ અગત્યનો છે અને તેમાંથી આપણને ઘણું જાણવાનું મળી શકે તેમ છે. હું ધારૂં છું કે આ જમણી બાજુએ બુખરા રંગનું મકાન દેખાય ત્યાં જમીનદાર સાહેબનો રખેવાળ રહેતો હોવો જોઇએ. હું ત્યાં જઇને મી. મોરાનની મુલાકાત લઇશ. મારે એક પત્ર પણ લખવો છે. પછી આપણે હોટેલ તરફ જઇશું. કેમકે વખત પુષ્કળ થઈ ગયો છે અને મારૂં પેટ પણ ખાલી થઇ ગયું છે. તમે જઇને ગાડીમાં બેસો. હું હમણાં જ આવી પહોંચું છું."

અમે જઇને ગાડીમાં બેઠા. થોડી વારે હોમ્સ પણ આવી પહોંચ્યો. એટલે ગાડી રોસ તરફ ચાલવા લાગી. હોમ્સને પેલી વૃક્ષઘટામાંથી મળી આવેલો પત્થર હજી પણ તેણે પોતાની પાસે સાચવી રાખ્યો હતો.

" મી. લીસ્ટ્રેડ ! " તે પેલો પત્થર પોતાના હાથમાં ઉપાડીને બોલ્યો; " તમને જાણીને સંતોષ થશે કે આ પત્થર વડે મેક્કાર્થીનું ખૂન કરવામાં આવ્યું છે ! "

" પણ પત્થર ઉપર કશું પણ ચિહ્‌ન મારા જોવામાં આવતું નથી. "

" ચિહ્‌ન છે જ નહિ. "

" ત્યારે તમે કેવી રીતે જાણી શકયા ? "

" એ પત્થર જ્યાં પડયો હતો તેની નીચે ઘાસ ઉગેલું છે. અર્થાત્ તે પત્થર થોડા દિવસો પહેલાં જ તે સ્થળે પડેલો હોવો જોઇએ. વળી તેને કયે સ્થળેથી લેવામાં આવ્યો તેનું કશું પણ ચિહ્‌ન જોવામાં નથી આવ્યું. મેક્કાર્થીને થયેલો જખમ આ પત્થરથી થયેલો હોવો જોઇએ, એમ સરજને જખમના કરેલા વર્ણન ઉપરથી સમજી શકાય છે, અને તે સિવાય બીજું એ કે હથિયાર ત્યાં જોવામાં આવતું નથી. "

" અને ખૂની ? "

" હા, ખૂની ! એ ઉંચા કદનો અને ડાબેરી છે. જમણા પગે સ્હેજ લંગડાતો ચાલે છે. તેણે જાડા તળીયાવાળા હોલબૂટ પહેર્યા હતા. તેનો ઓવરકોટ ભૂખરા રંગનો હતો, તે હિંદુ-

સ્તાનની સીગાર પીએ છે અને સીગારને ખોસવા માટેની નળીનો ઉપયોગ કરે છે. તેના ગજવામાં એક બૂઠું ચપ્પું પણ હતું. એ સિવાય તેના સંબંધમાં બીજી પણ કેટલીક બાબતો હું જાણી શકયો છું. પરંતુ તે માણુસની તપાસ કરવાને માટે તેની આટલી નિશાની ઓ આપણે માટે પૂરતી છે."

લીસ્ટ્રેડ હસ્યો અને બાલ્યો: "હજી પણ મને તમારા કથ- નમાં શ્રદ્ધા ચોટતી નથી. તાર્કિક અનુમાનો ખેંચવાનું કામ તો બહુ સારૂં છે: પરંતુ આપણે તો બૂઠ્ઠા મગજની બ્રિટિશ જ્યુરીની સાથે કામ લેવાનું છે."

"જેવી તમારી મરજી!" હોમ્સ બોલ્યો: "તમે તમને યોગ્ય લાગે તે પ્રમાણે તપાસ ચલાવો, હું મારી પદ્ધતિને અનુસરીશ. આજ આખો દિવસ હું આ કામમાં રોકાયેલો રહીશ અને ઘણું કરીને સાંજની ટ્રેનમાં લંડન જવાને રવાના થઈશ."

"શું? આ કેસને અધૂરો પડતો મૂકીને?"

"નાજી, પૂરો કરીને!"

"પણ તેમાં સમાયેલો ભેદ–"

"સ્પષ્ટ થઈ ચૂકયો છે."

"ત્યારે ખૂની કોણ?"

"હમણાં જે ગૃહસ્થનું મેં વર્ણન કર્યું તે."

"પરંતુ એ ગૃહસ્થનું નામ શું?"

"મારી ખાત્રી છે કે તે શોધી કાઢવાનું કામ મુશ્કેલ નથી. આ કંઈ ગીચ વસતિવાળું સ્થળ નથી કે જ્યાં મારા વર્ણનને અનુસરતો માણુસ છૂપો રહી શકે."

હજી પણ લીસ્ટ્રેડને હોમ્સના કથન ઉપર વિશ્વાસ બેઠો નહિ. તે પોતાના ખભા હલાવતો બોલ્યો: " હું વ્યવહારૂ સ્વભાવનો માણસ છું. આખા પ્રદેશમાં ડાબેરી અને જમણા પગે લંગડાતા માણસની શોધમાં ફરવાનું હું પસંદ કરૂં નહિ. જો હું એમ કરૂં તો સ્કોટલેન્ડ યાર્ડના મારા સાથીઓ મારી મૂર્ખતા ઉપર હાસ્ય જ કરે ? "

"જેવી તમારી મરજી !" હોમ્સ બોલ્યો: " મેં તો મારી ફરજ બજાવી છે અને ખરા ખૂનીને પકડી, યશ મેળવવાની તક તમને આપી છે. હવે તમને વાજબી લાગે તે માર્ગ લ્યો. આ તમારૂં મકાન આવ્યું. લ્યો, સાહેબજી ! હવે આજે કદાચ આપણે પુનઃ ન પણ મળી શકીએ. પરંતુ હું અહીંથી વિદાય થઇશ તે પહેલાં તમને પત્ર લખતો જઇશ. "

લીસ્ટ્રેડને તેના મકાન પર છોડીને અમે અમારી હોટેલે જઇ પહોંચ્યા. અમારૂં ખાણું ટેબલ ઉપર તૈયાર હતું. હોમ્સ મૌનપણે ઊંડા વિચારમાં ગૂંથાઇ ગયો હતો; અને એક મનુષ્યને અમુક બાબતમાં શું કરવું તે સૂજતું ન હોવાથી થતા ગુંચવારાને લીધે તેના ચ્હેરા ઉપર જેમ ચિંતાની છાયા ફરી વળે છે, તેવી છાયાથી હોમ્સની મુખમુદ્રા અત્યારે છવાઈ ગઇ હતી.

અમે જમી રહ્યા પછી તે બોલ્યો: "વોટસન ! મારી સામે આ ખુરસી ઉપર બેસો અને હું કહું તે બરોબર સાંભળી લ્યો. હું મારે હવે શું કરવું તે સમજી શકતો નથી; એટલે હું ધારૂં છું કે આ બાબતમાં તમારી સલાહ મને ઉપયોગી થઇ પડશે. સીગાર સળગવો અને લક્ષપૂર્વક મારી હકીકત સાંભળો.

" ભલે કહો, મારૂં સંપૂર્ણ લક્ષ છે. " મેં કહ્યું.

" આ કેસનો વિચાર કરતાં જેમ્સ મેકાર્થીએ પોતાની

જુબાનીમાં જણાવેલી હકીકતમાંના બે મુદ્દા એકી સાથે આપણા બન્નેનાં મનમાં સ્ફુર્યા હતા. પરંતુ એ મુદ્દાને લીધે મારી લાગણી તેની તરફેણમાં ખેંચાણી ત્યારે તમે તેની વિરૂદ્ધ પડયા હતા. તેમાંનો એક મુદ્દો એ હતો કે તેના બાપે તેને જોયા સિવાય કે તે બહારગામથી આવેલો છે એમ જાણ્યા સિવાય ' કુ-ઊ-ઇ-ઈ 'નો સાંકેતિક ધ્વની કર્યો હતો. બીજો મુદ્દો વૃદ્ધ મેક્કાર્થીએ મરતી વેળાએ ઉંદરના સંબંધમાં ઉચ્ચારેલા અસ્પષ્ટ શબ્દને લગતો હતો. તે કેટલાક શબ્દો બોલ્યો હતો ખરો, પરંતુ તેમાંથી પ્રસ્તુત એક જ શબ્દ તેનો દીકરો સાંભળી શક્યો હતો. આ મુદ્દાને આધારે આપણે આપણી તપાસને આગળ ચલાવીશું અને આપણે એટલું સ્વીકારી લઈશું કે જેમ્સે જે કહ્યું તે તદ્દન સત્ય જ હતું. "

" વારૂ, ત્યારે ' કૂ-ઊ-ઇ-ઈ 'નો સાંકેતિક ધ્વની કરવાનું શું કારણ ? "

" તેણે પોતાના દીકરાને બોલાવવાને તો એ ધ્વની કરેલો ન જ હોવો જોઇએ; કેમકે તે તો પોતાનો દીકરો બ્રિસ્ટલ ગામમાં છે, એમ જાણતો હતો. આ તો માત્ર અકસ્માત રીતે જ જેમ્સ મેક્કાર્થી ત્યાં આવી ચઢયો હતો. ત્યારે એ ઉપરથી આપણે એટલું અનુમાન કરી શકીએ કે વૃદ્ધ મેક્કાર્થીએ, જે માણસને એ વખતે એ સ્થળે પોતે મળવાનો હતો, તેનું લક્ષ ખેંચવાને માટે પ્રસ્તુત ધ્વની કરેલો હોવો જોઇએ. પરંતુ ' કુ-ઉ-ઈ-ઈ ' ની બૂમ ખાસ કરીને આસ્ટ્રેલીયા ખાતે જ ત્યાંના લોકો અરસપરસ દૂરથી ધ્યાન ખેંચવાને માટે કરે છે. એ ઉપરથી આપણે દૃઢપણે માની શકીએ કે બોરોસ્બ પૂલ પાસે જે માણસને મળવાનો વૃદ્ધ મેક્કાર્થી અપેક્ષા રાખતો

હતો, તે માણસ પ્રથમ આસ્ટ્રેલીયામાં રહેલો હોવો જોઇએ અને પ્રસ્તુત ધ્વનીથી વાકેફગાર હોવો જોઇએ."

"વારૂ, એ તો સમજાણું, પણ ઉંદર ( Rat-રેટ ) ના સંબંધમાં તેણે ઉચ્ચાર કરેલો, એનો શો અર્થ ?"

શેરલોક હોમ્સે પોતાના ગજવામાંથી એક વાળેલો કાગળ કાઢીને તેને ટેબલ ઉપર પહોળો કરતાં કહ્યું: "આસ્ટ્રેલીયામાં આવેલા વિકટોરિયા સંસ્થાનનો આ નકશો છે. ગઈ કાલે રાત્રે મેં બ્રિસ્ટલ ખાતે તાર કરીને એ નકશો મંગાવ્યો હતો." તેણે નકશાના એક ભાગ ઉપર પોતાનો હાથ ઢાંકી દઇને પૂછયું: "જૂઓ જોઇ, આ શું છે ?"

"Arat-એરેટ" હું બોલ્યો.

"અને હવે ?" પોતાનો હાથ ઉઠાવી લઇને તેણે પૂછયું.

"Ballarat-બાલારેટ" મેં વાંચ્યું.

"બરોબર; મેકાર્થીએ મરતી વખતે એ શબ્દનો ઉચ્ચાર કરેલો પરંતુ તેમાંથી છેલ્લો રેટ ( Rat ) નો ઉચ્ચાર જ તેનો દીકરો સમજી શકેલો. એ ઉપરથી હું એવા અનુમાન ઉપર આવું છું કે પોતાનું ખૂન કરનાંર બાલારેટવાળો ફલાણો માણસ છે, એમ પોતાના દીકરાને જણાવવાનો વૃદ્ધ મેકાર્થીએ મરતી વેળાએ યત્ન કરેલો હોવો જોઇએ."

"તમારૂં અનુમાન અત્યંત ચમત્કારિક છે." હું આશ્ચર્યચકિત થતો બોલી ઉઠયો.

"પણ બિલકુલ સ્પષ્ટ છે. હવે તમે જોઇ શકશો કે આથી આપણી તપાસનું ક્ષેત્ર સંકુચિત બની જાય છે. તે ઉપરાંત ભૂખરા રંગના કપડાનો મુદ્દો પણ ધ્યાનમાં લેવા જેવો છે. જેમ્સનું એ કથન

પણુ સત્ય જ હતુ એમ સ્વીકારીને આપણે ચાલીએ તો એ ખૂનીનો ભૂખરા રંગનો કોટ હોવો જોઇએ; એમાં શક જેવું નથી. હવે આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ છીએ કે ભૂખરા રંગના ઓવર-કોટવાળા બાલારેટનિવાસી આરટ્રેલીઅન ગૃહસ્થે મેક્કાર્થીનું ખૂન કરેલું હોવું જોઇએ."

"બેશક!"

"અને તે માણુસ આ પ્રદેશમાં જ રહેતો હોવો જોઇએ. કેમકે એ તળાવ પાસે જવું હોય તો મેક્કાર્થીના ખેતર પાસે થઇને કિંવા મી. ટર્નરની જમીન આગળ થઇને જ જઇ શકાય તેમ હતું. એ સ્થળે અજાણ્યો પરદેશી માણુસ ફરકવાનો સંભવ નથી; અને કદાચ તે આવે તો એ અજાણ્યા માણુસને જોવાથી આસ-પાસના લોકોમાં તેના સંબંધમાં ચર્ચા પણુ થયા સિવાય રહે નહિ."

"એ પણુ ખરૂં છે."

"હવે આપણે આજની તપાસના સંબંધમાં વિચાર કરીએ. ખૂનવાળા સ્થળની તપાસને પરિણામે હું કેટલીક વિગત એકઠી કરી શકયો હતો, અને તેને આધારે મેં પેલા મૂર્ખ લીસ્ટ્રેડને ખૂનીના શરીરનું વર્ણન કહી સંભળાવ્યું હતું."

"પણુ એ વિગતો તમે કેવી રીતે એકઠા કરી શકયા?"

"તમે મારી પદ્ધતિ જાણો છો. એ પદ્ધતિ અનુસાર ન્હાની ન્હાની બાબતોનું નિરીક્ષણુ કરવાથી હું તે જાણી શકયો હતો."

"હા, હું જાણું છું કે તેનાં બે પગલાંની વચ્ચેના અંતર ઉપ-રથી તેની ઉંચાઇનું માપ તમે કાઢયું હશે. તેના બૂટ વિષે પણુ જમીનપર પડેલા નિશાન ઉપરથી કહી શકાય."

"હા, એ બૂટ ખાસ જુદીજ જાતના હતા."

"પણ તેને એક પગે ખોડ છે એ તમે કેવી રીતે કહી શકયા?"

"તેના જમણા પગનું નિશાન ડાબા પગના નિશાન કરતાં દરેક સ્થળે ઓછું સ્પષ્ટ હતું. તેનું કારણ એ કે તે જમણા પગ ઉપર ઓછો ભાર મૂકતો હોવો જોઇએ. શા માટે? કારણ કે તે લંગડાતો હોવો જોઈ—જમણા પગે ખોડ હોવી જોઇએ."

"પણ એ ડાબેરી છે તેનું કેમ?"

"તમે જ મને કહ્યું હતું કે સરજનની જુબાનીમાં મેક્કાર્થીના માથાના પાછલા ભાગમાં ડાબી બાજુએ થએલા જખમની હકીકત વાંચીને તમને આશ્ચર્ય થયું હતું. ખૂનીએ તેને તેની પાછળ નજીક જઇને ઘા કર્યો હતો, તેમ છતાં પણ તે ઘા ડાબી બાજુ તરફ થયો હતો. હવે, જો ડાબા હાથનો વધારે ઉપયોગ કરવાની ટેવવાળા માણસે ઘા કર્યો હોય તો જ તે બાજુએ જખમ થવાનો સંભવ છે. નહિ તો તેને જમણી બાજુ તરફ જખમ થાત. જ્યારે બાપદીકરા વચ્ચે તકરાર ચાલતી હતી ત્યારે તે પેલા વૃક્ષની પાછળ ઊભો હતો. ત્યાં રહીને તેણે સીગાર પણ પીધી હતી. જમીન ઉપરથી મેં સીગારની રાખ એકઠી કરી લીધી હતી. જુદી જુદી જાતની સીગારોની રાખના ખાસ અભ્યાસને લીધે હું કહી શકયો કે તે હિંદુસ્તાનની બનાવટની સીગાર પિતો હોવો જોઈએ. તમે જાણો છો કે આ બાબત તરફ મેં વિશેષ લક્ષ આપેલું છે, એટલું જ નહિ પરંતુ ૧૪૦ જુદી જુદી તરેહની સીગાર, સીગારેટ અને તંબાકુના સંબંધમાં સ્પષ્ટિકરણ કરનારૂં એક પુસ્તક પણ લખેલું છે. રાખ મળી આવ્યા બાદ મેં આમતેમ જોયું તો સીગારનો એક ન્હાનો છેડેથી સળગી ગયેલો

કકડો પણ મને મળી આવ્યો. તેણે સીગાર ન્હાની થઈ જવાથી બાકીનો બાક ત્યાં ફેંકી દીધેલો હોવો જોઇએ. એ કકડા ઉપરથી પણ હું જોઈ શક્યો કે તે હિંદુસ્તાનની બનાવટની સીગાર છે."

"પરંતુ સીગાર ખોસવાની નળીનું કેમ?"

"તેના છેડા તરફ જોતાં હું સમજી શક્યો કે ખૂનીએ તે છેડો મ્હોંમાં રાખેલો ન હતો. ત્યારે તેણે સીગાર ખોસવાની નળીનો ઉપયોગ કરેલો હોવો જોઇએ એમ મેં ધારી લીધું. વળી સીગારનું ટોપકું તેણે દાંત વડે કરડેલું ન હતું પરંતુ કશાક વડે કાપેલું હતું, અને જે કાપો પડ્યો હતો તે સરખો અને સાફ ન હતો. એ ઉપરથી મેં એવું અનુમાન કર્યું કે તેની પાસે બૂઠું ચાપું હોવું જોઈએ."

"હોમ્સ!" હું આનંદાવેશપૂર્વક બોલી ઉઠ્યો: "તમે આ માણસની આસપાસ એવી સીફતથી જાળ ગોઠવી છે કે તે એમાંથી છટકી શકે તેમ નથી. ખરેખર તમે એક નિર્દોષ અને જુવાન માણસને ફાંસીને લાકડે લટકતો અણીને સમયે અને જ્યારે એના ઉપરનો આરોપ મજબૂત થઈ ગયો છે તે વખતે બચાવી લીધો છે. તમારી હકીકત ઉપરથી હું જોઈ શકું છું કે તેને નિર્દોષ ઠરાવવાનું કામ હવે મુશ્કેલ નથી. પણ અત્યારે ખૂની તો–"

"મી. જ્હોન ટર્નર!" હું મારૂં વાક્ય પૂરૂં કરૂં તે પહેલા હોટેલના વેટરે અમારા ઓરડાનું દ્વાર ખોલીને એક ગૃહસ્થને અંદર દાખલ કરતાં તે ગૃહસ્થના નામનો ઉચ્ચાર કર્યો. આગંતુક ગૃહસ્થનો ચ્હેરો ભવ્ય અને અસર કરનારો હતો. તે ધીમે પગલે ચાલતો હતો તથા સ્હેજ લંગડાતો હતો અને તેના ખભા ઉપરથી તે અશક્ત હોવો જોઇએ એમ લાગતું હતું. તો પણ તેના કસાયેલા શરીર ઉપરથી

એક વખત તે દૃઢ મનનો અને મજબૂત શરીરનો હોવો જોઈએ એમ જણાઈ આવતું હતું. તેની ભરાવદાર દાઢી, માથાના સફેદ વાળ, ભવ્ય મુખમુદ્રા અને ઝીણી આંખો તથા અન્ય દેખાવ ઉપરથી તે કોઈ મોટો માણસ હોવો જોઇએ એમ લાગતું હતું. પરંતુ તેનો ચ્હેરો રાખોડી રંગનો બની ગયો હતો અને તેના હોઠ તથા નાકનાં ફોરણાં ઉપર આસમાની રંગ છવાયેલો હતો. એ ઉપરથી હું પ્રથમ દૃષ્ટિપાતે જ સમજી શકયો કે આ માણસ દીર્ઘકાળથી કોઇ ભયંકર રોગના પંજામાં સપડાઇ ગયેલો હોવો જોઇએ.

"પધારો સાહેબ ! આ સોફા ઉપર બેસો." હોમ્સે કહ્યું: "તમને મારી ચીઠી મળી લાગે છે ?"

"હા, મારો રખેવાળ મોરાન એ ચીઠી લઇને આવ્યો હતો. તેમાં તમે લખ્યું હતું કે કશી ગડબડ થવા ન પામે તે માટે તમે આ હોટેલમાં મને મળવા માગો છો."

"હાજી, બરોબર છે. મેં ધાર્યું કે જો હું આપના બંગલે આવીશ તો લોકો અનેક પ્રકારની અફવાઓ ઉડાડશે."

"તમે મને મળવાની ઇચ્છા શા માટે દર્શાવી હતી ?" તે નિરાશાભરી દૃષ્ટિપૂર્વક મારા મિત્ર સામે જોતો બોલ્યો. તેના ચ્હેરાના એ સમયના ભાવ ઉપરથી એમ લાગતું હતું કે એ પ્રશ્નનો ઉત્તર તેના હૃદયે તેને આપી જ દીધેલો હોવો જોઈએ.

"હાજી," હોમ્સ તેના શાબ્દિક પ્રશ્નનો ઉત્તર આપવાને બદલે તેની નિરાશા ભરી દૃષ્ટિને ઉત્તર આપતો બોલ્યો: "તમે જે કલ્પના કરી છે તે બરોબર છે. મેકકાર્થીના સંબંધમાં બધુંએ મારા જાણવામાં આવી ગયું છે."

એ વૃદ્ધ પુરુષે બે હાથ વડે પોતાનું મ્હોં છૂપાવી દીધું. તે બોલ્યો: "હા એ ખરૂં છે. પરંતુ એ કૃત્યનો આરોપ જુવાન મેકકર્થી ઉપર ઢોળી પાડવાનો મારો ઇરાદો ન હતો. હું તમને પ્રતિજ્ઞા ઉપર કહું છું કે સેશન્સ કોર્ટમાં એ હકીકત ખુલ્લી કરવાનો-મેં મેકકર્થીનું ખૂન કર્યાની વાત કબૂલી દેવાનો જ મારો ઇરાદો હતો."

"હું તમારી વાત માનું છું, અને તે સાંભળીને મને આનંદ થાય છે." હોમ્સે ગંભીરપણે કહ્યું.

"મેં તુરત જ એ વાત જાહેર કરી દીધી હોત; પરંતુ ખૂની તરીકે મને પકડવામાં આવ્યાથી મારી સુશીલ અને સદ્‌ગુણી પુત્રીનું હૃદય ભેદાઇ જાત-તેના અંતર ઉપર મોટો આઘાત થાત. માત્ર એ જ વિચારથી અત્યારસુધી મેં મૌન્ય ધારણ કર્યું છે."

"કદાચ તમને પકડવામાં નહિ પણ આવે !" શેરલોક હોમ્સ બોલ્યો.

"શું-ઉં-ઉં ?" મી. જ્હોન ટર્નર આશ્ચર્યચકિત વદને બોલી ઉઠ્યો.

"હા, હું કાંઇ સરકારી ડિટેક્ટિવ નથી. હું જાણું છું કે તમારી દીકરીએ મને આ કેસની તપાસ ચલાવવાને રોક્યો છે અને હું તેના તરફથી કામ કરૂં છું. અર્થાત્ મારો હેતુ માત્ર એટલો જ છે કે નિર્દોષ જેમ્સ મુક્ત થવો જોઇએ. ખરો ખૂની પકડાય કે નહિ તેની ચિંતા કરવાનું મને કશું પણ કારણ નથી."

"મને નથી લાગતું કે હવે હું વધારે વખત જીવી શકીશ." વૃદ્ધ ટર્નર બોલ્યો: "મને કેટલાંક વર્ષો થયાં મધુપ્રમેહનું દરદ છે. મારો ડોકટર કહે છે કે હવે એક મહિનો પણ આ દુનિયામાં

હું કાઢીશ કે કેમ, તે સવાલ છે. પણ મારી એટલી ઇચ્છા છે કે મારૂં મૃત્યુ કેદખાનામાં થવાને બદલે મારા મકાનમાં થાય તો સારૂં.”

“ તેમ જ બનશે. ” એમ કહીને હોમ્સ ઉઠયો અને એક પેન તથા કોરા કાગળ લઇને ટેબલ પાસે ખૂરસીપર બેઠો અને બોલ્યો: “ તમે સાચેસાચી હકીકત મને જણાવી દ્યો. બધી વિગત હું લખી લઇશ પછી એનાં ઉપર તમે તમારો સહી કરજો અને આ મારા મિત્ર ડો. વોટસન સાક્ષી કરશે. પછી માત્ર છેક છેવટની ઘડીએ જ જેમ્સ મેકાર્થીના બચાવને અર્થે હું તમારી તે કબૂલાત કોર્ટમાં રજુ કરીશ. પરંતુ હું તમને એક વચન આપું છું કે જ્યાંસુધી મારૂં ચાલશે અને બીજા ઉપાયો વડે હું મેકાર્થીને નિર્દોષ ઠરાવી શકીશ ત્યાં સુધી આ કબૂલાતનો ઉપયોગ કદી પણ કરીશ નહિ. ”

“મારા મૃત્યુ પછી મારી કબૂલાતનો ઉપયોગ થાય કે ન થાય તે બધું મારે માટે સરખું જ છે.” વૃદ્ધ ગૃહસ્થ બોલ્યો: “સેશન્સ કોર્ટમાં આ કેસ ચાલશે ત્યાંસુધી હું જીવતો રહીશ કે કેમ તે એક પ્રશ્ન જ છે. એટલે મારા મૃત્યુ બાદ મારૂં નામ જાહેરમાં ખૂની તરીકે પ્રકટ થાય તેની મને ચિંતા નથી. પરંતુ મારી એટલી ઇચ્છા છે કે મારી પુત્રી એલીસના હૃદય ઉપર આઘાત ન થાય તો સારૂં. હવે હું તમને બધું રહસ્ય સ્પષ્ટપણે જણાવી દઉં છું. અલબત્ત એ બનાવ બનતાં વિશેષ સમય લાગ્યો હતો. પરંતુ તમને તે જણાવતા વધુ વખત લાગશે નહિ. ”

એ પ્રમાણે કહીને તે પોતાની હકીકત કહેવા લાગ્યો અને જેમ જેમ તે બોલતો ગયો તેમ શેરલોક હોમ્સ કાગળપર તેની નોંધ કરતો ગયો.

જ્હોન ટર્નર બોલ્યો: "તમે આ મરણ પામેલા માણુસ–મેક્કાર્થીને નથી ઓળખતા. તે મનુષ્યરૂપે રાક્ષસ હતો. હું ઇશ્વરને પ્રાર્થના કરૂં છું કે તે એવા મનુષ્યના પંજામાં કોઇને પણ મારી માફક ફસાવા દેશે નહિ. લગભગ વીશ વર્ષથી તેણે મારી ગળચી દબાવી હતી અને મારા જીવનને નાશવંત બનાવી મેલ્યું હતું, હું તેના પંજામાં કેવી રીતે ફસાઇ ગયો હતો એ તમને પહેલાં જણાવીશ.

"જ્યારે યુવાવસ્થામાં હું આસ્ટ્રેલીઆની ખાણોમાં કામ કરતો હતો તે વખતે એ બનાવ બનવા પામ્યો હતો. એ વખતે હું તદ્દન જુવાન અને વ્યવહારના અનુભવ વિનાનો હતો. મારૂં લોહી ઉછાળા મારી રહ્યું હતું. મારા હૃદયમાં ભય જેવું તો નામ પણ ન હતું. ગમે તેવું દુર્ઘટ કાર્ય કરવાને પણ હું તત્પર બની જતો હતો. મારા એવા સ્વભાવને લીધે ખરાબ માણસોની મને સોબત થઈ અને હું છાકટો બનવા લાગ્યો. ખાણમાંથી મને સારો લાભ થતો ન હતો. એટલે અનિષ્ટ માર્ગે ધન પ્રાપ્ત કરવાની હું પેરવી કરવા લાગ્યો. સ્પષ્ટ રીતે કહું તો હું લૂટારો કે ધાડપાડુ બની ગયો. અમારી ટોળીમાં અમે છ જણા હતા. અમે કોઇ વખત કોઇ ગામડામાં ધાડ પાડતા અથવા ખાણો તરફ માલ ભરીને જતાં ગાડાં લૂટી લેતા હતા. તે વખતે બાલારેટનો બ્લેક જેક એવું નામ મને આપવામાં આવ્યું હતું. અત્યારે પણ ત્યાં અમારી ટોળી 'બાલારેટ ગેંગ' એ નામથી પ્રસિદ્ધ છે.

"એક દીવસે સોનાથી ભરેલી પેટીઓ બાલારેટથી માલબોર્ન તરફ જતી હતી. અમે તેની રાહ જોતા માર્ગમાં ટાંપી રહ્યા હતા. એ તીજોરીનું રક્ષણ કરવાને માટે છ ચોકીદાર હતા

અને અમે પણ છ જણા હતા. એટલે બન્ને પાર્ટીની સરખા સ્થિતિ હતી. પરંતુ પહેલે જ ભડાકે અમે એ છમાંના ચારને પાર કરી દીધા. અમારામાંના પણ ત્રણ માણસો મરાયા. મેં ગાડી હાંકનારના કપાળ સામે પિસ્તોલ તાકી. એ ગાડી હાંકનાર આ મેક્કાર્થી જ હતો. મને અત્યારે એમ થાય છે કે મેં તે વખતે એને મારી ન નાખ્યો એ મોટી ભૂલ કરી. પરંતુ એ વખતના તેના કાલાવાલાથી મને દયા આવી અને મેં તેને છોડી દીધો જો કે તેણે મને બારિકપણે નિહાળીને મારો ચ્હેરો યાદ રાખી લીધો. અમે ત્રણ જણા ગાડીમાંનું તમામ સોનું લઇને પસાર થઈ ગયા; અને તેની મદદથી શ્રીમંત બની ગયા. અમારા ઉપર કોઈને પણ શંકા આવી નહિ કે કોઇ અમને પકડી શક્યું નહિ. હવે વધુ વખત ત્યાં નહિ રોકાતાં અમે અમારા મૂળ વતન ઇંગ્લંડ તરફ આવવાને પ્રયાણ કર્યું. અહીં આવીને હું મારા જૂના મિત્રોથી જુદો પડીને સુખી માનપ્રદ જીવન ગુજારવાના હેતુથી અહીં આવ્યો. અહીં આવીને આ જમીનદારી મેં ખરીદી લીધી અને અગાઉ જે દુષ્કૃત્યો કર્યાં હતાં, તેના બદલા તરીકે ગરીબ અને નિરાધાર મનુષ્યોને મદદ કરવામાં મારી મીલકતના મોટા ભાગનો હું ઉપયોગ કરવા લાગ્યો. પછી મેં લગ્ન કર્યું. મારી સ્ત્રી વધુ વખત જીવી નહિ. પરંતુ તેના મૃત્યુ પહેલાં તે પોતાની યાદગીરીના ચિહ્ન તરીકે મારી પુત્રી એલીસને મૂકતી ગઇ. અહા ! એ કન્યાની નિર્દોષ અને સૌમ્ય મુખમુદ્રા સામે જોઇને મારૂં હૃદય દ્રવિભૂત થયું અને પુનઃ કદી પણ મારાથી અન્યાયી કૃત્ય થવા ન પામે તે માટે હું અત્યંત કાળજી રાખતો હતો. અર્થાત્ હવે મેં જગતમાં જાણે પુનર્જન્મ ધારણ કર્યો હોય તે પ્રમાણે મારાં આગલાં કાર્યોનું પ્રાયશ્ચિત્ત કરવાના હેતુથી

પરોપકારમાં હું શાંતપણે મારૂં જીવન વ્યતીત કરવા લાગ્યો. ખરે-ખર, એ સમયના સ્વર્ગીય સુખ અને શાંતિનો અનુભવ મેં અગાઉ કદી પણ કર્યો ન હતો. પરંતુ એ સુખ લાંબો વખત ટકયું નહિ. કેમકે એ જ અરસામાં મેક્કાર્થીરૂપી શલ્ય મારા હૃદયમાં ભોંકાયું.

"મારે એક બેંકમાં કામ હતું; તે માટે હું લંડન ખાતે ગયો હતો. ત્યાં રેજન્ટ સ્ટ્રીટમાં મને તેનો ભેટો થયો. તેનો કોટ ચિંથરા જેવો હતો. કપડાં ફાટેલાં અને જીર્ણ બૂટ હતાં. એ ઉપરથી સમજી શકાતું હતું કે તે અત્યંત દુર્બલ અવસ્થામાં હતો.

"મને જોઈને તે બોલ્યો: 'અહો! જેક! આપણો પુનઃ મેળાપ થયો ખરો. હું ધારૂં છું કે તું તારા કુટુંબી જનની માફક જ અમારો સત્કાર કરીશ. હું અને મારો દીકરો–અમે બે જણા છીએ; એટલે અમારે માટે તને વધારે ખર્ચ લાગશે નહિ. પરંતુ જો તું અમારી દરકાર નહિ કરે તો શું થશે તે કહેવાની જરૂર નથી. ઈંગ્લાંડ કાંઈ આસ્ટ્રેલીયા નથી. અહીં કાયદાનો અમલ સખ્ત રીતે થાય છે અને માત્ર એક અવાજ કરવાથી જ પોલિસ કોન્સ્ટેબલ દોડી આવે તેમ છે.

"એ લોકો મારી સાથે સાથે અહીં આવ્યા. એમને હું છોડી શકું તેમ ન હતું. મેં તેને મારૂં સારામાં સારૂં ખેતર વિના મહેસુલે ખેડી ખાવાને માટે આપ્યું. તે દિવસથી મારા હૃદયમાંથી શાંતિ, આરામ આનંદ, આદિનો સમૂળગો નાશ થઈ ગયો. 'રાત્રી દિવસ તેનો ચ્હેરો મારાં નેત્રો સામે તરવરવા લાગ્યો. તે આગલી વાત જાહેર કરી દેશે તો, એવો ભય સતત મારા મનમાં રહેવા લાગ્યો. જેમ એલીસ ઉમરમાં વધવા લાગી તેમ તેમ મારો ભય પણ વધવા લાગ્યો. કેમકે એ બદમાશ સમજી ગયો કે મારી

આગલી હકીકત પોલિસના જાણવામાં આવે તે કરતાં પણ મારી દીકરીના જાણવામાં આવે તેનો મને વિશેષ ડર હતો. તે જે જે માગતો એ મારે મૂંગા મૂંગા તેને આપવું પડતું. જમીન, મકાન, દ્રવ્ય સર્વ મેં તેને આપ્યું હતું અને વળી અવારનવાર બીજી મદદ પણ હું તેને કરતો, પરંતુ છેવટે તે આગળ વધીને એવી વસ્તુની માગણી કરવા લાગ્યો કે જે હું તેને કદી પણ આપી શકું તેમ ન હતું. તેણે એલીસની માગણી કરી.

"તેનો દીકરો હવે જુવાન થયો હતો. મારી દીકરી પણ યુવાવસ્થામાં પ્રવેશી ચૂકી હતી. મારી શારીરિક સ્થિતિ નબળી હતી. એટલે તેણે વિચાર્યું કે જો તેના દીકરાની સાથે એલીસનું લગ્ન થઇ જાય તો મારી તમામ મીલકત તેના દીકરાને મળે. પરંતુ એ બાબતમાં હું મક્કમ હતો. તેનું શ્રાપિત રકત મારા રક્ત સાથે મેળવવાની–તેના દીકરાની સાથે એલીસનું લગ્ન કરવાની મારી બિલકુલ ઇચ્છા ન હતી. તેના દીકરા પ્રત્યે મને કશો પણ અભાવ ન હતો. પરંતુ ગમે તેમ તોયે એ છોકરાની નસોમાં તેના બાપનું રક્ત વહેતું હતું. બસ, એટલું જ કારણ મારે માટે પૂરતું હતું. હું મક્કમ રહ્યો. મેકાર્થીએ મને ધમકી આપી અને આગલી હકીકત જાહેર કરી દેવાનું જણાવ્યું. પરંતુ મે તેની ધમકીની દરકાર કરી નહિ. મારી દીકરી તેની પુત્રવધુ બને તે કરતાં હું મારા ગુન્હાને માટે કારગ્રહવાસી બનું એ મને વધારે પસંદ હતું. એ બાબતના સંબંધમાં ગયા સોમવારે વાતચીત કરવાને બપોરે ત્રણ વાગે અમે બોસ્કોમ્બ પાસે મળવાના હતા.

"જ્યારે હું ત્યાં ગયો ત્યારે મેં તેને તેના છોકરા સાથે વાત કરતો જોયો. એટલે હું ત્યાં એક મોટા વૃક્ષની પાછળ ઊભો રહ્યો.

ત્યાં મેં સીગાર સળગાવી. તેનો છોકરો ચાલ્યો ગયા બાદ મારો બહાર પડવાનો વિચાર હતો. એ વખતે મેક્કાર્થીનું ખૂન કરાવાનો મારો લેશ પણ ઇરાદો ન હતો. પરંતુ જેમ જેમ તેનું કથન મારા સાંભળવામાં આવ્યું તેમ તેમ મારા ગુસ્સાની માત્રા વધતી ગઈ. મારી દીકરી જાણે રસ્તા ઉપર ભટકતી એક ભીખારડી હોય, એવી રીતે તેના તરફ બિલકુલ માન કે લાગણી દર્શાવ્યા સિવાય તે પોતાના દીકરાને એલીસ સાથે લગ્ન કરવાનો આગ્રહ કરતો હતો. તે વખતે હું તથા જેના ઉપર મારો અનોનાત પ્રેમ છે એવી મારી પ્રિય પુત્રી આ દુષ્ટ, નિષ્ઠુર નરરાક્ષસના પંજામાં છીએ, એવા વિચારથી હું દિવાનો બની ગયો. મારામાં એક પ્રકારનું કુદરતી ઝનુન આવ્યું. મને એમ થયું કે કયારે હું આ માણુસને જમીનદોસ્ત કરી દઉં! મને એવો વિચાર આવ્યો કે જો આ માણુસને હું મારી નાખું તો મારાં આગલાં કૃત્ય પ્રકટ થવા પામે નહિ અને મારી પુત્રીને તેના દીકરા સાથે લગ્નગ્રંથીથી જોડાવાની ફરજ પડે નહિ. એ ક્રોધાવેશમાં મેં તે કૃત્ય કર્યું. એટલું જ નહિ, પરંતુ પુનઃ તે જીવતો થાય તો હજી પણ મારૂં ચાલે ત્યાંસુધી હું તેને જીવતો રહેવા દઉં નહિ. મેં અગાઉ ઘણાં પાપકૃત્યો કર્યાં હતાં. પરંતુ ઇંગ્લાંડમાં આવ્યા બાદ તેનું પ્રાયશ્ચિત્ત પણ તેટલા જ પ્રમાણુમાં કર્યું હતું. અર્થાત્ કશું પણ અન્યાયી પગલું ભરવાનું હું પસંદ કરતો ન હતો અને જો મારી પુત્રી એલીસનો પ્રશ્ન ન હોત તો મેં વૃદ્ધ મેક્કાર્થીનું ખૂન કર્યું ન હોત. પરંતુ મારે ખાતર મારી પુત્રીનું જીવ બગડવાનું હું સહન કરી શકયો નહિ. એટલે કેવળ એલીસના સુખના વિચારથી જ એ કૃત્ય મેં કર્યું હતું. એ માણુસ જાણે એક ઝેરી સર્પ હોય તેટલી જ લાગ·

ણીથી મેં તેને પત્થર વડે આઘાત કર્યો. તેણે બૂમ પાડી તે સાંભળીને તેનો છોકરો દોડતો આવ્યો, પરંતુ હું વૃક્ષઘટામાં સંતાઇ ગયો. જો કે ઉતાવળમાં મારો ઓવરકોટ મેકાર્થીના શબથી થોડેક દૂર પડી ગયો હતો તે લેવાને મારે પાછું આવવું પડયું હતું. પરંતુ સદ્‌ભાગ્યે જેમ્સ મેકાર્થીની પીઠ મારી તરફ હોવાથી તે મને જોઇ શક્યો નહિ. ગૃહસ્થો ! જે કાંઈ બન્યું હતું એ વિષયમાં આ મારી સાચેસાચી હકીકત છે. ”

તે પછી હોમ્સે જે નોંધ કરી હતી તેની નીચે એ વૃદ્ધ ગૃહસ્થે સહી કરી અને મેં સાક્ષી કરી. પછી હોમ્સ બોલ્યો: “ સાહેબ ! તમારૂં કૃત્ય વાજબી હતું કે કેમ તેનો નિર્ણય કરવાનું કામ મારૂં નથી; પરંતુ હું પરમેશ્વરને પ્રાર્થના કરૂં છું કે તે મારા સંબંધમાં આવો પ્રસંગ ઉપસ્થિત થવા દેશે નહિ.”

“ મારી પણ એ જ પ્રાર્થના છે, સાહેબ ! પણ હવે તમે શું કરવા ધારો છો ? ”

“ તમારી તબીયત તરફ લક્ષ આપતાં, કશું પણ નહિ. તમે પોતે પણ જાણો છો કે તમારે હવે થોડા જ સમયમાં આપણી સેશન્સ કરતાં પણ એક મોટી કોર્ટમાં તમારો ઇન્સાફ ચૂકવવાને જવાનું છે, એટલે હું તમારી કબૂલાત મારી પાસે રાખી મૂકીશ. જો જેમ્સ મેકાર્થી ઉપર આરોપ સાબિત થશે અને તેને સજા થશે તો મારે ન છૂટકે તે કોર્ટમાં રજુ કરવી પડશે. જો તેમ નહિ બને અને જેમ્સ નિર્દોષ ઠરીને છૂટી જશે તો તમારી કબૂલાત દુનિયાના બીજા કોઈ પણ માણસની દૃષ્ટિએ પડશે નહિ. પછી તમે જીવતા હશો કે તમારૂં મૃત્યુ થયું હશે તો પણ તે મારી પાસે સલામત છે એમ સમજજો. ”

" ત્યારે હવે સાહેબજી!" પૂર ગંભીરાઇથી જ્હોન ટર્નર બોલ્યો: " આહા! તમે જે શાંતિ મારા હૃદયને બક્ષી છે, એ તમારા ઉપકૃત્યથી તમને પણ તમારા પરલોકનિવાસમાં સંપૂર્ણ શાંતિ મળો એવો મારો અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે!" તે ઊભો થયો, તેનું આખું શરીર ધ્રૂજતું હતું. તે ધીમે પગલે બહાર ચાલ્યો ગયો.

" હે પ્રભુ! તું જ અમારો રક્ષક છે." કેટલોક સમય મૌન્ય રહ્યા બાદ પ્રસ્તુત ઉદ્‌ગાર શેરલોક હોમ્સના મુખમાંથી નિકળી પડયો: " ડાકટર! દૈવની ગતિ વિચિત્ર છે. તે મનુષ્યોને અવનવા રંગોનો અનુભવ કરાવે છે. આ કેસનો વિચાર કરતાં મને *બકસ્ટરના શબ્દો યાદ આવે છે. તેના કથનમાં થોડેક ફેરફાર કરીને હું કહીશ કે 'શેરલોક હોમ્સ! પ્રભુને ખાતર, ખરા ખૂનીને ઉઘાડો ન પાડીશ.' "

હોમ્સે સેશન્સ કોર્ટમાં જેમ્સના વકીલ મારફત રજુ કરેલા મજબૂત પૂરાવાને આધારે જેમ્સ મેકકાર્થી નિર્દોષ ઠરીને છૂટી જવાથી ટર્નરની કબૂલાત રજુ કરવાની જરૂર પડી નહિ. ટર્નર તે પછી સાતમે મહિને મરણ પામ્યો. જેમ્સ મેકકાર્થી કે એલીસ ટર્નર તેમના જન્મદાતાઓનાં આગલાં કૃત્યોથી તદ્દન અજ્ઞાત છે અને થોડા સમયમાં લગ્નગ્રંથીથી જોડાવાનો સંભવ છે.



*બકસ્ટર એક મોટો ખ્રીસ્તી ધર્મનો પાદરી થઇ ગયો. તે ઇ. સ. ૧૬૧૫ માં જન્મ્યો હતો અને ઇ. સ. ૧૬૯૧ માં મૃત્યુ પામ્યો હતો. તે એક કુશળ વક્તા અને ધર્મોપદેશક હતો. તેનો 'સંતોની અનંત શાંતિ (Saints' Everlasting Rest)' એ નામનો ગ્રંથ સારી રીતે વખણાયેલો છે. ભા. કા.

# નારંગીનાં પાંચ બીયાં.

ઇ. સન ૧૮૮૨ થી ૧૮૯૦ સુધીમાં શેરલોક હોમ્સના હાથમાં આવી ગયેલા કેસોની મેં લીધેલી નોંધ તરફ અત્યારે નજર નાખતાં, એ કેસો મને એટલા બધા વિચિત્ર અને રસપ્રદાયક લાગે છે કે તેમાંથી કયો કેસ અહીં રજુ કરવાને પસંદ કરવો અને કયો છોડી દેવો તેની મને સમજ પડતી નથી. એમાંના ઘણાખરા કેસ વર્ત્તમાન પત્રોમાં પ્રકટ થઇ ચૂકયા છે, જ્યારે કેટલાક કેસો એવા છે કે જેમાં મારા મિત્રની અનુપમ તર્કશક્તિનો ઉપયોગ વિશેષે કરીને થયેલો નથી. તદપિ એમાંનો એક કેસ હું અત્ર રજુ કરૂં છું. જો કે એ કેસના તમામ મુદ્દા પૂર્ણપણે સ્પષ્ટ થયા નથી અને ભવિષ્યમાં પણ થઈ શકશે એમ લાગતું નથી.

સને ૧૮૮૭ ની સાલમાં કેસોની ભરતી વિશેષ હતી. તેમાં એક કેસ કેમ્બરવેલ વિષપ્રયોગને લગતો હતો. એ કેસમાં શેરલોક હોમ્સ મરણ પામેલા મનુષ્યની ખીસાઘડીયાળને ચાવી દેવાથી એવું પૂરવાર કરી શકયો હતો કે તે ઘડીયાળને અગાઉ બે કલાક પહેલાં ચાવી દેવામાં આવી છે. અર્થાત્ મરણ પામેલો મનુષ્ય તે સમયે જીવતો હતો. માત્ર એ મુદ્દા પરથી જ ગુન્હો સિદ્ધ થઇ શકયો હતો. તદુપરાંત 'સોફી એન્ડરસન' નામનું બ્રિટિશ વહાણુ ગૂમ થવાને લગતો, તેમ જ ઉફા નામના બેટ ઉપર આઇસ પેટર્સન નામના માણસને પડેલી મુશ્કેલીને લગતો, અને એવા બીજા કેસો મારી નોંધપોથીમાં સંગ્રહાયેલા છે. પરંતુ એ બધા કેસો હું ભવિષ્યમાં કોઈ અનુકુળ સમયે વાચકો સન્મુખ રજુ કરીશ. જો કે અ-

ત્યારે જે કેસ હું રજુ કરવા ઇચ્છું છું તેના જેવું ચમત્કારપૂર્ણ તત્ત્વ તે કેસોમાં બિલકુલ નથી.

સપ્ટેમ્બર માસ પૂરો થવા આવ્યો હતો. પવન સખ્ત ફુંકાતો હતો. વર્ષાદ પણ તેટલા જ જોરથી પડતો હતો. સુધરેલી દુનિયાના નાકરૂપ લંડન શહેરમાં પણ એ કુદરતી બળ સામે કોઇનો કશો ઇલાજ ચાલી શકતો ન હતો, અને આપણે ગમે તેટલા સુધરીએ કિંવા આગળ વધીએ તો પણ આપણે એક મહાન્ સત્તાની પાસે તદ્દન નિર્બળ છીએ, એમ માનવાની દરેકને ગોયા ફરજ પડતી હતી. સંધ્યાકાળનો સમય થતો ચાલ્યો તેમ તેમ પવન અને વર્ષાદનું જોર વધવા લાગ્યું. શેરલોક હોમ્સ શઘડી પાસે બેઠો બેઠો પોતાના શરીરને ગરમ કરતો અને અત્યાર સુધીમાં પોતાના હાથમાં આવી ગયેલા કેસોના કાગળોને અનુક્રમમાં ગોઠવતો હતો; અને હું સામી બાજુએ બેઠો બેઠો *ક્લાર્ક રસેલની રસિક દરિયાઈ વાતો વાંચવામાં ગુંથાઇ ગયો હતો. મારી પત્ની પોતાની માશીને ત્યાં ગયેલ હોવાથી મેં થોડા દિવસને માટે બેકરસ્ટ્રીટમાં મારા મિત્રને ત્યાં ધામો નાખ્યો હતો.

વાંચતાં વાંચતાં હું ચમક્યો મેં મારા મિત્રની સામે દૃષ્ટિ કરી અને કહ્યું: "નીચે કોઇએ ઘંટડી કરી હોય એમ લાગે છે !

---

*વિલિયમ ક્લાર્ક રસેલ ઇ. સ. ૧૮૪૪ માં જન્મ્યો હતો. પ્રથમ તેણે વહાણવટાનો ધંધો પકડયો હતો. પરંતુ સાહિત્યના શોખને લીધે ઇ.સ. ૧૮૬૫ માં એ ધંધો છોડી દઇને નવલકથાઓ લખવી શરૂ કરી. તેની 'જોન હોલ્ડસવર્થ,' 'ધી રેક ઓફ ધી ગ્રેસ વેનર' અને 'મેરૂન્ડ' વગેરે નવલકથાઓ અત્યંત લોકપ્રિય નિવડી છે. ભા. કા.

આવી મેઘલી રાત્રીએ કોણ આવ્યું હશે ? કદાચ તમારો કોઈ સ્નેહી હશે ! ”

“ તમારા સિવાય મારે બીજો કોઈ પણ સ્નેહી નથી અને બનતાં સુધી ખાસ કામ પ્રસંગ સિવાય હું કોઇની મુલાકાત લેતો નથી. ” તેણે કહ્યું.

“ ત્યારે કોઈ અસીલ હોવો જોઇએ ! ” મેં અનુમાન કર્યું.

“ જો એમ હોય તો કેસ ગંભીર હોવો જોઇએ. આવી ઋતુમાં અને અત્યારના સમયે સાધારણ બાબતને લીધે કોઈ ઘરમાંથી બહાર નિકળવાનું પસંદ કરે નહિ. પરંતુ મને લાગે છે કે ઘણું કરીને તે આપણી ગૃહરક્ષિકાની કોઈ બ્હેનપણી હશે ! ”

પરંતુ શેરલોકનું એ અનુમાન સત્ય નિવડયું નહિ. કેમકે એકાદ મીનિટમાં બહાર રવેશમાં કોઈનાં પગલાંનો અવાજ સંભળાયો અને દ્વાર ઉપર ટકોરો થયો. શેરલોક હોમ્સે દીવાને એવી રીતે ગોઠવ્યો કે તેનો પ્રકાશ પોતાના ઉપર નહિ આવતાં સામે પડેલી ખાલી ખૂરશી ઉપર પડવા લાગ્યો. અલબત્ત નવીન આગંતુકને તે ખૂરસી ઉપર જ બેસવાનું હતું. પછી તે બોલ્યોઃ “ આવો અંદર ! ”

બારણું ખૂલ્યું અને એક માણસ અંદર દાખલ થયો. તે દેખાવામાં જુવાન લાગતો હતો. આશરે બાવીશ વર્ષ ઉપરનો હશે. તેણે પરિધાન કરેલાં વસ્ત્રો સભ્યતાભર્યાં, સુંદર અને ટાપટીપવાળાં હતાં. તેની છત્રી ઉપરથી પાણી નીતરી રહ્યું હતું અને વોટરપ્રૂફ ઓવરકોટ બિલકુલ ભીંજાઈ ગયો હતો. એપરથી બહાર વર્ષાદનું જોર કેટલું બધું હોવું જોઇએ તેની કલ્પના થઈ શકતી હતી. તેણે દીવાના પ્રકાશમાં ચોતરફ ચિંતાતુર દૃષ્ટિએ જોયું. જ્યારે એક મનુષ્યના ઉપર ચિંતાનો મોટો બોજો આવી પડે છે તે વખતે તેનો

ચ્હેરો ફીક્કો અને નેત્રો ભારે બના જાય છે. એવી સ્થિતિ આ માણસની હતી.

"હું આપની માફી માગું છું." તે પોતાનાં સોનાનાં ચશ્માં નાકે ચડાવતો બોલ્યો: "હું આશા રાખું છું કે હું આપને અંતરાયભૂત થઈ પડયો નહિ જ હોઉં, અને બહારના તોફાનનાં ચિહ્નો હું તમારા શાંત દિવાનખાનામાં મારી સાથે લેતો આવ્યો છું, એ માટે દિલગીર છું."

"તમારો કોટ અને છત્રી લાવો." શેરલોક હોમ્સે કહ્યું "અહીં આ હૂક ઉપર મૂકું છું. થોડીવારમાં જ પાણી નીતરી જશે અને તે સુકાઇ જશે. હું જોઈ શકું છું કે તમે નૈઋત્ય કોણના ભાગમાંથી આવો છો."

"હાજી, હું હોર્શામથી આવું છું."

"તમારા બૂટની પાનીના ઉપરના ભાગમાં ચાકમિશ્રિત માટી ચોટેલી દેખાય છે, એ ઉપરથી સહેલાઇથી સમજી શકાય તેમ છે કે તમે એ બાજુએથી જ આવેલા હોવા જોઇએ."

"આપની સલાહ મેળવવાને માટે આવેલો છું."

"એ તમે સહેલાઈથી મેળવી શકાશો."

"અને સહાય પણ!"

"સહાય કરવાનું કામ દરેક વખતે એટલું સહેલું હોતું નથી."

"મી. હોમ્સ! મેં આપના કૌશલ્યને લગતી ઘણી વાતો સાંભળી છે. ટેંકરવીલે કલબના કેસમાં તમે મેજર પ્રેન્ડરગાસ્ટની પ્રતિષ્ઠાને કેવી રીતે બચાવી લીધી હતી, એ તેમણે મને વિગતવાર જણાવ્યું હતું."

"હા, ખરૂંખરૂં. તેના ઉપર ગંજીપાની રમતમાં દગો કરતો હોવાનો આરોપ આવ્યો હતો." હોમ્સે કહ્યું.

"એ કહેતા હતા કે ગમે તેવા કેસ હોય તો પણ તમે તેનો પાર લાવી શકો તેમ છે."

"મેજરનું એ કથન જરીક વધારે પડતું કહેવાય ખરૂં."

"એમણે એમ પણ કહ્યું હતું કે તમને એક પણ કેસમાં નિષ્ફળતા મળી નથી."

"એ વાત તદ્દન ખરી નથી. ચાર વખત હું પરાજીત થયો છું—ત્રણ વખત પુરુષથી અને એક વખત એક સ્ત્રીથી."

"પરંતુ તમે જે અસંખ્ય કેસોમાં સફળતા મેળવી છે, તેની સાથે સરખાવતાં એ શા હિસાબમાં?"

"હા, મોટે ભાગે હું મારા યત્નમાં સફળ થાઉં છું, એ વાત ખરી છે."

"ત્યારે મારા કેસમાં પણ તમે સફળ થશો જ, એવી મને આશા છે." આગંતુકે કહ્યું.

"તમે તમારી ખુરસી અહીં શગડીની નજીકમાં લાવો અને તમારા કેસને લગતી વિગતોથી મને માહિતગાર કરો." શેરલોક હોમ્સ બોલ્યો.

"આ કેસ કાંઇ સાધારણ પ્રકારનો નથી."

"એ તો હું પણ જાણું છું. કેમકે સાધારણ પ્રકારના કેસો મારી પાસે આવતા જ નથી. હું અપીલ માટેની છેવટની કોર્ટ સમાન છું." શેરલોક હોમ્સના ચ્હેરાપર સ્મિત છવાઈ રહ્યું.

"એમ છતાં પણ મને લાગે છે કે મારા કેસમાં જે વિચિત્ર અને નહિ સમજી શકાય તેવી ચમત્કારપૂર્ણ ઘટના બનેલી છે, એવી તમે આજ સુધીમાં અનુભવી હશે કે કેમ એ વિષે મને શંકા રહે છે!"

" અહો ! અહો ! તમારા કથનથી મારી જીજ્ઞાસાવૃત્તિ ઉશ્કેરાય છે." હોમ્સે કહ્યું: "વારૂ, પ્રથમ પ્રારંભથી જ શરૂ કરો. જે કાંઇ જરૂરની હકીકત હોય તે બધી જણાવજો. ત્યારપછી તેમાંની જે વિગતો મને વિશેષ અગત્યની લાગશે એના સંબંધમાં હું તમે પ્રશ્ન કરીશ."

એ જુવાન મનુષ્યે પોતાની ખુરસી શગડીની નજીકમાં આણી અને તેના ભીના પગને શગડી આગળ ધરીને ગરમ કરવા લાગ્યો.

તે બોલ્યો: " મારૂં નામ જહોન ઓપનશો છે; પરંતુ જે ઘટનાના સંબંધમાં હું આપને કહેવા માગું છું તેની સાથે મારી અંગત બાબતોને કશું પણ લાગતું વળગતું નથી. આ બાબત એવા પ્રકારની છે કે જેનો તમને યથાર્થ ખ્યાલ આપવાને મારી એ પેઢીનો ટુંકો ઇતિહાસ તમારી સન્મુખ રજુ કરવો પડશે.

" મારા પિતામહને બે દીકરા હતા.–મારા કાકા ઈલીઆસ અને મારા પિતા જોસફ. મારા પિતા કોવેન્ટ્રી ખાતે એક ન્હાના કારખાનાના માલિક હતા. જ્યારે બાઇસીકલની શોધ નિકળી ત્યારે તેમણે એ કારખાનાને ખિલવ્યું હતું. તેમણે તૂટી ન જાય તેવાં ઓપનશો ટાયરનું પેટન્ટ મેળવ્યું હતું. તેમને ધંધામાં લાભ પણ સારો હતો. છેવટે એ કારખાનું અને પેટન્ટ તેમણે વેચી નાખ્યું. વેચાણથી ઉપજેલી આવકના વ્યાજમાં તે આનંદપૂર્વક જીવન વિતાવી શકતા હતા.

" મારા કાકા ઇલીઆસ જ્યારે જુવાન હતા ત્યારે અમેરિકા ખાતે જતા રહ્યા હતા. ત્યાં જઇને ફ્લોરિડામાં તેમણે કેટલાંક ખેતરો રાખી કૃષિનું કામ શરૂ કર્યું હતું અને એમ સાંભળવામાં આવતું હતું કે તેમાં તેમને સારી કમાણી હતી. લડાઇના સમયમાં તે પ્રથમ

જેક્સનના લશ્કરમાં જોડાઇને અને તે પછી હૂડની નીચે રહીને લડયા હતા અને 'કર્નલ' ની પદવી સુધી ચડયા હતા. જ્યારે લીએ હથિયાર છોડી દીધાં, એટલે મારા કાકાએ પાછો પોતાનો ખેતીનો ધંધો પકડયો અને તે બીજાં ત્રણ કે ચાર વર્ષ ત્યાં રહ્યા હતા. ઈ. સ. ૧૮૬૯ કે ૧૮૭૦ ની સાલમાં તે પાછા આ દેશમાં આવ્યા અને સસેકસ પરગણામાં હોર્શામ આગળ એક જાગીર ખરીદીને ત્યાં રહ્યા. તેમણે અમેરિકામાં પુષ્કળ સંપત્તિ એકઠી કરી હતી, અને તે દેશ છોડવાનું કારણ એવું બતાવતા હતા કે સીદી લોકો તરફ તેમને તિરસ્કાર હતો તથા ત્યાંના પ્રજાસત્તાક રાજ્ય તરફથી સીદીઓને વિશેષ હક્કો અને સ્વાતંત્ર્ય આપવામાં આવતું હતું એ તેમને પસંદ પડતું ન હતું. તે વિચિત્ર પ્રકારના મનુષ્ય હતા. દેખાવે ક્રૂર અને સ્વભાવે ઉતાવળીઆ હતા. જ્યારે તે ગુસ્સે થતા ત્યારે તેમનો ચ્હેરો ભયાનક લાગતો હતો. તે બનતાં સુધી એકાંતવાસને પસંદ કરતા હતા. તે હોર્શામમાં જેટલા વર્ષ રહ્યા તે દરમિયાન એક પણ દિવસ તેમણે શહેરમાં પગ મૂકયો હશે કે નહિ એ બાબત મને શંકા છે. તેમના મકાનની આસપાસ એક બાગ અને બે-ત્રણ ખેતરો હતાં. એટલામાં જ તે ફરતા હરતા હતા. કેટલીક વાર તો અઠવાડીયાંના અઠવાડીયાં સુધી તે પોતાના ઓરડાની બહાર નિકળતા નહિ. તે બ્રાંડી પુષ્કળ પિતા હતા અને ધૂમ્રપાન પણ પુષ્કળ કરતા હતા. પરંતુ લોકોના સહવાસમાં આવવાનું તેમને ગમતું નહિ. કોઈની સાથે મૈત્રી બાંધવાનું તે પસંદ કરતા ન હતા. એટલું જ નહિ પરંતુ પોતાના ભાઈની પણ મુલાકાત લેતા નહિ.

“જો કે મારે માટે તેમને વાંધો ન હતો. એમ કહું તો ચાલે

કે મારા તરફ એમનું દિલ લાગેલું હતું. કેમકે જ્યારે તેમણે મને પહેલવહેલો જોયો ત્યારે હું લગભગ બાર વર્ષની છોકરવન ઉમરનો હતો. મને યાદ છે કે તેઓ ઈંગ્લાંડમાં આવ્યા બાદ લગભગ આઠ કે નવ વર્ષ પછી એટલે ઈ. સ. ૧૮૭૮ ની સાલમાં હું તેમને પહેલવહેલો મળ્યો હતો. તેમણે મને પોતાની સાથે રાખવા દેવાની મારા પિતાને વિનતિ કરી. એમના સ્વભાવનું માપ લેતાં એકંદરે મારા તરફ તે માયાળુ હતા એમ કહેવામાં વાંધો નથી. જ્યારે તેમણે વિશેષ બ્રાન્ડી પિધેલો ન હોય ત્યારે તે મારી સાથે ખેલતા હતા. અમારા નોકરો અને વ્યાપારીઓ સાથે તેમના પ્રતિનિધિ તરીકે હું જ બધું કામકાજ કરતો હતો. એટલે જ્યારે હું સોળ વર્ષનો થયો એ વખતે ઘરમાં ધણીરણી જેવો થઇ પડયો હતો. તમામ કુંચીઓ મારી પાસે રહેતી હતી. મને ગમે ત્યાં હરવા ફરવાની અને ગમે તે કરવાની છૂટ હતી. માત્ર તેમની ખાનગી બાબતમાં મારાથી માથું મારી શકાતું નહિ. માત્ર આખા મકાનમાં એક સ્થળે જવાનો મને પ્રતિબંધ હતો. એક ઓરડાનો તેમણે પોતે કબજો રાખ્યો હતો. તેને તમામ વખત તાળું રહેતું. ઓરડામાં માત્ર તે એકલા જ જઇ શકતા. મને કિંવા બીજા કોઇને પણ તેમાં પ્રવેશ કરવાનો અધિકાર ન હતો. જ્યારે અમુક બાબતનો પ્રતિબંધ કરવામાં આવે છે ત્યારે સ્વાભાવિક રીતે જ એ તરફ આપણું લક્ષ ખેંચાય છે અને તેનો ભેદ પામવાની જીજ્ઞાસાવૃત્તિ ઉત્કંઠિત થાય છે. વળી જુવાન છોકરાઓની જીજ્ઞાસા અધિક તીવ્ર હોય છે. અર્થાત્ હું પણ સ્વાભાવિક જીજ્ઞાસાને વશ થઇને એ ઓરડામાં શું ગુપ્ત રહસ્ય રહેલું છે, તે જાણવાને આગળીયાના કાણામાંથી અંદર દૃષ્ટિ

કરતો. પરંતુ તેમાં માત્ર જૂની ટ્રંકો અને બંડલો સિવાય બીજું કશું પણ મારી દૃષ્ટિએ પડતું નહિ.

"ઈ. સ. ૧૮૮૩ ના માર્ચ મહિનામાં એક દિવસે કર્નલ ઇલીઆસના નામનો એક પત્ર આવ્યો. એ પત્ર ઉપરની ટપાલની છાપ પરદેશની હતી. તેમના ઉપર કાગળો ક્વચિત્ જ આવતા હતા, કેમકે બિલનાં નાણાં રોકડાં જ ચૂકવી આપવામાં આવતાં હતાં, તેમજ તેમને કોઈ પણ સ્નેહી નહિ હોવાથી કોઇના તરફથી પત્ર આવવાનો સંભવ ન હતો. એ વખતે અમે નાસ્તો કરતા હતા. તેમણે પત્ર લઇને ટપાલની છાપ તરફ જોઇને કહ્યું: 'હિંદુસ્તાનથી આવ્યો લાગે છે. ટપાલની છાપ પોન્ડીચેરીની છે.' એ કવર ઉતાવળથી અને સ્હેજ બેદરકારીથી ફોડતાં અંદરથી નારંગીનાં પાંચ સૂકાં બીયાં તેમની નજીક ટેબલ ઉપર ખરી પડયાં. એ જોઇને હું હસવા લાગ્યો. પરંતુ તેમના ચ્હેરા તરફ જોતાં મારૂં હાસ્ય અંદર ને અંદર શમાઈ ગયું અને હું સ્તંભિત બની ગયો. તેમની આંખો સ્થિર થઈ ગઈ હતી, હોઠ ઉપર ફીક્કાશ ધાઈ આવી હતી, ચ્હેરો મ્લાન બની ગયો હતો અને તે એકદૃષ્ટિએ પોતાના હાથમાં પકડી રાખેલા કવર તરફ જોઈ રહ્યા હતા. 'કે. કે. કે.' તે બોલી ઉઠયા, અને પછી 'હે પ્રભુ ! મારાં પાપે મને ઘેરી લીધો !' એ શબ્દો તેમના મુખમાંથી નિકળી પડયા.

"'કાકા ! એ શું છે ?' મેં તેમને પ્રશ્ન કર્યો.

"'મોત !' તે બોલ્યા, અને તુરત જ ઊભા થઇને પોતાના ખંડમાં ગયા. તેમના એ અક્ષરના છેલ્લા શબ્દથી મારૂં હૃદય ભીતિથી જોરપૂર્વક ઉછળી રહ્યું હતું. મેં પેલું કવર હાથમાં લીધું. અંદરના

ભાગમાં જે સ્થળે ગુંદ વડે કવરને બંધ કરતી વખતે ચોટાડવાનું હોય છે તેની સ્હેજ ઉપર ' કે.' અક્ષર ત્રણ વખત લખેલો મારા જોવામાં આવ્યો. કવરની અંદરથી માત્ર નારંગીનાં પાંચ બીયાં સિવાય બીજી કશું પણ નિકળ્યું ન હતું. મારા કાકાને આટલો બધો ભય ઉત્પન્ન થવાનું કારણ શું હશે ? મને પણ પછી ખાવાનું ભાવ્યું નહિ. એટલે હું ત્યાંથી ઉઠયો અને મેડા ઉપર જવા લાગ્યો. મારા કાકા દાદર પરથી નીચે ઉતારતા મને મળ્યા. એ વખતે તેમના એક હાથમાં એક કુંચી હતી. તે કુંચી ઘણું કરીને તેમના પેલા ખાનગી ઓરડાની જ હોવી જોઇએ. બીજા હાથમાં કેશબોકસના જેવી ન્હાની પીતળની પેટી હતી.

" 'એ લોકોને જે કરવું હોય તે કરે, પરંતુ હજી પણ હું તેમને તેમના યત્નમાં નિષ્ફળ બનાવી શકીશ.' તે બોલ્યા અને પછી મારી સામે દૃષ્ટિએ કરીને તેમણે કહ્યું: ' મેરીને કહે કે મારા ઓરડામાં શઘડીમાં અગ્નિ પ્રકટાવે અને કોઇ માણુસને હોર્શામ ખાતે મોકલીને આપણા વકીલ ફોર્ડહામને બોલાવી મંગાવે.'

" મેં મારા કાકાના આજ્ઞાને અમલમાં મૂકી અને જ્યારે વકીલ આવ્યા ત્યારે મારા કાકાએ મને પોતાના ખાનગી ઓરડામાં બોલાવ્યો. આ ઓરડામાં મેં તે દિવસે પ્રથમ વાર જ પ્રવેશ કર્યો. શઘડીમાંથી અગ્નિની જ્વાળા નિકળતી હતી અને કાગળો બાળવાથી થયેલી કાળી રાખનો ઢગલો અંદર દેખાતો હતો. પેલી પીતળની પેટી ટેબલ ઉપર ખૂલી પડેલી હતી. એ પેટી તરફ નજરે કરતાં હું ચમકયો. પેલા કવરપર છાપેલા ત્રણ ' કે.' મેં જોયા હતા, તે જ પ્રમાણે આ પેટીના ઢાંકણા ઉપર પણ ત્રણ ' કે. ' મારા જોવામાં આવ્યા.

" ' જ્હૉન ! મેં મારૂં વસીયતનામું તૈયાર કર્યું છે, અને સાક્ષી તરીકે તને બોલાવ્યો છે. ' મારા કાકાએ કહ્યું: ' મારી જાગીર મારા તમામ લ્હેણાદેણા સાથે હું મારા ભાઇ એટલે તારા પિતાના નામ ઉપર ચઢાવી દેવા માગું છું, અને તેની પાસેથી એ તને વારસામાં મળશે એ દેખીતું છે. જો શાંતિપૂર્વક તું તેનો ઉપભોગ કરી શકે તો સારૂં ! અને જો તને માલૂમ પડે કે એ મીલકતના ઉપભોગમાં તને શાંતિ મળી શકે તેમ નથી, તો મારી તને સલાહ છે કે તું તારા કોઇ ભયંકર દુશ્મનને તારો વારસ બનાવજે. મારી મીલ્કત બેધારી તલવાર જેવી છે. પરંતુ હું દિલગીર છું કે એ વિષયમાં સ્પષ્ટ ખુલાસો તારી પાસે કરી શકતો નથી. આટલું પણ જણાવવાનું કારણ એ છે કે ભવિષ્ય કેવું આવશે તે હું અત્યારે નિશ્ચિત કરી શકતો નથી. હવે મી. ફોર્ડહામ બતાવે તે સ્થળે સહી કર. '

" વકીલે વસીયતનામું તૈયાર કર્યું હતું. તેનાપર મને સૂચવવામાં આવ્યું તે સ્થળે મેં સહી કરી અને તે કાગળ વકીલ પોતાની સાથે લઇ ગયો. તમે કલ્પના કરી શક્યા હશો કે આ વિચિત્ર બનાવે મારા મન ઉપર ઘણી જ અસર કરેલી હોવી જોઇએ. જ્યારે હું એકલો પડયો ત્યારે મેં એ વિષયના સંબંધમાં ઘણો વિચાર કર્યો, તેનો અર્થ જાણુવાને મારા કાકાની અગાઉની જે જે હકીકત મારા જાણુવામાં હતી તે હું યાદ કરી ગયો પરંતુ તેનું કશું પણ ફળ નિષ્પન્ન થયું નહિ. એમ છતાં પણ આ ઘટનાએ મારા મનમાં ભયની જે અચૂક લાગણી પેદા કરી હતી તેને હું દૂર કરી શક્યો નહિ. સમય વહેવા લાગ્યો અને અઠવાડિયા પછી અઠવાડીયું પસાર થવા લાગ્યું. એ સમય દરમિયાન કશો પણ નવીન બનાવ મારા જોવા કે જાણુવામાં

આવ્યો નહિ. માત્ર મારા કાકાના વર્તનમાં અગાઉ કરતાં વિશેપ ફેરફાર થઇ ગયો હતો. તે પહેલાં કરતાં પણ વધારે દારૂ પીતા હતા અને કોઇ પણ માણસની મુલાકાત લેતા નહિ. દિવસનો ઘણો-ખરો ભાગ તે પોતાના ઓરડાના દ્વારને અંદરથી ચાવી દઇને, વિતા-ડતા. પરંતુ કોઇ કોઈ વાર એકાએક છાકટાની પેઠે ઓરડાની બહાર ધસી આવતા અને પોતાના હાથમાં તમંચો રાખીને બગીચામાં આમતેમ આંટા મારતા. તે વખતે એકલા એકલા મોટે અવાજે બોલ્યા કરતા કે ‘ હું કોઇ પણ માણસથી ડરતો નથી ! ’ અને ‘ મનુષ્ય કિંવા સેતાન મારી સામે આવે તો પણ હું તેને તાબે થનાર નથી ! ’ પરંતુ જ્યારે એ જુસ્સો નરમ પડી જતો ત્યારે તે એકદમ પોતાના ઓરડામાં પેસી જતા અને દ્વાર બંધ કરીને અંદ-રથી ચાવી વાસી દેતા. એ વખતે તેમના ચ્હેરા સામે દૃષ્ટિ કરતાં, ટંડીનો સમય હોવા છતાં પણ તેમના કપાળ ઉપર પરસેવાનાં ટીપાં બાઝેલાં દેખાતાં હતાં. અર્થાત્ મ્હોંયેથી ગમે તેટલી હિમ્મત રાખવા છતાંયે તેમના હૃદયમાં મોટો ધ્રાસકો પડયો હતો, એમ સ્પષ્ટ થતું હતું.

“ વારૂ, મી. હોમ્સ ! હવે હું મારી હકીકત લંબાવી તમને કંટાળો નહિ આપતાં તેના અંત તરફ આવું છું. એક રાત્રીએ તે છાકટ અવસ્થામાં મકાનમાંથી બહાર નીકળ્યા અને બગીચામાં આમ-તેમ ફરવા લાગ્યા. પરંતુ મકાનમાં પાછા ફર્યા નહિ. જ્યારે અમે તેમની તપાસ કરવાને ગયા ત્યારે બગીચાના એક છેડે એક લીલ બાઝી ગયેલો ન્હાનો ઝરો હતો તેમાં ઉંધે મસ્તકે તેમને પડેલા જોયા. તેમના ઉપર કોઇએ હલ્લો કર્યાનું કશું પણ ચિન્હ ન હતું અને ઝરામાં પાણી પણ માત્ર બે ફુટ જ ઊંડું હતું. એટલે જ્યુરીએ તે-મના શબની તપાસ પછી એવો ચૂકાદો આપ્યો કે તેમણે આપઘાત

કરેલો છે. જ્યુરીના સભાસદો તેમના વર્તનથી માહિતગાર હોવાથી, કશા પણ પ્રત્યક્ષ પૂરાવાને અભાવે પ્રસ્તુત નિર્ણયપર આવે તે સ્વાભાવિક છે. પરંતુ હું જ્યુરીના એ ચૂકાદા ઉપર વિશ્વાસ મૂકી શક્યો નહિ. કેમકે મૃત્યુથી તે કેટલા બધા ડરતા હતા એ મારા જાણવામાં હતું. અર્થાત્ જે મનુષ્યને મૃત્યુનો સર્વ કરતાં વિશેષ ડર હતો તે માણસ જાતે આત્મહત્યા કરે એમ માનવાને મારૂં મન કબૂલ થયું નહિ. એ બનાવ કશા પણ વિશેષ ઉહાપોહ સિવાય પસાર થઇ ગયો. મારા પિતાએ જાગીરનો કબજો સંભાળ્યો. તેમ જ મારા કાકાએ બેંકમાં જમા રાખેલા ચૌદ હજાર પાઉંડ પણ તેમને મળ્યા."

"રહો," હોમ્સે કહ્યું: "આજ સુધીમાં જે જે પ્રસંગો મારા ધંધાને અંગે મારા જાણવામાં આવ્યા છે, તેમાં તમારી હકીકત ખાસ ધ્યાન ખેંચનારી છે એમ કહ્યા સિવાય ચાલે તેમ નથી. હવે તમે આગળ કશું પણ જણાવતાં પહેલાં તમારા કાકાને પેલો પત્ર આવ્યાની તારીખ તથા તેમનું ખૂન થયાની તારીખ જાણવો."

"કાગળ ઇ. સ. ૧૮૮૩ ના માર્ચ માસની ૧૦ મી તારીખે મળ્યો હતો, જ્યારે તેમનું મોત સાત અઠવાડીયાં પછી મે માસની ૨ જી તારીખે થયું હતું."

"બસ એટલુંજ. હવે આગળ ચલાવો."

"મારા બાપે હોર્શામની જાગીરનો કબજો લીધા બાદ મારી વિનતિપરથી તેમણે મારા કાકા જે ઓરડો કાયમને માટે બંધ રાખતા હતા, તેમાં બારીક તપાસ ચલાવી. ત્યાં પેલી પીત્તળની પેટી જોવામાં આવી, પરંતુ તેની અંદર કશું ન હતું. માત્ર ઢાંકણાની અંદરની બાજુએ ચોડેલા એક કાગળના ચોરસ કકડાપર 'કે. કે. કે.' એ પ્રમાણે લખેલું હતું અને તેની નીચે 'પત્રો, મુસદા, પહોંચો

અને રજીસ્ટર ' એટલું લખેલું હતું. એ ઉપરથી અમે અનુમાન કર્યું કે કર્નલ ઓપનશોએ જે કાગળોનો નાશ કર્યો હતો તે પ્રસ્તુત કાગળો હોવા જોઇએ. એ સિવાય એ ખંડમાંથી બીજું કશું પણ અગત્યનું મળી આવ્યું નહિ. માત્ર મારા કાકાની નોંધપોથીઓ અને બીજા કેટલાક અમેરિકા ખાતેની તેમની જાગીરને લગતા જૂના દસ્તાવેજો વગેરે હતું. તેમાંની કેટલીક નોંધપોથી ઉપરથી જાણી શકાતું હતું કે ત્યાં ખાતે ચાલેલા યુદ્ધના સમયમાં તેમણે પોતાની ફરજ બરોબર રીતે બજાવી હતી અને એક બહાદૂર સૈનિક તરીકેની કીર્તિ સંપાદન કરી હતી. બીજી નોંધપોથીઓ 'યુનાઇટેડ સ્ટેટસના દક્ષિણ તરફનાં પરગણાંની પુનઃ વ્યવસ્થા કરવામાં આવી તે સમયને લગતી માહિતી પૂરી પાડતી હતી. તેમાં મોટે ભાગે રાજ્યદ્વારી ચર્ચા કરવામાં આવી હતી.

" મારા પિતા ૧૮૮૪ની સાલના પ્રારંભમાં હોર્શામ ખાતે રહેવા આવ્યા અને ત્યારપછી એક વર્ષ એટલે ૧૮૮૫ ના જાન્યુઆરી સુધી તો બધું સારી રીતે ચાલ્યું. પરંતુ તે માસની પાંચમી તારીખે અમે સવારે નાસ્તો કરતા હતા તે વખતે મારા પિતાના મુખમાંથી એકાએક આશ્ચર્યોદ્‌ગાર સરી પડયો. મેં તેમની સામે જોયું તો તેમના એક હાથમાં તરતનું ફાટેલું કવર અને બીજા હાથની હથેળીમાં પાંચ નારંગીનાં બીયાં મારા જોવામા આવ્યાં. મેં કર્નલના સંબંધમાં બનેલા એ બનાવની વિગત તેમને અગાઉ જણાવી હતી. એ વખતે મારી વાત તેમના માનવામાં આવી ન હતી. પરંતુ જ્યારે તેવો જ પ્રસંગ પોતાના સંબંધમાં બનવા પામ્યો છે, એવું તેમના જોવામાં આવ્યું ત્યારે સ્વાભાવિક રીતે જ તેમને ભય અને ચિંતા ઉત્પન્ન થયાં.

"' જ્હોન! આનો શો અર્થ? આ કવર કોણે મોકલ્યું હશે?' તેમણે આશ્ચર્યસૂચક શબ્દોમાં મને પ્રશ્ન કર્યો.

"હું પણ એ કવર અને નારંગીનાં બીયાં જોઇને સ્તબ્ધ બની ગયો અને બે ત્રણ પળ પછી બોલ્યો: ' એ કવર 'કે. કે. કે.' તરફથી આવેલું હોવું જોઇએ !'

"તેમણે કવરની અંદરના ભાગમાં દૃષ્ટિ કરી અને કહ્યું: ' તું કહે છે તે પ્રમાણે જ છે. એ અક્ષર છાપેલા છે પરંતુ તેની ઉપર શું લખેલું છે ?'

"'* સન-ડાયલ ઉપર પેલા કાગળો મૂકો.' હું કવરની અંદર દૃષ્ટિ કરતો બોલ્યો.

"' કયા કાગળ? અને કયું સન-ડાયલ?' મારા પિતાએ પૂછ્યું.

"' સન-ડાયલ તો આપણા બગીચાની મધ્યમાં છે તે જ હોવું જોઇએ. કેમકે આટલામાં બીજું તો મારા જોવામાં આવ્યું નથી.' મેં જવાબ આપ્યો: ' પરંતુ જે કાગળ તેનાપર મૂકવાનું આ પત્રમાં સૂચવવામાં આવ્યું છે એ કાગળોનો તો મારા કાકાએ નાશ કરી દીધો છે.'

"' અંહ!' તે હિમ્મત દર્શાવતા બોલ્યા: ' આપણે સુધરેલા અને આગળ વધેલા દેશમાં રહીએ છીએ. આવા હાસ્યજનક પ્રસંગથી ડરી જવાનું લેશ પણ કારણ નથી. આ કાગળ કયાંથી ટપાલમાં પડેલો છે ?'

"'ડંડીથી!' મેં ટપાલની છાપ તરફ નજર કરીને જવાબ આપ્યો.

"' કોઇએ મશ્કરી કરેલી હોવી જોઇએ!' તેમણે કહ્યું: ' મારે સન-ડાયલ અને કાગળો સાથે શું લાગે વળગે છે?'

* સૂર્યના પ્રકાશ પરથી સમય દર્શાવનાર પત્થરનું ઘડિયાળ.

" ' તમારી જગ્યાએ જો હું હોઉં તો જરૂર આ બાબત પોલિસમાં જાહેર કરૂં. ' મેં સૂચવ્યું.

" ' બહુ સારી સલાહ! પછી પોલિસને તપાસ કરતાં કશું પણ માલૂમ ન પડે એટલે મારા ડરપોક સ્વભાવ ઉપર તેઓ હસે!'

" ' તમને સંદેહ થતો હોય તો હું જઇને પોલિસને ખબર આપું ' મેં કહ્યું.

" ' બિલકુલ નહિ. આવા અર્થ વગરના કાગળના સંબંધમાં હું બિલકુલ ચકચાર થવા દેવાનું ઇચ્છતો નથી. ' તેમણે પોતાનો નિશ્ચય જણાવ્યો.

" તેમની સાથે વિવાદ કરવો નિરર્થક હતો. કેમકે તેમનો સ્વભાવ આગ્રહી હતો. એટલે વિશેષ કશું પણ ન કહેતાં હું માન રહ્યો. તદપિ મારા હૃદયમાંથી ભીતિ દૂર થઈ શકી નહિ. '

" આ પત્ર મળ્યો તે પછી ત્રીજે દિવસે મારા પિતા પોતાના એક મિત્રને મળવા ગયા. એ મિત્રનું નામ મેજર ફ્રીબોડી હતું અને તે પોર્ટસડાઉન હીલ ઉપરના એક કીલ્લાના રક્ષક હતા. તેઓ ત્યાં જવાથી મને આનંદ થયો. કેમકે તેમને માટે ઘેર રહેવામાં વિશેષ જોખમ સમાયેલું હતું, એમ હું માનતો હતો. જો કે એ માનિનતા ભૂલભરેલી હતી એમ મને પાછળથી માલૂમ પડયું. તે ગયા તેને બીજે દિવસે મને મેજર તરફનો તાર મળ્યો. એમાં મને એકદમ બોલાવવામાં આવ્યો હતો. વિશેષમાં એટલું લખ્યું હતું કે મારા પિતા ત્યાં આગળ આવેલી ચાકની ખાણોમાંની એક ઊંડી ખાણમાં પડી ગયા હતા, અને તેમની ખોપરીમાં ઇજા થવાથી બેભાન બની ગયા હતા. હું જરી પણ ઢીલ કર્યા સિવાય તેમની પાસે જઈ પહોંચ્યો. પરંતુ ત્યાં ગયા પછી મને માલૂમ પડયું કે તે બિલકુલ શુદ્ધિમાં

આપ્યા સિવાય આલોકનો ત્યાગ કરીને ચાલ્યા ગયા હતા. હકીકત ઉપરથી એવું માલુમ પડતું હતું કે એક રાત્રીએ તે એકલા બહારથી ફરીને પાછા આવતા હતા, એ વખતે તેમને એ પ્રદેશની માહિતી નહિ હોવાથી તથા ચાકની ખાણોને ફરતી દિવાલો નહિ હોવાથી તે અંધારામાં એકાદી ખાણમાં પડી ગયેલા હોવા જોઇએ. એ પરથી જ્યુરીએ આકસ્મિક કારણને લીધે મૃત્યુ નિપજ્યું છે એવો ચૂકાદો આપ્યો. મને એ ચૂકાદાથી સંતોષ ન થાય એ દેખીતું હતું. એટલે મેં તેમના મૃત્યુની સાથે જોડાયેલા બનાવોની બારિક અને કાળજીપૂર્વક તપાસ કરી. પરંતુ તેમનું ખૂન થયું છે, એવી કલ્પનાને ટેકો આપનારો એક પણ મુદ્દો મને મળી શક્યો નહિ. તેમના ઉપર હલ્લો થવાનું એકે ચિહ્ન ન હતું. કોઇના પગલાનું નિશાન પણ ન હતું તેમની પાસેની તમામ કીમતી ચીજો સહીસલામત હતી. તેમજ રસ્તા ઉપર કોઇ અજાણ્યો મનુષ્ય કે મનુષ્યો પણ જોવામાં આવ્યા ન હતા. તદપિ કહેવાની જરૂર નથી કે મારા મનને શાંતિ થઇ નહિ. મને તો એમજ લાગતું હતું કે આમાં કાંઇ પણ ગંભીર કાવતરૂં સમાયેલું છે.

" હવે મારા બાપનો વારસો અને મળ્યો. કદાચ તમે પ્રશ્ન કરશો કે એ જાગીર મેં વેચી કેમ ન નાખી ? પરંતુ મારી ખાત્રી હતી કે આ કાવતરૂં મારા કાકાની ભૂતકાળની કારકીર્દી સાથે સંબંધ ધરાવે છે. અર્થાત્ તો પછી હોર્શામ ખાતે રહેવામાં ભય તો એક સરખોજ રહેલો છે.

" મારા પિતાનું મૃત્યુ ૧૮૮૫ ના જાન્યુઆરી માસમાં થયું હતું. તે બનાવ બની ગયાને આજે બે વર્ષને આઠ માસ થઈ ગયા છે. એ દરમિયાન હોર્શામ ખાતે મારા દિવસો આનંદમાં પસાર થવા

લાગ્યા અને હું એમ માનવા લાગ્યો કે હવે અમારા કુટુંબ ઉપરની આફત ટળી ગઇ છે. એથી હું નિશ્ચિંત બન્યો. પરંતુ મારા નસીબમાં નિશ્ચિંતતા માંડેલી ન હતી. ગઈ કાલે સ્હવારે મને પણ મારા પિતાને મળેલા પત્રોના જેવો જ એક પત્ર મળ્યો."

તે યુવાને પોતાના જાકીટના ખીસામાંથી એક વાળેલું કવર અને તેને ઉઘાડીને તેમાંથી નારંગીનાં પાંચ સૂકાં બીયાં કાઢીને અમને બતાવ્યાં.

"આ કવર મને ગઇ કાલે મળ્યું હતું. તેના ઉપર ટપાલની છાપ લંડન પૂર્વ વિભાગની છે. તેની અંદર મારા પિતાપર આવેલા કવરમાં જે લખાણ હતું તે જ પ્રમાણે 'કે. કે. કે.' અને તેની ઉપર 'સન-ડાયલ ઉપર પેલા કાગળો મૂકો' એ પ્રમાણે લખેલું છે."

"આ કવર મળ્યા પછી તમે શું કર્યું?" શેરલોક હોમ્સે પ્રશ્ન કર્યો.

"કાંઇ જ નહિ."

"કશું પણ નહિ?"

તે પોતાના પાતળા ગૌર હસ્તપર હડપચીને ટેકાવતો બોલ્યો: "ખરૂં કહું તો હું તદ્દન અસહાય જેવો બની ગયો છું. એક સસલાના તરફ ધસ્યા આવતા સર્પને જોઇને તેની જેવી સ્થિતિ થાય છે, તેવી અત્યારે મારી અવસ્થા છે. મને લાગે છે કે હું એક એવા અદૃશ્ય અને અપરાજીત શત્રુના પંજામાં ફસાયો છું કે ગમે તેટલી દીર્ઘદર્શિતા કિંવા સંભાળ રાખવા છતાં પણ મારૂં રક્ષણ થઈ શકે તેમ નથી!"

"વાહ! એમ હિંમત હારી જવાનું કારણ નથી." શેરલોક હોમ્સે કહ્યું: "મનમાંથી ચિંતાને દૂર કરો અને હિમ્મતવાન્ બનો,

તો જ તમારૂં રક્ષણ થઇ શકશે. તમારે એ પત્ર મળ્યો કે તુરત જ ચાંપતા ઉપાય લેવા જોઈતા હતા."

"હું પોલિસને મળ્યો હતો."

"હા! પછી?"

"પણ એ લોકો મારી વાત સાંભળીને હસ્યા. પોલિસઈન્સ્પેકટરને એ પત્રથી કશો પણ ભય લાગ્યો નહિ. તેમણે કહ્યું કે 'આ તમારી કોઈએ મશ્કરી કરેલી હોવી જોઇએ. બાકી તમારા કાકા અને પિતા જ્યુરીના જણાવવા મુજબ અકસ્માતથી જ મરણ પામેલા હોવા જોઇએ. તેમના ખૂન સાથે આ નારંગીનાં બીયાંને સંબંધ હોય એમ મને તો જરી પણ લાગતું નથી.'"

હોમ્સે હવામાં મૂક્કી ઉગામી. "મૂર્ખા! તદ્દન મૂર્ખા!" તે બોલ્યો.

"જો કે એમ છતાં મારા આગ્રહથી તેમણે એક પોલિસનો માણસ મારા રક્ષણ માટે આપ્યો છે. તે મારા મકાનમાં રહે છે."

"અત્યારે તે માણસ તમારી સાથે અહીં આવેલ છે?"

"ના, તેને માત્ર મારા મકાનમાં રહેવાનો જ હુકમ છે."

પુનઃ હોમ્સને ગુસ્સો ચડયો અને તેણે દાંત કચકચાવ્યા.

"પણ તો તમે મારી પાસે શા માટે આવ્યા?" તે બોલ્યો: "અને આવ્યા તો એકદમ કેમ ન આવ્યા?"

"મને ખબર ન હતી. માત્ર આજે જ મેજર પ્રેન્ડરગાસ્ટને મારા ઉપર આવેલી આફતની મેં વાત કરી અને તેણે મને આપની પાસે આવવાની સલાહ આપી."

"તમને ગઈ કાલે સવારે પત્ર મળ્યો હતો. એટલે અત્યારે તે પત્ર આવ્યાને બે દિવસ થઈ ગયા છે. અત્યારપહેલાં તો આપણે

કાર્યની શરૂઆત કરી દેવી જોઇતી હતી. તમે જે હકીકત અમને જણાવી એ સિવાય વિશેષ પૂરાવો તમારી પાસે નથી? એવી કશી પણ વિગતો તમારા જાણવામાં નથી કે જે આપણને તપાસ કરવામાં મદદ કરી શકે?"

"માત્ર એક ચીજ છે." જહોન ઓપનશોએ કહ્યું. તેણે પોતાના કોટના ગજવામાંથી એક કાગળનો કકડો કાઢયો. તેનો રંગ ઉડી ગયો હતો; પરંતુ મૂળ તે પત્ર આસમાની રંગનો હોય એમ લાગતું હતું. એ પત્ર તેણે પહોળો કરીને ટેબલ ઉપર મૂકયો અને કહ્યું: "મને યાદ છે કે જે દિવસે મારા કાકાએ પોતાના ખાનગી કાગળો બાળી નાખ્યા હતા તે દિવસે આ એક કકડો શધડીમાંથો ઉડીને બહાર પડયો હતો, એ મને તેમના ઓરડામાંથી જમીન ઉપર પડેલો મળી આવ્યો હતો. હું ધારૂં છું કે તે મારા કાકાની નોંધપોથીના પાનાનો કાગળ હોવો જોઇએ. તેના ઉપર અક્ષરો છે તે મારા કાકાએ લખેલા છે; પરંતુ તેની હકીકત આપણને આ કેસમાં ઉપયોગી થઈ પડે એમ મને લાગતું નથી."

હોમ્સે દીવાને રહેજ સતેજ કર્યો અને તે તથા હું પેલા કાગળ તરફ જોવા લાગ્યા. તેની એક બાજુની કીનારી આડીઅવળી રીતે ફાટેલી હોવાથી સમજી શકાતું હતું કે તે નોટબૂકમાંથી ફાડેલો હોવો જોઇએ. તેના મથાળે "માર્ચ ૧૮૬૯" લખેલું હતું. તેની નીચે નિમ્નલિખિત હકીકત આપવામાં આવી હતી:—

"૪ થી. હુડસન આવ્યો. તેજ જૂનું પ્લેટફોર્મ.

"૭ મી. મેકકોલે, પારાયર અને સેંટઓગસ્ટાઈનના જહોન સ્વેઈન ઉપર બીયાં મોકલ્યાં.

"૯ મી. મેકકોલે પલાયન થઈ ગયો.

"૧૦ મી. જ્હોન સ્વેઇન પલાયન થઈ ગયો.

"૧૨ મી. પારાયરની મુલાકાત લીધી. બધું બરોબર."

"એટલું પૂરતું છે." હોમ્સે એ કાગળની ઘડી વાળીને ઓપનશોને આપતાં કહ્યું: હવે એક પળ પણ ગૂમાવવાની જરૂર નથી. તમે જે હકીકત મને જણાવી છે, એ બાબતની ચર્ચા કરવાનો પણ આપણે વખત બચાવી શકીએ તેમ નથી. તમે આ પળે જ તમારા મકાન પર જાઓ અને કાર્યનો પ્રારંભ કરો."

"મારે શું કરવું?"

"તમારે માત્ર એક જ કામ કરવાનું છે; અને તે પણ જલ્દીથી જ થવું જોઇએ. જે કાગળનો કકડો હમણાં તમે અમને બતાવ્યો તે કકડો તમે પેલી પીતળની પેટીમાં મૂકજો અને તેમાં એક ચીઠી લખીને પણ મૂકજો. એ ચીઠીમાં એટલું લખજો કે તમામ કાગળો તમારા કાકાએ બાળી નાખ્યા છે. માત્ર આ એક કકડો જ તેમાંથી બચેલો છે. એ તમે એવી ભાષામાં લખજો કે તમારા કથનની સત્યતા વિષે એ લોકોને શંકા રહે નહિ. એટલું કર્યા પછી તમને એ લોકોએ કરેલી સૂચના મુજબ એ પીતળની પેટી સન–ડાયલ ઉપર મૂકજો. કેમ સમજાય છે ને?"

"બરોબર રીતે."

"અત્યારે વૈરની તૃપ્તિનો કે બીજું કશું પણ કરવાનો વિચાર કરશો નહિ. હું ધારૂં છું કે કાયદાની મદદથી આપણે તમારા કાકા અને પિતાના ખૂનનો બદલો લઈ શકીશું. પરંતુ એ લોકોએ પોતાની જાળ વણીને તૈયાર કરેલી છે, ત્યારે આપણે આપણી જાળ હજી વણવાની છે. તેમાં સહુથી પહેલો વિચાર જે ભય તમારા ઉપર લટકી રહ્યો છે તેને દૂર કરવાના સંબંધમાં કરવો જોઇએ; ત્યારપછી

આ કેસના રહસ્યનો ભેદ શોધી કાઢવાનો, અને છેવટે ખૂનીઓને સજા કરવાનો."

તે યુવાન ઊભો થયો અને ઓવરકોટ શરીર પર ધારણ કરતો બોલ્યો: "હું તમારો આભાર માનું છું. તમે મને નવીન જીવન અને આશા આપ્યાં છે. હું અવશ્ય તમારી સલાહને અનુસરીશ."

"એક પળ પણ ગુમાવશો નહિ; અને તે કાર્ય પૂર્ણ થાય ત્યાં સુધી બહુજ સાવચેતીથી રહેજો. તમારા ઉપર આફતનું ભયંકર ચક્કર ફરે છે, એ બાબતમાં જરી પણ શક નથી. વારૂ તમે કયે માર્ગે થઇને પાછા તમારા મકાને જશો?"

"વોટર્લુ સ્ટેશનથી ગાડીમાં બેસીને."

"હજી માત્ર નવ વાગ્યા છે. રસ્તા ઉપર માણસોનો અવર-જવર હશે. એટલે મને લાગે છે કે તમારી સલામતીને હરકત પહોંચશે નહિ. તેમ છતાંયે કહી શકાય નહિ. કેમકે અકસ્માત હલ્લો થાય તો તમે શું કરો?"

"મારી પાસે એક પિસ્તોલ અને એક તમંચો છે।"

"એ તમે ઠીક કર્યું છે. આવતી કાલે હું તમારો કેસ હાથમાં લઇશ." હોમ્સે કહ્યું.

"ત્યારે હું તમને હોર્શામમાં મળી શકીશ?"

"ના, તમારા કેસનું રહસ્ય લંડનમાં છે. એટલે મારે તેને અહીંથી જ શોધી કાઢવું પડશે."

"ત્યારે એક કિંવા બે દિવસમાં પેલી પીતળની પેટીનું શું થયું, એ જણાવવાને હું તમારી પાસે રૂબરૂ આવી જઇશ. હું દરેકેદરેક બાબતમાં તમારી જ સલાહ લઇશ અને તે પ્રમાણે વર્તીશ." તેણે અમારી સાથે હસ્તધૂનન કર્યું અને રજા લીધી. હજી પણ બહાર પ-

વન જોરથી ફુંકાતો હતો અને વર્ષાદનાં ઝાપટાં ઉપરાછાપરી જોસબંધ આવતાં હતા.

કેટલોક સમય સુધી શેરલોક હોમ્સ મૌનપણે બેસી રહ્યો. તેનું મસ્તક સ્હેજ આગળ નમેલું હતું અને તેની આંખો શગડીના પ્રકાશ તરફ વળેલી હતી. પછી તેને પોતાની હોકલી સળગાવી-ખૂરસી પર અઢેલીને, પોતાના મુખમાંથી નિકળીને ઉંચે સીલીંગ તરફ જતા આસમાની રંગના ધૂમ્રગોટને નિહાળતો ઉંચી દૃષ્ટિ કરીને સ્તબ્ધપણે જોઇ રહ્યો.

"વોટસન ! હું ધારૂં છું," છેવટે તે બોલ્યોઃ "કે આપણી સન્મુખ આવેલા તમામ કેસોમાં એક પણ કેસ આ કેસના જેવો વિચિત્ર અને ચમત્કારિક નથી."

"માત્ર આગ્રાના ખજાનાના કેસને બાદ કરતાં." મેં કહ્યું.

"હા, કદાચ તેને બાદ કરતાં. તો પણ મને લાગે છે કે શોલ્ટો કુટુંબ કરતાંયે ઓપનશો ઉપર ભય વિશેષ છે."

"પરંતુ એ ભય કેવા પ્રકારનો છે એ સંબંધમાં તમે કશા પણ ચોક્કસ નિર્ણય ઉપર આવી શકયા છો ખરા ?" મેં પ્રશ્ન કર્યો.

"એ ભયના સ્વરૂપના સંબંધમાં તો વિશેષ વિચાર કરવાની જરૂર જ નથી." તેણે જવાબ આપ્યો.

"ત્યારે એ શું છે ? 'કે. કે. કે.' કોણ ? અને તે આ કુટુંબની પાછળ શા માટે લાગ્યો છે ?"

શેરલોક હોમ્સે તેનાં નેત્રો બંધ કર્યાં, ખૂરસીના હાથા ઉપર હસ્ત ટેકાવ્યો અને તેના હાથની આંગળીઓ એકઠી કરતો તે બોલ્યોઃ "એક આદર્શ વિચારકને જો અમુક બાબત તેની તમામ વિગતો સાથે જણાવવામાં આવે તો એટલાપરથી તે એ બનાવનાં કારણોની

સાંકળ શોધી શકે, એટલું જ માત્ર નહિ પરંતુ તેનું કેવું પરિણામ આવશે તે પણ તે નિશ્ચિતપણે કહી શકે. જેમ કયુવીઅર* એક હાડકું જોઇને તેપરથી એ હાડકું જે પ્રાણીનું હોય તે પ્રાણીનું વર્ણન કરી શકતો, તે પ્રમાણે એક વિચારક અમુક ઘટનાની એક જ હકીકતથી સંપૂર્ણ માહિતગાર થઇ શકયો હોય તો તે તેની પહેલાની અને પાછળની બીજી તમામ બાબતોની માહિતી ચોક્કસપણે આપી શકે, પરંતુ તે માટે તેને સંપૂર્ણ પ્રકારનું જ્ઞાન હોવાની જરૂર છે. એક માણસને પોતાના કામમાં ઉપયોગી થઇ પડે એવું તમામ પ્રકારનું જ્ઞાન પ્રાપ્ત કરવું એ અત્યારના જમાનામાં મોટી મુશ્કેલીની કે અસંભવિત બાબત નથી; અને હું અભિમાન કર્યાં સિવાય કહી શકું છું કે એવું જ્ઞાન મેં પોતે તો પ્રાપ્ત કર્યું છે. મને યાદ છે કે જ્યારે આપણો પ્રથમ પરિચય થયો ત્યારે મારૂં જ્ઞાન જુદા જુદા વિષયમાં કેટલું હોવું જોઇએ તેનું માપ કાઢવાનો તમે પ્રયત્ન કર્યો હતો."

"હા," મેં હસતાં હસતાં જવાબ આપ્યો: "મને પણ એ એક વિચિત્ર ધૂન લાગી હતી." એમ કહીને મેં જે યાદી તેના જ્ઞાનના સંબંધમાં કરી હતી તેને લગતી મારા સ્મરણમાં રહેલી હકી-

---

* બેરન જયોર્જ કયુવીઅર સુપ્રસિદ્ધ નવીન શારીરશાસ્ત્રવેત્તા હતો. તેનો જન્મ સને ૧૭૬૯ માં થયો હતો. તેને પારિસ તરફથી આમંત્રણ થયું હતું. ત્યાં પ્રારંભમાં તે સેંટ્રલ સ્કૂલમાં દાખલ થયો હતો. સને ૧૮૦૦ માં તેની નિમણુંક 'કોલેજ ડી ફ્રાન્સ'માં થઇ હતી. સને ૧૮૩૨ માં તે મૃત્યુ પામ્યો હતો. તેણે શારીરશાસ્ત્રના સંબંધમાં ઘણાં પુસ્તકો લખ્યાં છે.

કત તેને જણાવી. ' ચમત્કારિક ખૂન ' ને લગતું હોમ્સના પરાક્રમનું પ્રથમ પુસ્તક મેં લખેલું છે, તેમાં એ યાદી આપેલી હોવાથી તે અત્ર પુનઃ આપવાની હું જરૂર જોતા નથી.

હોમ્સ બોલ્યો: " અગાઉ મેં તમને કહ્યું હતું અને અત્યારે પણ હું પુનઃ કહું છું કે દરેક માણસે પોતાના મગજરૂપી ખંડને માત્ર જે ફરનીચરનો તેને ચાલુ ઉપયોગ કરવાનો હોય તેનાથી જ ભરેલો રાખવો, જ્યારે બીજું ફરનીચર તેણે પોતાની પુસ્તકશાળામાં રાખી મૂકવું. એટલે જો તે ફરનીચરની કદાચ જરૂર પડે તો તે ત્યાંથી મેળવી શકે. હવે આજે જે કેસ આપણી સન્મુખ રજુ થયો છે તેના સંબંધમાં આપણી પાસે જે સાધનો હોય તે તમામનો ઉપયોગ કરવાની જરૂર પડે તેમ છે. માટે મહેરબાની કરીને ' અમેરિકન એન્સાઇકલો પીડીઆના ' ના ' કે. ' અક્ષરનું વોલ્યુમ તમારી પાછળ અભેરાઈ ઉપર પડેલું છે તે મને આપો. ઉપકાર થયો, હવે આપણે પરિસ્થતિનો વિચાર કરીએ અને જોઇએ કે એમાંથી કશું તારતમ્ય મળી આવે છે! પ્રથમ આપણે એટલું તો ચોક્કસ સમજી શકીશું કે કર્નલ ઓપનશોને અમેરિકા છોડવાનું ઘણું જ મજબૂત કારણ હોવું જોઇએ. એ વખતે તેની જેટલી ઉમર હતી તેટલી ઉમરનો મનુષ્ય ઇંગ્લાંડના એકાંતિક ગામના મોહમાં પડીને અમેરિકાના ફ્લોરીડા ગામનો આનંદપ્રદ વસવાટ છોડી દેવાનું પસંદ કરે નહિ. વળી અહીં પણ તે એકાંતમાં જ રહેવાનું પસંદ કરતો હતો. એ પરથી સૂચન થઇ શકે છે કે તે કોઇ મનુષ્ય અથવા કોઇ વસ્તુથી ડરતો હોવો જોઇએ. ત્યારે હવે આપણે એવા નિશ્ચય ઉપર આવી શકીશું કે તે કોઇ મનુષ્ય અથવા કોઇ વસ્તુથી ડરતો હોવાને લીધે તેણે અમેરિકા અનિચ્છાપૂર્વક છોડયું હતું. તેને શી બાબતનો

ભય હતો એ તો તેને તથા તેના ભાઇ અને ભત્રીજાને મળેલા પત્રોનો વિચાર કરતાં પણ આપણે શોધી શકીએ તેમ છીએ. એ પત્રો ઉપરની ટપાલની છાપ તમારા ધ્યાનમાં રહી છે ?"

"હા, પહેલા પત્ર ઉપર પોન્ડીચેરીની, બીજા ઉપર ડંડીની અને ત્રીજા ઉપર લંડનની છાપ હતી."

"લંડનની નહિ પણ પૂર્વ લંડનની. એ ઉપરથી તમે શું તારણ કાઢી શકો છો ?"

"એ ત્રણે બંદરો હોવાથી મને એમ લાગે છે કે પત્ર મોકલનાર કોઇ વહાણવટી હોવો જોઇએ." મેં જણાવ્યું.

"શાહબાસ ! આપણને એટલો મુદ્દો તો હાથ લાગ્યો છે. એ પત્રો લખનાર કોઈ વહાણવટી હોવાનો મજબૂત સંભવ છે, એ બાબતમાં તો કશો પણ શક નથી. હવે બીજા મુદ્દાનો વિચાર કરીએ. પોન્ડીચેરીના કેસમાં પત્રદ્વારા આપેલી ધમકી અને કર્નલ ઓપનશોના થયેલા ખૂનની વચ્ચે સાત અઠવાડિયાં પસાર થયાં ત્યારે ડંડીથી આવેલા પત્ર બાદ ત્રણ કે ચાર દિવસમાં જ એ કૃત્ય થયું હતું. એ ઉપરથી તમને કશી કલ્પના સૂઝે છે ખરી ?"

"હું તો એટલી જ કલ્પના કરી શકું છું કે જેટલું અંતર કાપવું પડયું તેટલો સમય લાગવો જોઇએ."

"પણ એમ તો કાગળને પણ તેટલું જ અંતર કાપવાનું હતું !" હોમ્સે કહ્યું.

"ત્યારે એમાં શો મુદ્દો હશે તે હું સમજી શકતો નથી."

"હું તો એપરથી એવી કલ્પના કરૂં છું કે જે વહાણમાં આ પત્ર મોકલનાર માણસ કે માણસો છે તે શઢની મદદથી ચાલતું

વહાણુ હોવું જોઇએ. મને એમ લાગે છે કે તેઓ પોતાનો ઉદ્દેશ સિદ્ધ કરવાને નિકળતાં પહેલાં એ વિચિત્ર ચેતવણી આપતા હોવા જોઇએ. હવે તમે ડંડીથી આવેલી ચેતવણી પછી ત્વરાથી એ કૃત્ય થવા પામ્યું તેનું કારણુ સમજી શકશો. જો તેઓ પોન્ડીચેરીથી સ્ટીમરમાં આવ્યા હોત તો તો લગભગ તેમણે મોકલેલા કાગળની સાથે જ પહોંચ્યા હોત; પરંતુ એ બનાવને સાત અઠવાડિયાં લાગ્યાં છે. હું ધારૂં છું કે મેલબોટ અને શઢવાળા વહાણની ગતિમાં રહેલો ફરક એ સાત અઠવાડિયાંની ઢીલ સિદ્ધ કરે છે અને પત્રનો લેખક એ વહાણુમાં જ હોવો જોઇએ."

"એ સંભવિત છે."

"સંભવિત છે એમ નહિ. એમ જ બનેલું હોવું જોઇએ. એ પરથી આ નવીન કેસની ગંભીરતા તથા ઓપનશોને સાવચેત રહેવાની સૂચના કરવાનો મારો ઉદ્દેશ તમે સમજી શકયા હશો. આગલા બે કેસોમાં આપણે જોયું છે કે પત્રના લેખકે પોતાની તથા તે પત્ર જેના ઉપર મોકલ્યો હતો તેની વચ્ચેનું અંતર કાપ્યા પછી જરી પણ ઢીલ કર્યા સિવાય આઘાત કરેલો છે. પણ આ પત્ર તો લંડનમાંથી જ પોસ્ટ થયેલો છે. તેથી આ વખતે એ કાર્ય થવામાં જરી પણ વિલંબ થશે એવી કલ્પના આપણે કરી શકીએ તેમ નથી."

"પણ આ પ્રમાણે ખૂન કરવાનું પત્રના લેખકને શું કારણુ હશે?" મેં પ્રશ્ન કર્યો.

"જે પત્રો ઓપનશો પાસે હતા તે આ વહાણુમાં સફર કરનાર મનુષ્ય કે મનુષ્યોને અત્યંત અગત્યના હોવા જોઇએ. મારી ખાત્રી છે કે એ વહાણુમાં એક કરતાં વધારે મનુષ્યો હોવા જોઇએ. કેમકે કોરોનરની જ્યુરીને છેતરી શકાય એવી રીતે કરવામાં આવેલાં

એ ખૂન એક મનુષ્યથી બની શકે નહિ જ. અર્થાત્ તેમાં વધારે મનુષ્યો હોવા જોઇએ; એટલું જ નહિ પરંતુ તેઓ દઢ નિશ્ચયી અને સાધનસંપન્ન પણ હોવા જોઇએ. જે પત્રો મેળવવાનો તેમનો પ્રયત્ન છે તે પત્રોમાં એ લોકોને લગતી માહિતી હોવી જોઇએ. એ ઉપરથી આપણે સમજી શકીએ છીએ કે 'ક. કે. કે.' એ એક મનુષ્યની સંજ્ઞા નહિ પણ એક છૂપી મંડળની સંજ્ઞા હોવી જોઇએ."

"પણ તો પછી એ કઇ મંડળી?"

"તમે કદી પણ-" શેરલોક હોમ્સ મારી તરફ વળીને અતિ મંદ અવાજે બોલ્યો: "તમે કદી પણ 'કયુ કલુકસ કલેન' ના સંબંધમાં સાંભળ્યું નથી?"

"ના, એ નામ આજે તમારી પાસે જ સાંભળ્યું છે."

હોમ્સને જે વોલ્યુમ મેં આપ્યું હતું તેનાં તેણે પાનાં ફેરવવા માંડયાં. "જૂઓ આ રહ્યું," તે બોલ્યો: "'કયુ કલુકસ કલેન-એ નામ રાઇફલનો ઘોડો ચડાવતાં થતા અવાજ ઉપરથી શોધી કાઢવામાં આવ્યું છે. આ ભયંકર ગુપ્ત મંડળ અમેરિકામાં થએલા આંતરયુદ્ધ પછી દક્ષિણ પરગણામાં કેટલાક સિપાહીઓએ સ્થાપ્યું હતું; અને અલ્પ સમયમાં જ તેની શાખાઓ દેશના જુદા જુદા વિભાગમાં-તેમાં ખાસ કરીને ટેનીસી, લુસીઆના, કેરોલીનસ, જ્યોર્જીયા અને ફ્લોરડામાં સ્થપાઇ હતી. એ મંડળની સત્તાનો ઉપયોગ રાજ્યદ્વારી બાબતોમાં અને તેમાંએ ખાસ કરીને સીધી લોકોની તરફદારી કરનારાઓને ત્રાસ આપવામાં તથા જે તે મંડળના હેતુઓની વિરૂદ્ધ થાય તેમનું ખૂન કરવામાં કિંવા તેમને દેશમાંથી હાંકી કાઢવામાં કરવામાં આવતો હતો. એ મંડ-

ળના સભાસદોએ એ જે મનુષ્યને પોતાનું લક્ષ્ય ઠરાવ્યો હોય તેને તેઓ પ્રથમ તેના ઉપર એક વૃક્ષનું પાન કિંવા નારંગી કે કાકડીનાં બીયાં મોકલીને ચેતવણી આપતા. એ ચેતવણી મળતાં તે મંડળના ભોગ થઈ પડેલા મનુષ્યે કાં તો પોતાના આગલા વિચારોમાં ફેરફાર કરવો અથવા તો દેશનો ત્યાગ કરીને ન્હાસી જવું પડતું. જો તેમ નહિ કરતાં તે પોતાની સ્થિતિમાં મક્કમ રહે તો છેવટે તેને માટે મરણ નિશ્ચિત હતું. પરંતુ તે મૃત્યુ પણ નહિ ધારેલી અને વિચિત્ર રીતે આવતું. એ મંડળની તૈયારીઓ એટલી સંપૂર્ણ અને મજબૂત હતી કે કોઈ પણ મનુષ્ય તેની સામે થવાની કિંવા એ મંડળના સભાસદોને પકડી શકવાની હિમ્મત કરી શકતો નહિ, 'યુનાઈટેડ સ્ટેટ્સ' ની સરકાર અને દક્ષિણ વિભાગના ઉંચા વર્ગના લોકોના અતોનાત પ્રયત્ન છતાંયે કેટલાંક વર્ષોપર્યંત તો એ મંડળ સારી રીતે આગળ વધી શકયું હતું; પણ સને ૧૮૬૯ માં એ હીલચાલ એકાએક ભાંગી પડી હતી. જો કે ત્યારપછીથી પણ તે મંડળનું અસ્તિત્વ કોઈ કોઈ સ્થળે છૂટક છૂટક જણાઈ આવ્યું છે."

એ પુસ્તક ટેબલપર મૂકી દઇને હોમ્સ બોલ્યો: "આ પરથી તમે જોઈ શકશો કે જે સાલમાં કર્નલ ઓપનશો એ લોકોના કાગળો લઇને અમેરિકામાંથી ગૂમ થઈ ગયો તે સાલમાં જ આ મંડળની હીલચાલ બંધ પડી જવા પામી હતી. કદાચ ઓપનશો પાસેના પત્રોમાં એ લોકોનાં નામ અને તેમની વિરૂદ્ધ પૂરાવામાં કામ લાગી શકે તેવી વિગતો હોવી જોઇએ. એથી જ્યાંસુધી તે પત્રો પાછા મેળવી ન શકાય ત્યાંસુધી તેઓ શાંતિપૂર્વક સૂઇ શકે નહિ એ દેખીતું છે."

"ત્યારે તો ડાયરીનું જે પાનું આપણા જોવામાં આવ્યું તે–"

"પાનામાં એ મંડળના ભેદને લગતી જ વિગત છે એમ માનવામાં હરકત નથી. એમાં એમ લખ્યું હતું કે અમુક અમુકને બીયાં મોકલ્યાં. તેનો અર્થ એટલો જ કે તે લોકોને મંડળ તરફથી ચેતવણી મોકલી હતી. તેમાંથી બે જણ પલાયન થઇ ગયા અને ત્રીજો માણસ તેમનો ભોગ થઇ પડેલો હોવો જોઇએ. ડૉક્ટર ! આપણે આ અંધકારમાં થોડોક પ્રકાશ નાખી શકીશું. પણ તે દરમિયાન જુવાન ઓપનશોને માટે તો મેં તેને બતાવ્યો છે તે એક જ માર્ગ છે. આજે રાત્રે તો આપણે વિશેષ કશું પણ કરી શકીએ તેમ નથી, તેમજ હવે તમને પણ આ બાબતમાં કશું વિશેષ જણાવવાનું નથી. માટે મારૂં વાયોલીન લાવો. અર્ધો કલાક સુધી આપણે આ ભયાનક પ્રસંગનું વિસ્મરણ કરીને આપણાં મગજને શાંત તથા પ્રફુલ્લ બનાવીએ."

* * * * *

બીજે દિવસે સવારે આકાશ નિરભ્ર હતું. સૂર્યનો ઝાંખો પ્રકાશ આ મહાન્ નગરને દેદીપ્યમાન બનાવી રહ્યો હતો. જ્યારે હું મારા ખંડમાંથી નીચે આવ્યો ત્યારે શેરલોક હોમ્સ નાસ્તો કરતો બેઠો હતો.

"આજે મેં તમારી રાહ ન જોઇ તે માટે મને માફ કરજો." તે બોલ્યો: "મને લાગે છે કે આ જુવાન ઓપનશોના કેસને લગતી માહિતી મેળવવામાં આજે આખો દિવસ મારે રોકાવું પડશે."

"તમે શા પગલાં લેવાના છો ?" મેં પ્રશ્ન કર્યો.

"એ તો મોટે ભાગે મારી પહેલી તપાસના પરિણામ ઉપર આધાર રાખે છે. પણ છેવટે મારે કદાચ હોર્શામ તો જવું પડશે જ."

"તમે સહુથી પહેલાં ત્યાં નહિ જાઓ ?"

ના, મારી તપાસનો આરંભ હું અહીંથી જ કરીશ. ઘંટડી કરો એટલે દાસી તમારા માટે કોફી લાવશે."

મેં ઘંટડી કરી અને દાસી કોફી લઇને આવે ત્યાં સુધી ટેબલ ઉપર પડેલું નવું વર્તમાન પત્ર ઉકેલીને હું વાંચવા લાગ્યો. માર નેત્રો એક ખબરના મથાળા ઉપર ઠર્યાં અને મારા આખા શરીરના રોમ ઊભા થઇ ગયા.

"હોમ્સ !" હું બોલી ઉઠયો: "તમારો પ્રયત્ન નિરર્થક છે."

"ઓહ !" તેનો કપ ટેબલ ઉપર મૂકતો તે બોલ્યો: "મને પણ એ જ ભય હતો. પણ એ કેવી રીતે બન્યું ?" તેણે શાંતિપૂર્વક પ્રસ્તુત શબ્દો ઉચ્ચર્યા હતા; પરંતુ તેના અંતરમાં થતી વેદના હું જોઇ શકયો.

મેં કહ્યું: "આ પત્રમાં ઓપનશોના નામ અને 'વોટર્લુ બ્રીજ પાસે કરૂણાજનક બનાવ' એ મથાળા તરફ મારૂં ધ્યાન ખેંચાયું હતું. તેમાં આ પ્રમાણે લખ્યું છે; સાંભળો: 'ગઇ રાત્રે નવ અને દશ વાગ્યાની વચ્ચે વોટર્લુ બ્રીજ પાસે 'એચ.' વિભાગનો પોલિસ-કોન્સ્ટેબલ કૂક પહેરા ઉપર હતો. તેણે મદદ માટેની બૂમ તથા પાણીમાં કોઇ પડયું હોય એવો અવાજ સાંભળ્યો. રાત્રીએ તદ્દન અંધકાર હતો અને તોફાન સખત હતું. એથી એ પૂલપર થઇને પસાર થતા કેટલાક મનુષ્યોની મદદ મળવા છતાંયે નદીમાં પડેલા મનુષ્યનો બચાવ થઇ શકયો નહિં. પરંતુ પોલિસે મછવા.ની સહાયથી નદીમાં જઇને મૃત મનુષ્યના શબને મેળવ્યું છે. એ માણસ દેખાવે યુવાન અને ગૃહસ્થ જેવો લાગતો હતો. તેના ગજવામાંથી મળી આવેલા એક કવર ઉપરથી માલૂમ પડે છે કે તેનું નામ જહોન ઓપનશો હતું તથા તે હોર્શામ

પાસે રહેતો હતો. એવું અનુમાન કરવામાં આવે છે કે તે વોટર્લુ સ્ટેશનથી પોતાને ગામ જવા માટે ઉપડતી પહેલી ટ્રેનમાં જવાના ઇરાદાથી ત્વરાથી ચાલતો હોવો જોઇએ. તેની ત્વરામાં તથા અત્યંત અંધકારને લીધે રસ્તો ચૂકી જવાને લીધે તે નદીમાં અકસ્માત પડી ગયે l હોવો જોઇએ. તેના શરીરપરથી તેના ઉપર કશો જોર-જૂલ્મ થયો હોય એવું જણાતું નથી. તે મનુષ્ય અકસ્માતનો જ ભોગ થઈ પડેલો હોય એમ લાગે છે. અમે સત્તાવાળાઓને સૂચના કરીએ છીએ કે તેમણે નદીની બાજુએ ઘાટ ઉપર ઉંચી પાળ બાં-ધવાની તજવીજ કરવી જોઇએ."

કેટલીક મીનિટો સુધી અમે બન્ને મૌન રહ્યા. હોમ્સને આજના જેટલો શોકાતુર અને ચિંતાયુક્ત મેં કદી પણ જોયો ન હતો.

"વોટસન ! આ બનાવે મારા અભિમાનને મોટો આઘાત કર્યો છે." છેવટે મૌનનો ભંગ કરતાં તેણે કહ્યું: "હવે આ બાબતમાં મારો અંગત સવાલ ઉપસ્થિત થયો છે અને જો ઇશ્વર મને નિરોગી રાખશે તો એ બદમાશોની ટોળીને સપડાવ્યા સિવાય હું કદી પણ રહીશ નહિ. હાય ! એ બિચારો યુવાન મનુષ્ય મારી મદદ માટે આવ્યો તેને મેં જ મૃત્યુમુખમાં હડસેલ્યો !" તે ખુરસીપરથી સફાળો ઊભો થયો અને ઓરડામાં આમતેમ આંટા મારવા લાગ્યો. તેનું મન અત્યંત ઉશ્કેરાઇ ગયું હતું. તેના ખરબચડા ગાલ ઉપર રતાશ ધાઈ આવી હતી અને તે પોતાના બે હાથના આંકડા ભીડતો તથા પુનઃ જોરથી છોડી નાખતો હતો.

"એ લોકો બદમાશ શયતાન હોવા જોઇએ" છેવટે તે બોલ્યો: "પણ એ લોકોએ તેને એ સ્થળે કેવી રીતે શોધી કાઢયો હશે ? કેમકે વહાણોને કાંઇ એ બાજુએ લાંગરવામાં આવતાં નથી.

વળી પૂલ ઉપર પણ એ વખતે પુષ્કળ માણસો હોવાનો સંભવ હતો ! ગમે તેમ હોય પણ વોટસન ! હવે આપણે જોઇએ છીએ કે આખરે કોણ જીતે છે ! વારૂ હું હવે બહાર જાઉં છું. ”

“ પોલિસચોકીપર જશો ? ”

“ ના, પોલિસનું કામ હું પોતે જ કરીશ. હું જ્યારે મારી જાળ વણીને તૈયાર કરીશ, ત્યારપછીજ તેમાં સપડાયેલી માંખોને પકડવાની પોલિસને તક આપીશ. ત્યાંસુધી તો નહિ જ. ”

આખો દિવસ હું પણ મારા ધંધાને લગતા કાર્યમાં રોકાયેલો રહ્યો હતો. જ્યારે હું બેકરસ્ટ્રીટમાં પાછો ફર્યો ત્યારે રાત્રી પડી ગઈ હતી. શેરલોક હોમ્સ હજી પાછો આવ્યો ન હતો. જ્યારે તે આવ્યો ત્યારે રાત્રીના દશ વાગી ગયા હતા. તે ફીક્કો અને કંટાળેલો દેખાતો હતો. તે ટેબલ પાસે આવ્યો અને એક રોટલાનો કકડો ભાંગીને એકદમ ચાવવા મંડી પડયો.

“ તમે ભૂખ્યા જણાઓ છો ? ” તેનો એ દેખાવ જોઇને મેં પૂછ્યું

“ અરે સ્હવારે નાસ્તો કર્યા પછી અત્યારસુધીમાં કશું પણ મેં ખાધું નથી-ખાવાનું મને સ્મરણ જ થયું નહિ. ”

“ કશું પણ નહિ ? ”

“ બીસ્કીટનો એક ટુકડો પણ નહિ. એ સંબંધી વિચાર કરવાનો મને વખંત જ ન હતો. ”

“ પણ તમને તમારા પ્રયત્નમાં ફતેહ મળી ? ”

“ હા. ” તે હસ્યો અને બોલ્યો.

“ કશો મુદ્દો હાથ લાગ્યો છે ? ”

" એ લોકો મારા પંજામાં સપડાઈ ચૂક્યા છે એમ કહું તો પણ ચાલે. જહોન ઓપનશોના ખૂનનું વેર વસુલ થયા સિવાય રહેશે નહિ. વોટસન ! આપણે પણ એ લોકો ઉપર તેમના જેવી જ યુક્તિ અજમાવીએ તો કેમ ? "

" એટલે ? તમારા કહેવાનો ભાવાર્થ હું સમજી શકતો નથી. "

તેણે કબાટમાંથી એક નારંગી કાઢી અને ઉપરનું છોતરૂં ઉખાડીને તેમાંથી બીયાં કાઢીને ટેબલ ઉપર મૂક્યાં. તેમાંથી પાંચ બીયાં લઈને તેણે એક કવરમાં નાખ્યાં. કવરના ઢાંકણાની અંદરના ભાગમાં 'એસ. એચ. ( શે. હો. ) તરફથી જે. ઓ. 'ને એ પ્રમાણે લખીને કવર બંધ કરી દીધું અને તેના ઉપર 'કેપ્ટન જેમ્સ કલેહાઉન, 'લોન સ્ટાર' વહાણ—સેવાના—જ્યોર્જીઆ.' એ પ્રમાણે શરનામું કર્યું. પછી તે બોલ્યો: "આ પત્ર તેને સેવાનામાં મળશે. એથી એક રાત્રી તો તેને બિલકુલ નિદ્રા આવશે નહિ. જેમ ઓપનશોને પોતાના ભવિષ્યની ચિંતા થઈ હતી, તે જ પ્રમાણે આ કેપ્ટનને પણ થશે."

" પણ કેપ્ટન કલેહાઉન કોણ છે ? "

" આ ટોળીનો નાયક. બીજાઓને પણ હું પકડીશ. પરંતુ પ્રથમ આ મનુષ્ય, પછી બીજાની વાત. "

" તમે એ લોકોને કેવી રીતે શોધી શક્યા ? "

" તેણે પોતાના ગજવામાંથી એક મોટો કાગળ કાઢ્યો. તે આખો કાગળ તારીખો અને નામોથી ભરેલો હતો.

તેણે કહ્યું: " સને ૧૮૮૩ ના જાન્યુઆરી અને ફેબ્રુઆરી માસમાં જે જે વહાણ પોન્ડીચેરી બંદરમાં આવ્યાં હતાં અને ત્યાંથી ઉપડયાં હતાં એ દરેકની મેં લોઈડ કંપનીના રજીસ્ટરમાંથી અને બીજા પત્રોમાંથી તપાસ કરી હતી. એ મહિનાઓમાં ત્યાં ૩૬ વહાણો

આવ્યાં હતાં. પણ તેમાંથી 'લોન સ્ટાર' નામ તરફ મારૂં લક્ષ આકર્ષાયું. કેમકે એક તો ત્યાંથી લંડન જવાને ઉપડયું એવું તેમાં નોંધ્યું હતું અને વળી તે જ નામનું એક પરગણું યુનાઇટેડ સ્ટેટ્સમાં છે. એ ઉપરથી હું એટલી તો કલ્પના કરી શકયો કે આ વહાણુ અમેરિકાનું છે."

"વારૂ, પછી?"

"ત્યારપછી મેં ડંડીનું રજીસ્ટર તપાસ્યું; અને જ્યારે તેમાં પણ 'લોન સ્ટાર' નું નામ મારા જોવામાં આવ્યું એટલે મારી શંકા દૃઢ થઇ. ત્યારબાદ હાલમાં લંડનના બંદરમાં પડેલાં વહાણોના સંબંધમાં મેં તપાસ કરી."

"એમ?"

"હા, 'લોન સ્ટાર' વહાણુ ગયા અઠવાડિયામાં અહીં આવેલું છે. હું આલ્બર્ટ ડોક ઉપર ગયો તો ત્યાં તપાસ કરતાં મને માલૂમ પડયું કે આજે સ્હવારે જ નદીમાં ભરતી આવવાથી તે સેવાના જવાને માટે ઉપડી ગયું છે. મેં ગ્રેવસેન્ડ તાર કર્યો તો તેના જવાબમાં મને જણાવવામાં આવ્યું કે થોડાક સમય પહેલાં તે વહાણુ ત્યાંથી પસાર થઈ ગયું છે અને પવન પૂર્વ તરફનો હોવાથી તેણે ગૂડવીનને પણ પસાર કરી દીધું હશે. અત્યારે તે વાઈટના બેટથી બહુ દૂર નહિ હોય."

"ત્યારે હવે તમે શું કરવા ધારો છો?"

"અરે! હવે તેઓ મારા પંજામાં છે. મને જણાવવામાં આવ્યું છે કે એ વહાણુપર કેપ્ટન તથા તેના બે માલકમ માત્ર અમેરિકાના વતની છે. બીજા ખલાસીઓ ફીનલાંડના અને જર્મનીના છે. વળી તપાસ કરતાં એમ પણ જણાયું છે કે ગઇ કાલે રાત્રે એ ત્રણે અ-

મેરિકન વહાણ છોડીને ક્યાંય બહાર ગયા હતા. વહાણમાં માલ ભરનાર એક મજુર પાસેથી એ મારા જાણવામાં આવ્યું હતું તેમનું વહાણ સેવાના પહોંચશે તે પહેલાં તો મેલ સ્ટીમર આ કાગળ ત્યાં પહોંચાડી દેશે. વળી ત્યાંની પોલિસને પણ ખબર તારથી આપી દીધી છે કે આ ત્રનુ ગૃહસ્થો ઉપર ખૂનનો આરોપ છે, માટે તેમને પકડી લેહેજ કરીને એકદમ અહીં મોકલી આપવા."

પરંતુ મનુષ્યની તમામ ધારણા કાંઇ પાર પડવી જ જોઇએ એવો નિયમ નથી. જોહોન ઓપનશોના ખૂનીઓને નારંગીનાં બીયાંવાળું કવર મળ્યું હોત તો તેમને લાગત કે શેરને માથે સવાશેર છે. પરંતુ તે તેમને મળી શક્યું જ નહિ કેમકે એ વર્ષમાં દરિયાઈ તોફાનો ઘણાં સખ્ત અને પુષ્કળ થયાં હતાં. અમે સેવાના તરફથી 'લોન સ્ટાર' ના સમાચાર માટે ઘણો સમય રાહ જોઇ. પણ અમને એ સંબંધમાં કશા પણ સમાચાર મળ્યા નહિ. કેટલાક દિવસો પછી અમારા સાંભળવામાં આવ્યું હતું કે આટલાંટિક મહાસાગરમાં મધ્ય દરિયે એક વહાણનો ઉપલો ભાગ તરતો દેખાતો હતો; તેના ઉપર 'લો. સ્ટા.' અક્ષરો લખેલા હતા. એ ઉપરથી અમે સમજી ગયા કે પરમેશ્વરે પોતે જ જોહોન ઓપનશો તથા તેના બાપ અને કાકાના ખૂનીઓને સજા કરેલી હોવી જોઇએ.

---

# નિર્દોષ ખૂની !

સેંટ જ્યોર્જીસની થી[illegible]જીકલ કોલેજના પ્રિન્સિપાલ મર્હુમ ઇલીઆસ વ્હીટની ડી. ડી. ના ભાઈ ઇસા વ્હીટનાને અફીણનું વ્યસન અત્યંત લાગુ પડયું હતું. મારા સમજવા મુજબ જ્યારે તે કોલેજમાં અભ્યાસ કરતો હતો ત્યારથી એ ટેવ તેને લાગુ પડી હતી. 'ડીકવીન્સે' એ પોતાનાં રમણીય સ્વપ્ન અને ચમત્કારિક લાગણીનું કરેલું વર્ણન ઈસાના વાંચવામાં આવેલું. એપરથી તેવાં સ્વપ્ન અને લાગણીનો સ્વતઃ અનુભવ કરવાના ઉદ્દેશથી પ્રારંભમાં તેણે તંબાકુની સાથે 'લોડેનમ' ભેળવીને તે પીવાનો પ્રારંભ કર્યો. કોઈ પણ નશાકારક પદાર્થના પંજામાંથી દૂર થવા કરતાં તેનો ઉપભોગ કરવાની ટેવ પાડવાનું કાર્ય સહેલું છે. એ રીતે ઘણાં વર્ષોથી તે નશાનો ગુલામ બની ગયો હતો. તેની એ સ્થિતિ તેના મિત્રો અને આપ્તજનોને ત્રાસ ઉપજાવનારી થઇ પડી હતી. અત્યારે પણ હું મારી કલ્પના દૃષ્ટિથી તેને મારી સામે ખૂરસીપર વાંકો વળીને બેઠેલો જોઈ શકું છું. હાય ! એક ઉચ્ચ કુટુંબના દેખાવડા અને મજબૂત બાંધાના મનુષ્યની કેટલી દુર્દશા ! તેનો પીળો અને ફીક્કો ચ્હેરો, અર્ધ મીંચેલી પાંપણો અને ફીક્કા ડોળા ખરેખર, તેના ઉપર દયા ઉપજાવતાં હતાં !

સને ૧૮૬૯ ના જુન માસની એક રાત્રીએ અમે સૂવાની તૈયારી કરતાં હતાં તે વખતે મારા મકાનમાં ઘંટડીનો અવાજ સંભળાયો. હું ખૂરસીમાં અઢેલાઇને બેઠો હતો ત્યાં એ અવાજ સાંભળીને ટટ્ટાર બન્યો. મારી પત્ની તેનું ફરાક શિવતી હતી, તેણે પણ પોતાનું

કામ છોડી દીધું. તેના ચ્હેરાપર કંટાળો સ્પષ્ટ થયો હતો.

"કોઈ દરદી હશે." તે બોલી: "આટલી મોડી રાત્રે પાછું તમારે બહાર જવું પડશે !"

મેં પણ એક કંટાળાભરેલો નિઃશ્વાસ નાખ્યો. કેમકે તે દિવસે મારે એટલું બધું કામ કરવું પડ્યું હતું કે હું બિલકુલ થાકી ગયો હતો.

અમારૂં મુખ્ય દ્વાર ખૂલ્યાનો અવાજ સંભળાયો. ત્યારપછી કોઈ ઉતાવળે બોલતું હોય એવો અવાજ અને પગથીયાં ઉપર કોઇનાં પગલાંનો અવાજ અમારા સાંભળવામાં આવ્યો. અમારા ખંડનું દ્વાર ખૂલ્યું અને એક સ્ત્રીએ અંદર પ્રવેશ કર્યો. તેણે શ્યામ વસ્ત્રો ધારણ કર્યાં હતાં તથા કાળા બુરખાને મુખ ઉપર ધારણ કર્યો હતો.

"આટલી મોડી રાત્રે તમને તસ્દી આપવા માટે હું તમારી માફી માગું છું." તેણે પ્રારંભ કર્યો. પણ વધુ તે બોલી શકી નહિ. તે શોકાતુર ચ્હેરે આગળ ધસીને જે કોચ ઉપર મારી પત્ની બેઠી હતી ત્યાં બેસી ગઈ અને મારી સ્ત્રીના ખભા ઉપર પોતાનું મસ્તક નાખી દઇને ડૂસકાં ભરવા લાગી. "અહા ! હું અત્યંત ઉપાધિમાં છું." તે બોલી: "મારે તમારી સ્વલ્પ મદદની જરૂર છે."

"કોણ ?" મારી સ્ત્રીએ તેનો બુરખો મ્હોંપરથી દૂર કરતાં કહ્યું: "કોણ ? કેઈટ વ્હીટની ! કેઇટ–કેથેરાઇન ! તેં મને કેટલી બધી ગભરાવી મેલી ? જ્યારે તું ઓરડામાં દાખલ થઇ ત્યારે તો હું તને ઓળખી પણ શકી નહિ !"

"શું કરવું એ નહિ સમજી શકવાથી હું સીધી તારી પાસે આવી છું !" તે બોલી. વાત પણ ખરી હતી. મારી પત્નીનાં સંબંધીઓ જ્યારે મુશ્કેલીમાં આવી પડતાં ત્યારે મુશ્કેલીમાં આવી પડેલાં પક્ષીઓ જેમ દીવાદાંડીનો આશ્રય લે છે તેમ તેઓ મારી પ-

ત્નીનો આશ્રય શોધતાં આવતાં.

" મારી પાસે આવી એ તેં બહુ સારૂ કર્યું. પણ પ્રથમ તું થોડોક દ્રાક્ષાસવ લે અને શાંત થા. પછી તારી ઉપાધિને લગતી તમામ હકીકત અમને જણાવ, અથવા જો તારી ઇચ્છા હોય તો હું જેમ્સને ( મને ) તેમના શયનગૃહમાં જવાને કહું. "

" ના ના, ડાકડરની મદદ અને સલાહની તો ખાસ જરૂર છે. ઉપાધિ ઇસાને લગતી જ છે. આજ બે દિવસથી તે ઘેર આવ્યા નથી. મને તેમના સંબંધમાં ઘણી જ ચિંતા થયા કરે છે. "

તેના પતિના સંબંધમાં આ કાંઈ પ્રથમ જ વાર તેણે અમને જણાવ્યું ન હતું. મારી પત્ની અને તેણે એક જ શાળામાં અભ્યાસ કરેલો હોવાથી તેમની વચ્ચે મૈત્રી હતી. એટલે તેને તેમજ હું ડોકટર હોવાથી મને પણ પોતાના પતિના વ્યસનને લગતી હકીકત તેણે અનેક વાર જણાવી હતી. અમે મીઠા શબ્દો વડે તેને આશ્વાસન આપીને શાંત કરી. તેનો પતિ અત્યારે કયાં હતો એ તેના જાણવામાં હતું ? અમે તેના પતિને પુનઃ તેની પાસે લાવી શકીએ એ સંભવિત હતું ?

હા, એ સંભવિત હતું. તેણે પક્કે પાયે એના ખબર મેળવ્યા હતા કે કેટલાક સમય થયાં તેનો વર શહેરના પૂર્વ તરફના ભાગમાં આવેલા એક માદકગૃહની મુલાકાત લેતો હતો. અત્યાર સુધી તો તે એ માદકગૃહમાં વધુમાં વધુ એક દિવસ રોકાતો અને રાત્રીએ લથડીયા ખાતો નશામાં ચકચૂર બનીને ઘેર આવતો, પણ આ વખતે તો અડતાલીશ કલાક પસાર થઇ ગયા છતાં પણ તે મકાને પાછો ફર્યો ન હતો. એટલે ચોક્કસ તે એ માદકગૃહમાં અફીણ પીતો વા તેના નશામાં ઘોરતો પડેલો હોવો જોઇએ. કેથેરાઈનની ખાત્રી

હતી કે સ્વેન્ડામ ગલીમાં આવેલા ' સુવર્ણ મંદિર ' નામના માદક-
ગૃહમાં તેનો પત્તો લાગી શકે તેમ હતું પણ કેથેરાઇન શું કરી
શકે ? ગમે તેમ તોયે એક સ્ત્રી જાત-જુવાન અને નિર્બળ ! એ
પેલા નશાખોરોના સમુદ્રમાં કેવી રીતે જઇ શકે ? અને પોતાના
પતિને એ અદમ શોની વચ્ચેથી કેવી રીતે લાવી શકે ?

આ પ્રમાણે વસ્તુસ્થિતિ હતી, અને અલબત તેમાં માત્ર
એકજ માર્ગ હતો. હું કેથેરાઇનને મારી સાથે તેડી જઇ ન શકું ?
પણ પછી તુરતજ મારો વિચાર બદલાયો. કેથેરાઇનને મારી સાથે
શા માટે લઇ જવી જોઇએ ? હું ઇસાનો તબીબી સલાહકાર છું.
એટલે મારા કથનની અસર તેના ઉપર થઇ શકશે. અર્થાત્ જો હું
એકલો હોઇશ તો વધારે સારી રીતે આ કાર્ય પૂર્ણ કરી શકીશ.
એમ વિચાર કરીને મેં કેથેરાઇને વચન આપ્યું કે જો તેણે જણા-
વેલા સ્થળે જ તેના વરનો પત્તો લાગશે તો બે કલાકની અંદર જ
હું તેને ગાડીમાં બેસારીને ઘેર પહોંચાડી દઇશ. એમ કહીને દશ
મીનિટમાં જ હું કપડાં પહેરીને તૈયાર થઇ ગયો અને મકાનમાંથી
બહાર નિકળી એક ભાડુતી ગાડીમાં બેસી ને આ વિચિત્ર કાર્યને
પૂર્ણ કરવાને સ્વેન્ડામગલી તરફ જવાને નિકળ્યો. પણ ભવિષ્યના
ભેદનો પાર કોણ પામી શકયું છે ? ત્યાં મને શા ચમત્કારનો અનુ-
ભવ થવાનો છે તે અત્યારથી કેમ કહી શકાય ?

જો કે ત્યાં પહોંચવામાં અને ઇસા વ્હોટની શોધી કાઢવામાં
મને વિશેષ શ્રમ પડયો નહિ. સ્વેન્ડામ ગલી લંડન બ્રીજથી પૂર્વ
તરફ ટેમ્સ નદીની ઉત્તર બાજુએ આવેલા ડક્કાઓની પાછળના
ભાગમાં આવેલી છે. તે સાંકડી અને ગંદા દેખાવની છે. જે ' સુવ-

ણું મંદિર ' ની હું શોધમાં હતો તે એક ભઠીયારાની દુકાન અને દારૂના પીઠાની વચ્ચે મારા જોવામાં આવ્યું. મારા ગાડીવાળાને ત્યાં થોભવાનું કહીને હું એ માદકગૃહમાં દાખલ થયો. તેના ઓટલાનાં પગથીયાં ભીનાં અને ઘસાઈ ગયેલાં હતાં. બારણા ઉપર એક ઝાંખો દીવો બળતો હતો. તેના પ્રકાશથી મેં આગળીયા ખોલ્યો અને અંદર પ્રવેશ કર્યો. અંદરનો ખંડ લાંબો અને સાંકડો હતો. તે અફીણના ગીચ તથા ભૂરા ધૂમ્રથી છવાઈ રહ્યો હતો. તેની બન્ને બાજુએ લાકડાનાં બિછાનાં હતાં. ધૂમાડાને લીધે તે બિછાનાં ઉપર પડેલા મનુષ્યોના ચ્હેરા સ્પષ્ટપણે જોઇ શકાય તેમ ન હતું. કેટલાક તે બિછાનાપર ટુંટીઆ વાળીને પડયા હતા તો કેટલાક ઓશીકાને ઉંચું કરીને તેને અઢેલીને બેઠા હતા. તેમનાં નેત્રો અર્ધ વિંચેલા હતા અને અંદરથી તેમના ડોળા નવીન આગતુક તરફ વેધાઇ રહેલા દૃષ્ટિગોચર થતા હતા. મોટી ચલમો હતી. એ ચલમોની અંદર બળતા અફીણનો પ્રકાશ ઘડીમાં ચળકતો તો ઘડીમાં ઝાંખો પડી જતો દેખાતો હતો. કેટલાક શાંતપણે પડયા રહ્યા હતા જ્યારે બીજા કેટલાક મનમાં બડબડયા કરતા હતા અથવા તો પોતાના સાથીઓની સાથે ધીમા અવાજે વાતો કરવામાં મશગુલ બની ગયા હતા. ખૂબી તો એ હતી કે એમ વાતો કરતાં વચ્ચે અચબૂચ તેઓ સ્થંભી જતા અને પોતાના પાડોશીના શબ્દને સાંભળવાની દરકાર કર્યા સિવાય મનોગત વિચારમાં મશગુલ બની જતા હતા. આગળ વધતાં એક પીતળની ન્હાની શઘડી મારા જોવામાં આવી. તેમાં કોલસા બળતા હતા. તે શઘડી પાસે એક ત્રણ પાયાના સ્ટૂલ ઉપર એક ઉંચો, પાતળો વૃદ્ધ મનુષ્ય બેઠો હતો. તેણે પોતાના ઢીંચણ ઉપર હાથ અને હાથ ઉપર પોતાનું મ્હોં ટેકાવેલું હતું અને તે

શગડીમાં બળતા કોલસાના પ્રકાશ તરફ સ્થિર દૃષ્ટિ કરીને જોઈ રહ્યો હતો.

મને ત્યાં આવેલો જોઈને એક મલાકા દેશનો રહેવાસી જેમાં નોકર હતો તે એક હાથમાં હુક્કો તથા બીજા હાથમાં માદક પદાર્થ લઈને મારી સામે આવ્યો અને નેત્રસંકેતથી તેણે મને એક ખાલી બિછાનું બતાવ્યું.

"તમારો આભાર માનું છું. પણ અહીં રોકાવાની મારી ઇચ્છા નથી." મેં કહ્યુઃ "અહીંઆ ઇસા વ્હીટની નામના મારા એક સ્નેહી છે, તેમને હું મળવા માગું છું."

મારી જમણી બાજુના બિછાનામાં કશીક હીલચાલ થતી જોવામાં આવી. ઝાંખા પ્રકાશમાં મેં એ તરફ દૃષ્ટિ કરી તો જેને માટે હું આવ્યો હતો તે વ્હીટની મારી નજરે પડયો. તેનો ચહેરો ફીકો અને શબવત્ લાગતો હતો. તે એકીટસે મારી સામે જોઈ રહ્યો હતો.

"આ શું ? વોટસન અહીં કયાંથી ?" તે બોલ્યો. તેના મગજ ઉપર અફીણના નશાની સંપૂર્ણ અસર થઇ ચૂકી હતી! અને તેના મજ્જાતંતુ નિઃસ્તબ્ધ બની ગયા હતા. "પણ વોટસન ! અત્યારે કેટલા વાગ્યા હશે ?" તેણે પૂછ્યું.

"લગભગ અગીયાર."

"આજે કયો દિવસ થયો ?"

"શુક્રવાર, જુન માસની ૧૯ મી તારીખ."

"શું કહ્યું ? હું તો ધારતો હતો કે આજે બુધવાર છે ! હા હા, બુધવારજ તમે મારી મશ્કરી કરતા લાગો છો !" તે બોલ્યો. તેને

મારા કથનમાં વિશ્વાસ આવ્યો ન હતો; એ સ્પષ્ટ થતું હતું.

"હું મશ્કરી નથી કરતો–ખરૂં જ કહું છું કે આજે શુક્રવાર થયો છે. તમારી પત્ની બે દિવસ થયા તમારી ચિંતામાં અર્ધી થઈ ગઇ છે! ખરેખર તમારે શરમાવું જોઇએ."

"હા, મને પણ અત્યંત દિલગીરી થાય છે પણ લાચાર છું, દોસ્ત વોટસન! વ્યસન બૂરી ચીજ છે. મને તો એમ જ થાય છે કે માત્ર થોડાક કલાક જ હું રહ્યો હોઈશ. માત્ર ત્રણ–ચાર–કે પછી વધારે–મને ચોક્કસ યાદ નથી. વળી મેં એટલી ચલમોનો ઉપયોગ કર્યો હશે. પણ તમારી સાથે હું ઘેર આવીશ. કેઈટ અત્યંત ચિંતાતુર બની ગઈ હશે–તેને ઘણો જ ત્રાસ ઉપજ્યો હશે. હાય! ગરીબ બિચારી કેઇટ! પણ મને જરા બેઠો કરો તો. તમે ગાડીમાં આવ્યા છો ને?"

"હા, ગાડીવાળાને બહાર ઊભા રહેવાની મેં સૂચના કરી છે."

"ત્યારે તો બહુ સારૂ, નહિ તો મારાથી ચાલી શકાય તેમ ન હતું. પણ મારે અહીંનું બીલ ચૂકવવાનું છે. વોટસન! આ દુકાનવાળો મારી પાસે કેટલા પૈસા માગે છે તે નક્કી કરીને તેનો હીસાબ ચૂકવી દ્યો. હું તદ્દન નિસ્તેજ બની ગયો છું–મારી જાતે કશું પણ કરી શકું તેમ નથી."

હું દુકાનનો માલિક જે સ્થળે બેઠો હતો તે સ્થળ તરફ જવા લાગ્યો. જ્યારે પેલી પીતળની શગડી પાસે બેઠેલા ઉંચા માણસ પાસે થઇને હું પસાર થયો તે વખતે કોઇએ એકાએક મારૂં ખમીશ ખેંચ્યું હોય એવો મને ભાસ થયો અને "મારી પાસે થઇને પસાર થાઓ અને પછી પાછળ ફરીને મારી સામે જૂઓ,"

એવો મંદ અવાજ મારા સાંભળવામાં આવ્યો. મેં પાછળ દૃષ્ટિ કરી એ શબ્દો મારી બાજુએ ગૂઝન્ન ઉપર બેઠેલા વૃદ્ધ મનુષ્યના મુખમાંથી જ નિકળેલા હોવા જોઇએ. પરંતુ એ તો અગાઉની માફક જ વિચારમાં મશગુલ બનીને બેઠેલો દૃષ્ટિગોચર થતો હતો. તે શરીર અત્યંત પાતળો, તેનો ચ્હેરો ખડબચડો અને તે વૃદ્ધાવસ્થાને લીધે કમરમાંથી વાંકો વળી ગયેલો લાગતો હતો. તેના હાથમાં હુક્કાની નેળ હતી. હું બે પગલાં આગળ ચાલ્યો. પછી પુનઃ મેં તની સૂચના મુજબ તેની સામે જોયુ. અહા ! કેટલું આશ્ચર્ય! ખરેખર મારા મુખમાંથી એક ચિત્કાર નિકળી ગયો હોત–પણ મહા મુસ્કેલીથી મે મારા મનમાં ઉત્પન્ન થયેલા આશ્ચર્યને દબાવી દીધું. એ વખતે તે એવી રીતે ફરીને બેઠો હતો કે બીજા મનુષ્યની દૃષ્ટિ તેની ઉપર પડી શકે નહિ. માત્ર હું જ તેને જોઇ શકું એમ હતું. તેનો ખડબચડો ચ્હેરો લુપ્ત થઇ ગયો હતો, તેનાં નિસ્તેજ નેત્રો ચમકતાં હતાં, વૃદ્ધાવસ્થાનું ચિહ્ન નાબુદ થઈ ગયું હતું, અને એ શત્રડી પાસે મને આશ્ચર્યચકિત થયેલો જોઇને સ્મિત કરતો એક જુવાન મનુષ્ય બેઠેલો હતો ! પણ એ કોણ ? શેરલોક હોમ્સ–બેકર સ્ટ્રીટનો પ્રખ્યાત ડિટેકિટવ–મારો જીવજાન દોસ્ત ! તેણે નેત્રસંકેતથી મને પોતાની પાસે આવવાની સૂચન કરી અને પુનઃ પોતાનો પૂર્વવત્ કૃત્તિમ દેખાવ ધારણ કરીને તે વૃદ્ધ મનુષ્યના રૂપમાં ફેરવાઈ ગયો.

" હોમ્સ ! " મેં મંદ સ્વરે પ્રશ્ન કર્યોઃ " તમે આ માદકગૃહમાં શા માટે આવ્યા છો ? "

" બહુજ ધીમેથી બોલો. " તેણે કહ્યુંઃ " મારી શ્રવણેન્દ્રિય

તીક્ષ્ણ છે. તમે જો તમારા પેલા અફીણીયા મિત્રથી મુક્ત થઈ શકો તેમ હો તો મારે તમને ઘણીજ અગત્યની હકીકત જણાવવી છે."

"મારી ગાડી બહાર ઊભી છે."

"ત્યારે તો તેને તમારી ગાડીમાં ઘેર મોકલી દ્યો. હવે એના સંબંધમાં વિશેષ ચિંતા કરવાનું કારણ નથી. કેમકે તે એટલો બધો ચકચૂર બની ગયો છે કે ઘેર પહોંચતાં સુધી કશી પણ હીલચાલ કરે એવી ભીતિ નથી. વળી ગાડીવાન સાથે તમારી પત્ની ઉપર પણ એક ચીઠી લખીને જણાવજો કે આજની રાત્રીએ તેને તમારો વિયોગ પડાવનાર વિધાતા અચાનક ઉપસ્થિત થયો છે! પછી પાંચેક મીનિટ મારી રાહ જોઇને બહાર ઊભા રહેજો એટલામાં હું તમારી પાસે આવી પહોંચીશ."

શેરલોક હોમ્સની વિનતિનો અસ્વીકાર કરવાનું બની શકે તેમ ન હતું. કેમકે એક તો મને તેના સહવાસમાં રસ પડતો હતો, અને વળી તેના શબ્દમાં એક એવા પ્રકારનું જાદુ હતું કે તેને ના પણ પાડી શકાતી નહિ. વળી મને એમ પણ લાગ્યું કે એક વખત વ્હીટનીને હું ગાડીમાં બેસારી દઉં એટલે તેના સંબંધમાં મારૂં કર્ત્તવ્ય પૂર્ણ થાય છે. અર્થાત્ તે કાર્ય પૂર્ણ કર્યા પછી મારા મિત્રના સાહસકર્મમાં ભાગીદાર થવું એવો મેં નિશ્ચય કર્યો. મેં મારી પત્ની ઉપર ચીઠી લખી કાઢી, વ્હીટનીનું બીલ ચૂકવી આપ્યું અને તેનો હાથ ઝાલીને તેને બહાર લઇ જઇને ગાડીમાં બેસાર્યો. ગાડીવાનને તેના સંબંધમાં સૂચના કરવાની સાથે પેલી ચીઠી પણ આપી. ગાડી તેને લઇને પસાર થઇ ગઈ. ત્યારબાદ હું એક બાજુએ 'સુવર્ણ મંદિર' થી થોડે દૂર અંધારામાં ઊભો રહ્યો. એટલામાં તે મંદિર-

માંથી એક ઉંચી વ્યક્તિ બહાર આવી–તે સીધી મારી પાસે આવી. અમે બન્ને રસ્તાપર ચાલવા લાગ્યા. કહેવાની જરૂર નથી કે એ શેરલોક હોમ્સ જ હતો. એ ગલીઓ પસાર કરી ત્યાંસુધી તો તેણે પોતાની વૃદ્ધાવાસ્થાને યોગ્ય ચાલે ચાલ્યા કર્યું. પરંતુ પછી પોતાની આસપાસ ત્વરિત દૃષ્ટિ કરીને તે ટટ્ટાર બની ગયો અને એકાએક ખડખડાટ હસી પડ્યો.

" વોટસન! હું ધારૂં છું, " તેણે કહ્યું: " કે મેં કોકેનના વ્યસનની સાથે અફીણના વ્યસનનો પણ ઉમેરો કર્યો છે એમ જ તમે ધાર્યું હશે. "

" ખાસ એમ તો નહિ; પણ તમને ત્યાં જોઇને અને આશ્ચર્ય તો થયું જ હતું. "

" પણ તમને તે સ્થળે જોઇને જેટલું આશ્ચર્ય મને થયું એથી વધારે તો નહિ જ. "

" હું ત્યાં મારા મિત્રને શોધવા આવ્યો હતો. "

" અને હું મારા દુશ્મનને શોધવાને આવ્યો હતો! "

" દુશ્મન! "

" હા, મારા કુદરતી દુશ્મનોમાંનો એક—અથવા ખરૂં કહું તો મારો કુદરતી શિકાર! ટુંકાણમાં કહું તો, વોટસન! હું એક ગંભીર કેસની તપાસમાં રોકાયેલો છું અને મને આશા છે કે એ માદકગૃહમાંથી મારી તપાસનો ભેદ મળી શકે તેમ છે. અગાઉ પણ આવાં સ્થળોએથી હું ગુન્હેગારોને શોધી શક્યો હતો. જો ત્યાં મને કોઇએ પિછાની લીધો હોત તો મારે માટે ત્યાંથી બહાર આવવાનું અસંભવિત હતું. એ દુકાનના માલિકે તો મને પૂરો કરવાના સોગન

ખાધેલા છે. એ ગૃહની પાછળ એક છૂપું દ્વાર છે. તેની પેલીમેર પોલમાં ડક્કો આવેલો છે. એ સ્થળે ચન્દ્રોદય વિનાની અંધકારયુક્ત રાત્રીએ અનેક રહસ્યમય બનાવો બનેલા છે."

"શું! તમે એમ કહેવા માંગો છો કે એ મકાનમાં ખૂન કરીને છૂપા દ્વાર મારફત મરણ પામેલા મનુષ્યના શબને નદીમાં ફેંકી દેવામાં આવે છે?"

"ધીરે-ધીરે, વોટસન આજ સુધીમાં સેંકડો મૃત મનુષ્યો એ દ્વારે ટેમ્સ નદીના ઊંડાં જળમાં સમાધી પામી ચૂક્યાં હશે. મને ભય છે કે નેવીલ સેંટક્લેર એ 'સુવર્ણ મંદિર' માં દાખલ થયા પછી પુનઃ બહાર જીવન્ત નિકળવા પામ્યો નહિ જ હોય. પણ આપણી ગાડી અહીં આટલામાં જ ઊભી હશે." એમ કહીને તેણે પોતાની બે આંગળીઓ દાંત વચ્ચે ઘાલીને સીટી કરી. સીટી થતાં જ સામેથી પણ તેવી જ સીટીમાં જવાબ મળ્યો અને થોડીક પળમાં જ પૈડાંનો કચડાટ અને ઘોડાના ડાબડાનો અવાજ સંભળાયો.

અંધકારમાંથી એક ઉંચી ડોગ-કાર્ટ પોતાની બે બાજુના દીવાનો સુવર્ણરંગી પ્રકાશ અમારા ઉપર પાડતી નજીક આવી, એટલે હોમ્સ બોલ્યો: "કેમ, વોટસન! તમે મારી સાથે આવશોને?"

"હા, જો મારી જરૂર હોય તો."

"અરે! વિશ્વસનીય મિત્રની જરૂર તો હર પળે પડે છે; અને તેમાં પણ તમારા જેવો લેખક તો વળી ખાસ કરીને વિશેષ ઉપયોગી થઇ પડે. સીડાર્સમાં મારા શયનગૃહમાં બે પલંગો છે એટલે એ બાબત પણ ચિંતા જેવું નથી."

"સીડાર્સમાં?"

"હા, એ મી. સેંટક્લેરનું મકાન છે, આ કેસની તપાસ દરમિયાન મેં ત્યાંજ રહેવાનું રાખ્યું છે."

"પણ એ સ્થળ ક્યાં આવ્યું?"

"કેન્ટ પરગણામાં લી ગ્રામ પાસે. આપણે કેટલાક માઈલ આ ગાડીમાં મુસાફરી કરવી પડશે."

"પણ મને આ કેસને લગતી કશી પણ માહિતી નથી."

"એ તો હું પણ જાણું છું. પરંતુ હું તમને અલ્પ સમયમાંજ બધી હકીકત જણાવી દઇશ. ચાલો આવી જાઓ ગાડીમાં! વારૂ, જ્હોન! હવે તારા જરૂર નથી. લે, આ અર્ધો ક્રાઉન! આવતી કાલે રાત્રે અગીયાર વાગે પુનઃ અહીં મારી રાહ જોજે."

એટલું કહીને હોમ્સે ઘોડાને ચાબૂક લગાવ્યો અને અમે એકાંતિક શાંત ગલીઓમાં થઇને પસાર થવા લાગ્યા. એમ કરતાં એક પૂલ ઓળંગીને નદીની સામી બાજુએ ગયા. આકાશ વાદળાંથી છવાયેલું હતું. કોઇ કોઈ સ્થળે તારા મંદમંદ ચમકી રહ્યા હતા. હોમ્સ મૌનપણે નીચું મસ્તક રાખીને ગાડી હાંકતો હતો. તે ઊંડા વિચારમાં ગર્ક બની ગયો હતો. હું પણ તેની પડખે મૌન્યને ધારણ કરીને બેઠા હતો. મારા મિત્રને આટલો બધો વિચારયુક્ત બનાવી દેનાર આ કેસ કેવોક ગંભીર હશે, એ જાણવાને હું આતુર બની રહ્યો હતો. પરંતુ તેની વિચારમાળામાં ખલેલ પહોંચાડવાની મારી હિમ્મત ચાલતી ન હતી.

એ પ્રમાણે કેટલાક માઈલ પસાર કરીને અત્યારે અમે લંડન શહેરની પાસેના પરામાં આવેલા બંગલાની સમીપ આવી પહોંચ્યા. શેરલાક હોમ્સ હવે વિચારનિદ્રામાંથી જાગૃત થયો. તેણે ખભા ઉંચાનીચા કર્યા અને પોતાની હોકલી સળગાવી. અત્યારે તેના ચ્હેરા

ઉપર એક પ્રકારનો સંતોષ પ્રકટી નિકળ્યો હતો.

" વોટસન ! મૌન રહેવાની તમને કુદરતી બક્ષિસ મળેલી છે. તે બોલ્યો: " એ કારણને લઇને તમે એક સોબતી તરીકે ઘણા કીમંતી થઈ પડો છો. પણ હવે જો કોઈની સાથે વાત કરવાનું હોય તો મને બહુ જ પસંદ પડે તેમ છે. કેમકે અત્યારે મારા મનમાં ઉછળતાં વિચારના તરંગો તોફાની બની ગયા છે. મને કયારનો એજ વિચાર થયા કરે છે કે સીડાર્સ પહોંચીને ત્યાં મારી રાહ જોતી આ ગૂમ થયેલા મનુષ્યની સ્ત્રીને હું જવાબ શો આપીશ ?"

" તમે ભૂલી જાઓ છો કે એ વિષયમાં તમે મને કશું પણ જણાવ્યું નથી." હું બોલ્યો.

" હજી આપણે લી ગામમાં પહોંચીએ તે પહેલાં આ કેસને લગતી હકીકત તમને જણાવવાનો પૂરતો સમય છે. આ કેસ દેખીતી રીતે તદ્દન સાદો છે. પરંતુ તેમાં આગળ વધવાને હજી મને એક પણ પગથીયું મળ્યું નથી. એની સાંકળ મારા હાથમાં આવી છે પરંતુ તેનો આદિ કે અંત દૃષ્ટિએ પડતો નથી; પણ ડોકટર ! હું તમને એ કેસની વિગત પૂરતા સ્પષ્ટિકરણ સાથે જણાવીશ. બનવા જોગ છે કે જેમાં મને તદ્દન અંધકાર દેખાય છે, તેમાં એકાદો ચમકાર કદાચ તમારી દૃષ્ટિએ પડશે."

" ચલાવો ત્યારે."

" કેટલાક વર્ષ પહેલાં–ચોક્કસપણે કહું તો સને ૧૮૮૪ ના મે માસમાં નેવીલ સેંટક્લેર નામનો એક ગૃહસ્થ લી ગામમાં આવ્યો હતો. તેની પાસે પુષ્કળ પૈસા હોય એમ લાગતું હતું. તેણે એક મોટું મકાન ખરીદ કર્યું; અને તેમાં તે ગામના એક દારૂ બના-

વનારી દીકરી સાથે તેણે લગ્ન કર્યું. તેનાથી તેને બે છોકરાં થયાં છે. તે કશો પણ ખાસ ધંધો કરતો ન હતો. પરંતુ કેટલીક કંપનીઓમાં રસ લેતો હતો. એટલે દરરોજ સ્હવારે શહેરમાં આવતો અને કેનિંગસ્ટ્રીટ સ્ટેશનથી સહાંજે ક. ૫–૧૪ મીનીટે નિકળતી ટ્રેનમાં પાછો પોતાને ઘેર આવતો. મી. સેંટક્લેરની ઉમર અત્યારે ૩૭ વર્ષની છે. તે મિતાહારી સ્વભાવનો, તથા એક પિતા તરીકે પ્રેમાળ છે. વળી જેમની સાથે તેને પરિચય છે તે બધા પણ તેને અત્યંત ચાહે છે. અત્યારસુધીમાં તેને કુલ્લે ૮૮ પાઉંડ અને ૧૦ શીલીંગનું દેવું છે એમ જાણવામાં આવ્યું છે; જ્યારે કેપિટલ અને કાઉન્ટીઝ બેંકમાં તેના નામ ઉપર ૨૨૦ પાઉંડ જમા છે. એટલે તેના મન ઉપર પૈસા સંબંધી ચિંતાનો બોજો હતો એમ માનવાને પણ કારણ નથી.

"ગયા સોમવારે સ્હવારે તે હમેશના નિયમ કરતાં કાંઈક વ્હેલો શહેરમાં ગયો હતો. જતી વખતે તે કહેતો ગયો હતો કે તેને બે અગત્યનાં કામ કરવાનાં છે અને સ્હાંજે ફરતાં તેના ન્હાના છોકરા માટે તે કિંડરગાર્ટનની પેટી લેતો આવશે. હવે જોગાનજોગ એવું બન્યું કે તેજ રોજ તેના ગયા પછી થોડી વારે તેની સ્ત્રીને એક તાર મળ્યો. તેમાં એવું જણાવ્યું હતું કે 'તમારા નામનું પારસલ "આબરડીન શીપીંગ કંપની" માં છે. માટે તમારે આવીને લઈ જવું.' જો લંડનની તમને સંપૂર્ણ માહિતી હોય તો તમારા જાણવામાં હશે જ કે "આબરડીન શીપીંગ કંપની" ફ્રેસ્નો સ્ટ્રીટમાં આવેલી છે. એ રસ્તે જવાને જ્યાં આપણે મળ્યા હતા, તે સ્વેન્ડામ ગલીમાં થઈને જવું પડે તેમ છે. મીસીસ સેંટક્લેર બપોરે

જમીને શહેરમાં આવવાને નિકળી. બજારમાંથી કેટલીક ખરીદી કરીને તે કંપનીની ઓફિસમાં ગઈ, ત્યાંથી પારસલ લીધું અને પાછી સ્ટેશન આવવાને માટે ત્યાંથી નિકળતાં બરોબર ક. ૪. ૩૫ મીનિટે તે સ્વેન્ડામ ગલીમાં આવી પહોંચી. આટલે સુધી તો બરોબર સમજાય છે તે?"

"હા, તદ્દન સ્પષ્ટ છે."

"જો તમને યાદ હોય તો ગયા સોમવારે સખ્ત તાપ હતો. મીસીસ સેંટકલેર ધીમે ધીમે, ભાડુતી ગાડી મળી જાય તો સારૂં, એવા વિચારથી આસપાસ દષ્ટિ કરતી ચાલતી હતી. કેમકે એ લતામાં પગે ચાલીને જવાનું તેને પસંદ પડતું ન હતું. એ પ્રમાણે તે પસાર થતી હતી તેવામાં તેના મુખમાંથી એકાએક બૂમ નિકળી પડી. તે જે સ્થળે હતી તે જ સ્થળે સ્થંભિત બની ગઇ; કેમકે બાજુના મકાનના બીજા દાદર ઉપર બારીમાંથી તેણે પોતાના ધણીને ડોકીયું કરતો તથા હાથ વડે પોતાના તરફ ઇશારત કરતો જોયો હતો. બારી ખૂલી હતી અને તેમાંથી તેનો ચ્હેરો સ્પષ્ટ જણાઇ આવતો હતો. તે જણાવે છે કે તેનો ધણી ગભરાઇ ગયેલા જેવો લાગતો હતો અને પોતાના તરફ ગભરાટમાં હાથ હલાવતો હતો. પરંતુ બીજી જ પળે તે ત્યાંથી અદશ્ય થઇ ગયો. મીસીસ સેંટકલેરને એમ લાગ્યું કે તેને પાછળથી કોઇએ ખેંચી લીધેલો હોવો જોઇએ. માત્ર એક ચમત્કારિક મુદ્દાનું તેને સ્મરણ રહ્યું છે કે તેના ધણીએ ઘેરથી નિકળતી વખતે જે કાળો કોટ પહેર્યો હતો, તેજ કોટ તેના શરીર ઉપર હતો, પરંતુ ગળામાં કોલર કે નેકટાઈ ન હતો.

"તેને ખાત્રી થઇ ચૂકી કે એ સ્થળે પોતાનો ધણી કોઈક આફતમાં સપડાયેલો છે. એથી તે એ મકાનના ઓટલાનાં

પગથીયાંપર ચડીને અંદર ધસી–એ મકાન આપણે જ્યાં મળ્યા તે 'સુવર્ણ–મંદિર' જ હતું. તેના આગલા ખંડમાં તે દોડતી ગઇ. તે ખંડમાંથી મેડા ઉપર દાદરવાટે જવાનું હતું. તે દાદર ઉપર ચડવા જતી હતી, પરંતુ ત્યાં એ માદકગૃહનો માલિક ઊભેલો હતો. તેણે તેને ઉપર ચડતા અટકાવી અને પોતાના મદદનીશ ડેન નામના માણસની મદદથી તેને બહાર રસ્તા ઉપર હાંકી કાઢી. આથી એ સ્ત્રીના મનમાં ભીતિ અને ગભરાટ વિશેષ પેદા થયાં. તે એ ગલીમાં દોડતી આગળ વધી. પરંતુ સદ્‌ભાગ્યે એ વખતે એક પોલિસ ઇન્સ્પે- કટર કેટલાક સિપાઇઓ સાથે ત્યાંથી પસાર થતો હતો તે તેને મળ્યો. તેણે તેમને ટુંકાણમાં હકીકત જણાવી એટલે તેઓ તેની સાથે ગયા. આ વખતે પણ માદકગૃહના બદમાશ માલિકે પ્રતિરોધ તો કર્યો પરંતુ તેની દરકાર કર્યા સિવાય એ લોકો દાદરપર થઇને ઉપર ચડયા. જે ખંડમાં સેંટકલેર હોવાનો સંભવ હતો એ ખંડમાં ગયા. પરંતુ ત્યાં તેનું કશું પણ ચિહ્ન જોવામાં આવ્યું નહિ. એ આખા દાદર ઉપર માત્ર એક વિચિત્ર દેખાવના લંગડા મનુષ્ય સિવાય બીજું કોઈ જોવામાં આવ્યું નહિ. પેલો લંગડો મનુષ્ય ત્યાં જ રહેતો હોય એમ જણાયું. તે તથા માદકગૃહનો માલિક સોગન ખાવા લાગ્યા કે તે લંગડા માણસ સિવાય આગલા ખંડમાં એ વખત દરમિયાન બીજું કોઈ પણ માણસ હતું નહિ. તેઓ એટલી દ્રઢતાપૂર્વક બોલતા હતા કે પોલિસ ઇન્સ્પેકટર પણ શંકામાં પડી ગયો અને તેને એમ લાગ્યું કે મીસીસ સેંટકલેરને અમસ્થી ભ્રમણા થયેલી હોવી જોઇએ. પરંતુ એવામાં એકાએક મીસીસ સેંટકલેર એક ચિત્કાર સાથે ત્યાં પડેલા ટેબલ તરફ ધસી. એ ટેબલ ઉપર એક

ન્હાની લાકડાની પેટી પડેલી હતી. એ પેટીનું ઢાંકણું ખોલી નાખતાં બાળકને રમવાનાં રમકડાં અંદર દૃષ્ટિએ પડયાં. તેના ધણીએ તેના ન્હાના છોકરા માટે જે પેટી લાવવાનું વચન આપ્યું હતું, તેજ એ પેટી હતી.

"એ શોધ તથા તે વખતે પેલા લંગડા માણસના ચ્હેરા ઉપર પ્રકટી નિકળેલા ગભરાટને જોઇને ઈન્સ્પેકટરને લાગ્યું કે આમાં કશો ગંભીર ભેદ સમાયેલો છે. એથી તે ખંડની તેમજ અંદરના ખંડની બારિકાઇથી સંભાળપૂર્વક તપાસ કરવામાં આવી; અને તપાસના પરિણામે ત્યાં ભયંકર ગુન્હો થયેલો હોવાનાં ચિહ્ન દૃષ્ટિએ પડયાં. આગલા ખંડનો દેખાવ એક સાદા દિવાનખાના જેવો હતો. તે ખંડ શયનગૃહ તરીકે પણ ઉપયોગમાં લેવામાં આવતો હતો. તેની પાછળની બારી એક ડક્કા ઉપર પડે છે. તે બારી તથા ડક્કાની વચ્ચે એક સાંકડી ખાઈ છે. જ્યારે ભરતી ઓછી હોય ત્યારે તે કોરી પડી જાય છે, પરંતુ ભરતીનું પાણી વધતાં તેમાં લગભગ સ્હાડાચાર ફુટ પાણી ભરાય છે. શયનગૃહની બારી મોટી અને પહોળી છે. બારીના બારસાખ ઉપર લોહીનાં ટીપાં ચોટેલાં માલૂમ પડયાં. તેમ જ અંદર લાકડાની જમીન ઉપર પણ કોઈ કોઇ સ્થળે રક્તબિંદુ જોવામાં આવ્યાં. દિવાનખાનાવાળા ખંડમાં એક પડદાની પાછળ મી. નેવીલ સેંટકલેરનાં કપડાં ડુચો વાળીને સંતાડી દેવામાં આવ્યાં હતાં. માત્ર તેમાં તેનો કોટ એક ન હતો. તેના બૂટ-મોજાં, તેની ટોપી અને ઘડિયાળ બધુંયે ત્યાં હતું પણ તે કપડાં ઉપરથી કોઇએ સેંટકલેર ઉપર આક્રમણ કર્યું હોય કે જાસ્તી ગુજારી હોય એવું જણાતું ન હતું, તેમજ તેનાં બીજાં કશાં ચિહ્નો પણ જોવામાં આવતાં ન હતાં. તે ગમે તે એક બારીમાંથી બહાર પડેલો હોવો જોઇએ. કેમકે

બહાર જવાને માટે તે સિવાય બીજો ગુપ્ત માર્ગ મળી આવ્યો નથી; અને પેલી બારીના બારશાખ ઉપર તથા તેની પાસે જમીન ઉપર પડેલાં રક્તબિન્દુથી એવી કલ્પના થઇ શકતી હતી કે તેને માટે નદીમાં તરીને પોતાનો બચાવ કરવા સિવાય સ્વરક્ષણનો બીજો એક પણ ઉપાય ન હતો. એ વખતે નદીમાં ભરતી ચડતી સ્થિતિમાં હતી.

"હવે આ કેસમાં ભાગ લેનારા બદમાશોના સંબંધમાં હું કહીશ. એ માદકગૃહનો માલિક બદમાશીનાં કામો માટે પ્રખ્યાત થયેલો છે. પરંતુ મીસીસ સેંટકલેરની હકીકત ઉપરથી જણાય છે કે એ વખતે તે દાદરના નીચેના છેલ્લા પગથીયા ઉપર ઊભો હતો. એટલે તેણે જાતે એ ગુન્હો કરવામાં ભાગ લીધો હશે નહિ. હા, મદદગાર તરીકે તેને ગણી શકાય ખરો. તેનો બચાવ માત્ર એટલોજ છે કે તે પોતે આ બાબતમાં કશું પણ જાણતો નથી. તેણે કહ્યું હતું કે 'મારા મકાનમાં ઉપલે માળે રહેતા ભાડુઆત હ્યુજ બૂનનાં કાર્યોની મને બિલકુલ માહિતી નથી અને ગૂમ થયેલો ગૃહસ્થ એ માળ ઉપર ક્યારે આવ્યો હતો ને ક્યારે નહિ એ કશું પણ મારા જાણવામાં નથી.'

"આટલું માદકગૃહના માલિકને માટે. હવે 'સુવર્ણ-મંદિર' ના બીજા માળે રહેતા શંકાશીળ વર્ત્તનના લંગડાના સંબંધમાં. જો સેંટકલેર તે વખતે એ માળ ઉપર હોય તો તેના સિવાય બીજો માણસ માત્ર એ લંગડો જ ત્યાં હતો. એ લંગડાનું નામ હ્યુજ બૂન છે. જેઓ શહેરમાં ફરે છે, તેઓ તેના વિચિત્ર દેખાવના ચ્હેરાથી પરિચિત છે. તે ભીખ માગવાનો ધંધો કરે છે. પરંતુ પોલિસના કાયદાની ચુંગાલમાં ચપડાઇ ન જવાય તે માટે દીવાસળી

ધંધાવાળો ધંધો કરતો હોય એવો દેખાવ તે કરે છે. થ્રેડનીડલ-સ્ટ્રીટથી થોડે દૂર ડાબી બાજુએ બે દિવાલોની વચ્ચે એક ન્હાનો ખૂણો પડે છે એ તો કદાચ તમારા જોવામાં આવ્યો જ હશે. એ ખૂણામાં આ મનુષ્ય જમીન ઉપર પલાંઠી વાળીને પોતાના ખોળામાં દીવાસળીઓનાં બાક્સ રાખીને રોજ બેસતો દૃષ્ટિએ પડે છે. પોતાની સામે તેની ચામડાની ટોપી મૂકે છે. તેનો દેખાવ દયામણો હોવાથી લોકો પેન્સ એ પેન્સ તેની ટોપીમાં દયાને ખાતર નાખે છે. મેં ઘણીએ વાર એ બદમાશનું નિરીક્ષણ કરેલું છે અને થોડા વખતમાં જે રકમ તે એકઠી કરી શકે છે એ જોઇને મને આશ્ચર્ય પણ થયેલું છે. તેનો દેખાવ એવો વિચિત્ર છે કે કોઇ પણ માણસનું ધ્યાન તેના તરફ ખેંચાયા સિવાય રહે જ નહિ. નારંગી રંગના વાળ, ફીક્કો ચ્હેરો, વિચિત્ર અને ભયાનક રીતે વાળેલો ઉપલો હોટ, બૂલ-ડોગના જેવી હડપચી, અતિવેધક કાળાં નેત્રો, એ બધાંને લીધે સાધારણ ભીખારીઓના ટોળામાંથી તે જુદો તરી આવે છે. વળી તે હાજરજવાબી અને રમુજી સ્વભાવનો પણ છે. કેમકે રસ્તાપર તેની પાસે થઇને પસાર થનાર મનુષ્ય તેની મશ્કરી કરે તો તે તુરત તેનો જવાબ વાળી દે છે. આ માણસ 'સુવર્ણ-મંદિર'ના ઉપલા માળે ભાડુઆત તરીકે રહે છે અને સેંટકલેરને ગૂમ કરવામાં આ માણસનો જ હાથ હોવો જોઇએ."

"પણ એ તો લંગડો છે!" મેં કહ્યું: "એ માણસ એકલો સેંટકલેર જેવા જુવાન માણસને શું કરી શકે?"

"હા, એ પગે સ્હેજ ખોડંગાતો ચાલે છે જેથી એને લંગડો કહી શકાય. બાકી બીજી રીતે એ મજબૂત અને કસાયેલા બાંધાનો

દેખાય છે, તમારા તબીબી અનુભવ ઉપરથી તમે સમજી શકશો કે જ્યારે મનુષ્યના એક અંગમાં ખોડ આવે છે ત્યારે એ અંગની શક્તિનો તેના બીજા અંગમાં ઉમેરો થાય છે."

"વારૂ, તમારી હકીકત આગળ ચલાવો."

"બારી ઉપર રક્તબિંદુ જોવાથી મીસીસ સેંટક્લેરને મૂર્છા આવી ગઇ હતી. એથી પોલિસે તેને ગાડીમાં નાખીને તેના મકાને પહોંચાડી દીધી. કેમકે તેની હાજરીથી પોલિસને પોતાની તપાસમાં કશી પણ મદદ મળી શકે તેમ ન હતું. ઇન્સ્પેક્ટર બાર્ટન કે જેને આ કેસનો ચાર્જ સોંપવામાં આવ્યો હતો તેણે એ મકાનની સંભાળપૂર્વક બારિક તપાસ કરી. પરંતુ તે કશું પણ વિશેષ અજવાળું નાખી શક્યો નહિ. હ્યુજ બૂનને તાત્કાલિક પરહેજ કર્યો નહિ, એ માત્ર એક ભૂલ કરવામાં આવી હતી. કેમકે તે થોડો સમય છૂટો રહ્યો એ દરમિયાન તેણે પોતાના મિત્ર માદકગૃહના માલિક સાથે કશો પણ સંકેત કરી લીધેલો હોવો જોઇએ. એ ભૂલ તરત સુધારવામાં આવી અને તેને પકડીને તપાસવામાં આવ્યો. પરંતુ તેના ઉપર શક લઇ જવાય એવો કશો પણ મુદ્દો તેના શરીર ઉપરથી મળી આવ્યો નહિ. એ વાત ખરી છે કે તેના જમણા હાથની ખમીશની બાંય ઉપર લોહીના ડાઘ જણાતા હતા. પરંતુ તેના ખૂલાસામાં તેણે પોતાની ત્રીજી આંગળી દર્શાવતાં જણાવ્યું હતું કે 'હું પાછલી બારી પાસે ઊભો હતો તે વખતે મારી આ આંગળીમાં કાપો પડવાથી તેમાંથી લોહી નિકળ્યું હતું. બારીના બારશાખ તથા જમીન ઉપર પડેલા ડાઘ મારી આંગળીમાંથી નિકળેલા લોહીના જ હોવા જોઇએ.' તેણે સ્પષ્ટ અને દૃઢપણે જણાવ્યું હતું તેણે

નેવીલ સેંટકલેરને કદી પણ જોયો નથી; અને તેનાં કપડાં પોતાનાં મકાનમાં આવી પડેલાં જોઇને તેને પણ બીજાઓના જેટલું જ આશ્ચર્ય થતું હતું. તેને પ્રશ્ન કરવામાં આવ્યો: 'તો પછી મીસીસ સેંટકલેરે પોતાના ધણીને બારીમાંથી ડોકીયું કરતો જોયલો હોવાનું જણાવ્યું છે તેનું કેમ ?' તેના જવાબમાં તે બોલ્યો કે 'એ સ્ત્રી કાં તો દિવાની હોવી જોઇએ અથવા તો તેને સ્વપ્નું આવેલું હોવું જોઇએ.' તે પોતાને ગેરવાજબી રીતે પરહેજ કરવામાં આવ્યો છે એવી ફરિયાદ કર્યા કરતો હતો. પરંતુ તેની દરકાર કર્યા સિવાય તેને પોલિસ ચોકી ઉપર લઈ જવામાં આવ્યો અને ભરતી ઉતરી જાય ત્યાંસુધી ઇન્સ્પેક્ટર બાર્ટને તે મકાનમાં જ રહેવાનો ઇરાદો રાખ્યો. કેમકે ઓટ વખતે ગૂમ થયેલા માણસનાં કશાં ચિહ્નની શોધ લાગવાનો સંભવ હતો.

"અને તે ચિહ્નની શોધ લાગી ખરી. પરંતુ જે વસ્તુ ખાડીમાં કાદવમાંથી મળી આવવાનો તેમને ભય હતો, તે વસ્તુ એટલે કે સેંટકલેરનું શબ તો તેમના જોવામાં આવ્યું નહિ. માત્ર નેવીલ સેંટકલેરનો કોટ ત્યાં કાદવમાં વીંટાના સ્વરૂપમાં પડેલો હતો, પણ એ કોટના ગજવામાંથી તેમને શું મળી આવ્યું હશે, તેની કલ્પના તમે કરી શકો છો ખરા ?"

"ના, એ બાબતમાં હું કશી પણ કલ્પના કરી શકતો નથી."

"બરોબર છે. હું પણ એમ જ ધારૂં છું. એ કોટનું દરેક ગજવું પેની અને અર્ધી પેનીથી ઠાંસીને ભરેલું હતું. તે ગણી જોતાં કુલ્લે ચારસો પેન્સ અને ૨૭૦ અર્ધી પેન્સ અંદરથી મળી આવી હતી. એ વજનને લઇને તે કોટ પાણીમાં ઘસડાઇ જવા પામ્યો ન હતો એમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. પણ મનુષ્યશરીરની વાત જુદી

છે. એમ લાગે છે કે કોટ વજનને લઇને ત્યાં પડયો રહેલો હોવો જોઇએ જ્યારે મૃતદેહમાં પવન ભરાવાથી તે ફુગાઈને નદીમાં દૂર ધસાડાઇ ગયલો હોવો જોઇએ."

"પણ બીજાં બધાં કપડાં તો આ મકાનમાંથી મળી આવ્યાં હતાં. ત્યારે શું શરીર ઉપર એકલો કોટ જ હશે ?" મેં પ્રશ્ન કર્યો.

"નાજી, પરંતુ એ શંકાનો ખુલાસો થઇ શકે એમ છે. એમ માનો કે આ બૂન નામના માણસે સેંટકલેરને બારી વાટે પાછળ ખાડીમાં હડસેલી મૂક્યો. તેનું એ કૃત્ય કોઇ પણ મનુષ્યની દૃષ્ટિએ પડી શક્યું નથી. હવે તે શું કરે ? તેને તુરત જ એવો વિચાર થાય કે તેનાં કપડાંને પણ અદૃશ્ય કરી દેવાં જોઇએ. એથી પ્રથમ તે કોટને ઉપાડે અને તેને પણ બારી વાટે નાખી દેવા જાય. પરંતુ એ વખતે સ્વાભાવિક રીતે જ તેને કલ્પના થાય કે આ કોટ પાણીની ઉપર તરવાથી પોતાનું કૃત્ય પ્રકટ થઈ જશે. તેને સમય થોડો હતો. કેમકે નીચે દાદર પાસે માદકગૃહના માલિક અને સેંટકલેરની સ્ત્રી વચ્ચે થતી બોલાચાલી તેણે સાંભળી હતી. વળી માદકગૃહના માલિકે તેને એમ પણ કહ્યું હોય કે પોલિસ આ બાજુએ આવે છે ! અર્થાત્ એક પળનો પણ વિલંબ કરી શકાય એમ ન હતું. એટલે તેણે જ્યાં પોતાનું નાણું છુપાવ્યું હશે ત્યાં જઇને તેમાંથી પેની તથા અર્ધીપેની કાઢીને ગજવામાં ભરી હશે. એથી પછી કોટ ઉપર તરી નહિ આવે એવી તેની ખાત્રી થઇ હશે. એટલે તે કોટ તેણે બહાર ખાડીમાં ફેંકી દીધો હશે. એ પ્રમાણે બીજાં કપડાં ફેંકી દેવાની પણ તે પેરવી કરતો હશે. પરંતુ એવામાં નીચે દાદરપર વિશેષ મનુષ્યોનાં પગલાંનો અવાજ સાંભળવાથી બારી ઉતાવળે બંધ કરીને એ કપડાં તેણે સંતાડી દીધાં હશે."

"આ બધું કોઇક વિચિત્ર અને નહિ માની શકાય એમ લાગે છે."

"હું પણ એ કબૂલ કરૂં છું પણ જ્યાં સુધી આપણને વધારે સારો પૂરાવો ન મળી શકે ત્યાં સુધી એ મુદ્દાને આધારે આપણે તર્ક કરીશું. વારૂ, મેં તમને જણાવ્યું છે કે ખૂનને કેદ કરીને પોલિસ ચોકી ઉપર લઇ ગયા. પરંતુ ત્યાં અગાઉ તેણે કશો પણ ગુન્હો કર્યો હોય એવું સિદ્ધ કરી શકાયું નથી. ઘણાં વર્ષો થયાં તે ધંધાદારી તરીકે જાણીતો છે. પરંતુ તેનું જીવન શાંત અને નિર્દોષિતાયુક્ત છે. અત્યારે વસ્તુસ્થિતિ એ પ્રકારની છે. હવે પ્રશ્નો માત્ર એટલા જ છે કે નેવીલ સેંટક્લેર આ માદકગૃહમાં શા માટે ગયો હતો ? જ્યારે તે ત્યાં હતો તે દરમિયાન શું બન્યું ? અને તેને ગૂમ કરવામાં ખૂને કેવા પ્રકારનો ભાગ લીધો ? આ પ્રશ્નોનો કશો પણ નિર્ણય થઇ શકયો નથી. હું કબૂલ કરૂં છું કે મારા અનુભવમાં આવેલા કેસોમાં પ્રથમ દૃષ્ટિએ અત્યંત સાદો લાગે તેવો, પરંતુ તેની અંદર જેમ જેમ ઊંડા ઉતરતા જઈએ તેમ તેમ વધુ ને વધુ મુશ્કેલીઓ માલૂમ પડે તેવો કેસ તો આ પહેલવહેલો જ છે."

જ્યારે શેરલોક હોમ્સ આ વિચિત્ર કેસની વિગતો જણાવતો હતો તે વખતે અમે લંડન શહેરનાં પરાંઓમાં પસાર થઇને આગળ વધતા હતા. હવે અમે જંગલમાં આવી પહોંચ્યા હતા. અમારા રસ્તાની બન્ને બાજુએ ઝાડ આવેલી હતી. જ્યારે તેણે વૃતાંત પૂર્ણ કર્યો ત્યારે અમો બે ન્હાનાં ગામડાંની વચ્ચે થઇને પસાર થતા હતા. તેનાં કેટલાંક મકાનોમાં દીવાનો મંદ પ્રકાશ દેખાતો હતો.

"આપણે હવે લી ગામના પરામાં આવી પહોંચ્યા છીએ." મારા સોબતીએ કહ્યું: "આપણે આ ટુંકા સમયમાં ઇંગ્લાંડનાં ત્રણ

પરગણામાં મુસાફરી કરી છે. મીડલસેકસમાંથી નિકળ્યા, સરેના એક ખૂણામાંથી પસાર થયા અને કેન્ટમાં આવી પહોંચ્યા છીએ. જૂઓ પેલાં વૃક્ષોમાં પ્રકાશ દેખાય છે એજ સીડાર્સ. એ બત્તી પાસે બેઠેલી સ્ત્રી સામે દૃષ્ટિ કરો. મને જરી પણ શક નથી કે તેની તીવ્ર શ્રવણેન્દ્રિયે આપણા ઘોડાના ડાબડાનો અવાજ સાંભળેલો હોવો જ જોઇએ."

"પણ તમે બેકર–સ્ટ્રીટમાં રહીને આ કેસની તપાસ કેમ ચલાવતા નથી?" મેં પ્રશ્ન કર્યો.

"તેનું કારણ એ છે કે ઘણી તપાસ મારે આ સ્થળેજ કરવાની હોય છે. મીસીસ સેંટકલેરે બે ઓરડા મારા કબજામાં સોંપ્યા છે; અને તમે ખાત્રી રાખજો કે તે મારા સ્નેહી અને જોડીદારને પૂરતો આદરસત્કાર આપ્યા સિવાય રહેશે નહિ. વોટસન! ખરેખર અત્યારે તેને મળતાં મને શરમ લાગે છે. હું તેના ધણીના કશા પણ સમાચાર લાવ્યો નથી." એમ કહીને હોમ્સે ઘોડાની લગામ ખેંચી અને ગાડી ઉભી રહી ગઈ.

અમે એક મોટા બંગલાના કમ્પાઉન્ડમાં દાખલ થયા હતા. અમને જોઇને એક છોકરો દોડતો અમારી સામે આવ્યો. તેણે ઘોડાને પકડીને ગાડીને તબેલા તરફ વાળી. તે પહેલાં હું તથા હોમ્સ નીચે ઉતરી પડયા અને અમે પેલા બંગલા તરફ ચાલ્યા. અમે ત્યાં પહોંચ્યા કે તે બંગાલાનું મુખ્ય દ્વાર ખૂલી ગયું અને એક નાજુક અને સુંદર સ્ત્રી દ્વારની વચ્ચે ઊભેલી અમારી દૃષ્ટિએ પડી. તેણે એક હાથ દ્વાર ઉપર રાખ્યો હતો અને બીજો હાથ આતુરતાને લીધે અર્ધો ઉંચો કર્યો હતો. તેનું મસ્તક સ્હેજ

નીચે નમેલું હતું. તેનાં નેત્રોમાં આતુરતા સ્પષ્ટ થતી હતી. જાણે હોમ્સના ચ્હેરાપરથી તેના અંતરનો મર્મ જાણી લેવાનો તે પ્રયત્ન કરતી હોય એ પ્રમાણે વેધક દૃષ્ટિએ તે જોઇ રહી હતી.

"કેમ ?" તે બોલી ઉઠીઃ "કેમ ?" પણ પછી તેણે જોયું કે હોમ્સ એકલો નથી, પરંતુ અમે બે જણા છીએ, એટલે તેના ચ્હેરા ઉપર આશા પ્રકટ થઇ. પરંતુ મારા મિત્રે ધૂણાવેલા મસ્તકથી એ આશા ઉત્પન્ન થતાંની સાથે જ નિર્મૂળ થઇ ગઈ.

"કશા પણ સારા સમાચાર નથી ?" તેણે પૂછ્યું.

"કશા પણ નહિ." હોમ્સે જવાબ આપ્યો.

"અને ખરાબ ?"

"ના."

"એટલો ઇશ્વરનો આભાર. પણ તમે અંદર આવો. તમે તદ્દન કંટાળી ગયા હશો, કેમકે આખો દિવસ તમારે રખડવું પડયું હશે."

"આ મારા મિત્ર વોટસન છે અને તે ડોકટર છે. તે ઘણા કેસોમાં મને અત્યંત ઉપયોગી થઈ પડયા છે અને મારા સદ્‌ભાગ્યે આજે તે મને મળી આવવાથી હું તેમને મારી સાથે લાવ્યો છું અને આ કેસમાં પણ મારા જોડીદાર બનાવવાને શકિતમાન્ થયો છું."

"હું તમને જોઇને આનંદિત થઈ છું." તે મારી સાથે હસ્તધૂનન કરતી બોલીઃ "કદાચ અત્યારે મારાથી તમારે માટે યોગ્ય વ્યવસ્થા થઇ ન શકે તો હું આશા રાખું છું કે એ માટે તમે મને માફ કરશો, કારણ કે મારા ઉપર થયેલા આઘાતથી મારૂં હૃદય અત્યંત વિદીર્ણ થઈ ગયું છે."

"બાનુ !" મેં કહ્યુંઃ "હું લશ્કરી ખાતાનો માણસ છું.

એટલે ગમે તેવી મુશ્કેલી કે અગવડ સહન કરી લેવાનો મારો સ્વભાવ છે. પરંતુ હું જોઇ શકું છું કે અહીં મને કશી પણ અગવડ પડે તેમ નથી. જો અહીં હું તમને કિંવા મારા મિત્રને કશી પણ મદદ કરી શકું તેમ હોય તો ઘણી ખુશીની સાથે તમારી સેવા બજાવવાને તૈયાર છું. ”

અમે એક સુપ્રકાશિત ભોજનગૃહમાં દાખલ થયાં એટલે તે સ્ત્રી બોલી: “ હું તમને એક કે બે સરલ પ્રશ્નો કરવા ઇચ્છું છું, અને મને આશા છે કે તમે તેનો સરલ અને સ્પષ્ટ ઉત્તર આપવાની મહેરબાની કરશો. ”

“ જરૂર આપીશ. ખુશીથી પૂછો. ” હોમ્સ બોલ્યો.

“ તમે મારી મનોવૃત્તિની ચિંતા ન કરશો. મને તાણુ આવે કિંવા હું મૂર્ચ્છિત થઇ જાઉં એવી મારી પ્રકૃતિ નથી. માત્ર મારો ઇરાદો તમારો સ્પષ્ટ અંતઃકરણપૂર્વકનો અભિપ્રાય સાંભળવાનો છે. ”

“ શા મુદ્દાના સંબંધમાં ? ”

“ તમારૂં અંતઃકરણ તમને એમ કહે છે કે નેવીલ જીવતા હોવા જોઇએ ! ”

આ પ્રશ્નનો શો જવાબ આપવો તે બાબતના વિચારમાં શેરલોક હોમ્સ પડી ગયો.

મીસીસ સેંટકલેરે પુનઃ કહ્યું: “ તમે સ્પષ્ટ અને સત્ય જ બોલજો. ” તે શેરલોક હોમ્સની સામે વેધક દૃષ્ટિએ જોઇ રહી.

“ જો સ્પષ્ટપણે જ કહું તો એવી હું આશા રાખતો નથી. ”

“ ત્યારે તમે એમ ધારો છો કે તેમનું મૃત્યુ થયું હશે ? ”

“ હા, મારૂં એવું માનવું છે ખરૂં. ”

" તેમનું કોઇએ ખૂન કર્યું હશે ?"

" હું ચોક્કસપણે કહી શકતો નથી. કદાચ એમ પણ હોય."

" અને કયે દિવસે તેમનું મૃત્યુ થયું હશે ?"

" ગયા સોમવારે."

" પણ તો પછી તેમના હાથનો લખેલો આ કાગળ મને આજે મળ્યો તેનું કારણ શું, એનો તમે મહેરબાની કરીને ખુલાસો કરો."

શેરલોક હોમ્સ ચમક્યો અને એકદમ જે ખુરસીપર બેઠો હતો ત્યાંથી ઊભો થઈ ગયો.

" હા, આજેજ." પોતાના હસ્તામાં એક પત્ર રાખીને તે સ્મિત કરતી બોલી.

" મને જરી જોવા દેશો ?"

" શા માટે નહિ ?"

તેણે આતુરતામાં મીસીસ સેંટક્લેરના હાથમાંથી એ કાગળ ઝુંટવી લીધો; અને ટેબલ ઉપર તેને પહોળો કરીને, બત્તી નજીક લાવી તે એ કાગળનું બારિક નિરીક્ષણ કરવા લાગ્યો. હું પણ ખુરસી ઉપરથી ઊભો થઈ ગયો હતો અને તેની પાસે જઇને એ કાગળ તરફ જોઇ રહ્યો હતો. કવર સાધારણ પ્રકારનું અને જૂનું હતું. તેના ઉપર ગ્રેવસેન્ડની ટપાલની છાપ હતી; અને તેમાં આજની જ તારીખ હતી. આજની એટલે ખરી રીતે ગઈ કાલની. કેમકે અત્યારે તો મધ્યરાત્રી ઉપર સમય થઇ ગયો હતો.

" આ અક્ષરો કોઈ સાધારણ અભ્યાસવાળા મનુષ્યે લખેલા લાગે છે." હોમ્સ બબડયો: " એ અક્ષરો તમારા પતિના તો ન જ હોવા જોઈએ." આ તેણે કવર ઉપરના અક્ષરોને ઉદ્દેશીને કહ્યું હતું.

" ના, પણ અંદરના પત્રના હસ્તાક્ષર એમના જ છે."

" વળી જે માણસે આ કવર ઉપર શરનામું કરેલું છે, તેને ઠેકાણાની તપાસ કરવી પડી હોય એમ લાગે છે."

" એ તમે શા પરથી કહો છો ?"

" તમે જોઈ શકો છો કે તમારૂં નામ તદ્દન કાળી શાહીથી લખેલું છે અને તે પોતાની મેળે જ સૂકાઈ ગઈ છે; જ્યારે બીજા અક્ષરો ભૂરા રંગના છે એ બતાવી આપે છે કે ત્યાં ચુસણીયા કાગળનો ઉપયોગ થયેલો હોવો જોઇએ. હવે આખું શરનામું એકી સાથે લખીને તેના ઉપર ચુસણીઓ કાગળ દાબવામાં આવ્યો હોત તો બધા અક્ષરો ભૂરા અને ફીક્કા લાગત. પરંતુ આ માણસે પ્રથમ તમારૂં નામ લખેલું અને ત્યાર પછી નીચેનું ઠેકાણું લખતાં અમુક સમય વ્યતિત થયેલો તે દરમિયાન તમારૂં નામ એમને એમ સૂકાઇ ગયેલું. એથી શાહી સ્પષ્ટ કાળી દેખાય છે. હવે ઠેકાણું લખતાં તેને વાર લાગેલી એ ઉપરથી સમજી શકાય છે કે તેને ઠેકાણાની માહિતી હોવી જોઇએ નહિ. અલબત આ બનાવ નજીવો છે. પરંતુ ઘણી વાર નજીવા બનાવમાંથી ભેદ મળી આવે છે. હવે આપણે કાગળ જોઇએ. પણ કાગળની સાથે એક બીજી વસ્તુ પણ અંદર છે. !"

" હા, એ વીંટી છે. એમની સીલ કરવાની વીંટી છે."

" અને તમે ચોક્કસ કહી શકો છો કે આ તમારા પતિના જ હસ્તાક્ષર છે ?"

" હા, તેમના એક અમુક પ્રકારના હસ્તાક્ષર."

" એટલે ?"

"જ્યારે તે ઉતાવળથી લખે છે ત્યારે આવા અક્ષર કાઢે છે.

તેમના સામાન્ય હસ્તાક્ષરની સાથે તે કિંચિત પણ મળતા આવતા નથી. તો પણ મને તેનો પરિચય હોવાથી, તે હસ્તાક્ષર એમના જ છે એમ હું નિશ્ચયપૂર્વક કહી શકું છું."

"'વ્હાલી! જરી પણ ગભરાઈશ નહિ. બધું સારૂં થઇ રહેશે. આ પ્રકારમાં એક ગંભીર ભૂલ થવા પામી છે. તે ભૂલ સુધારવામાં થોડોક સમય લાગશે. માટે શાંતિ પકડજે—તારો નેવીલ.' એક ચોપડીના મુખ પૃષ્ટની આગળના કોરા પાના ઉપર પેન્સીલ વડે લખેલ છે. તે પુસ્તક આઠપેજી કદનું હોવું જોઇએ. કાગળ ઉપર 'વોટર માર્ક' નથી. હં! આજે ગ્રેવસેન્ડમાંથી ટપાલમાં પડયો છે. ટપાલમાં નાખનાર મનુષ્યનો અંગુઠો મેલો હોવો જોઇએ; અને જો હું ભૂલતો ન હોઉં તો કવરના ગુંદરવાળા ભાગ ઉપર જીભ ફેરવીને બંધ કરનાર મનુષ્યને તમાકુ ચાવવાનું વ્યસન હોવું જોઇએ. પણ, બાનુ! આ તમારા પતિના હસ્તાક્ષર છે એ બાબતમાં તમને જરી પણ શક નથી?"

"જરી પણ નહિ. નેવીલેજ આ અક્ષરો લખેલા છે."

"અને આ કાગળ આજે ગ્રેવસેન્ડથી ટપાલમાં પડયો છે. મીસીસ સેંટકલેર! આ કાગળથી આ કેસમાં ઘેરાયલું વાદળું સ્હેજ આછું થાય છે ખરૂં; પરંતુ હજી પણ હું એમ કહેવાની હિમ્મત ચલાવી શકતો નથી કે ભીતિ દૂર થઇ છે."

"પણ એ જીવન્ત હોવા જોઇએ, મી. શેરલોક હોમ્સ!"

"હા, જો આપણને ખોટે માર્ગે ચડાવવાને તમારા પતિના જેવા બનાવટી હસ્તાક્ષર ઊભા કરવામાં આવ્યા ન હોય તો. વીંટી ઉપરથી કશું સિદ્ધ થઈ શકે તેમ નથી. કેમકે વીંટી તો કદાચ તેમની પાસેથી લઇ લેવામાં પણ આવી હોય."

"ના ના, એ-એ-એ એમના પોતાના જ અક્ષરો છે. એમાં જરી પણ શં-કા નથી." મીસીસ સેંટક્લેર આવેશપૂર્વક બોલી ઉઠી.

"બહુ સારૂં !" હોમ્સે કહ્યું. અલ્પ વાર થોભીને તે પુનઃ બોલ્યો: "પરંતુ એમ પણ બની શકે કે એ પત્ર તમારા પતિએ ગયા સોમવારે લખ્યો હોય અને આજે ટપાલમાં નાખવામાં આવ્યો હોય."

"હા, એ સંભવિત છે."

"જો તેમ હોય તો તે દરમિયાન ઘણા બનાવો બની ગયેલા હોવા જોઇએ."

"હાય ! મી. હોમ્સ ! તમે મને નિરૂત્સાહી ન બનાવો. હું ધારૂં છું કે એમને કશી પણ હરકત પહોંચી હશે નહિ. જો તેમના ઉપર કશી પણ આફત આવી પડી હોત તો મારા આત્માએ તે મને જણાવી દીધું હોત."

"હા, હું પણ તમારા એ કથન ઉપર વિશ્વાસ રાખું છું." શેરલોક હોમ્સે કહ્યું: "અને આ પત્રમાં પણ તમારી આશાને ઉત્તેજન આપે એવી મતલબનું જ લખાણ છે. પણ હવે માત્ર પ્રશ્ન એક જ છે કે જ્યારે તમારા પતિ જીવન્ત છે અને પત્ર લખવાને શક્તિમાન્ છે તો તે ગુપ્ત કેમ રહે છે? શા માટે અહીં આવીને તમને મળતા નથી?"

"એનો વિચાર મને આવી શકતો નથી. તેમનું એ વર્ત્તન અકલ્પનીય છે."

"ગયા સોમવારે તે ઘેરથી બહાર જવાને નિકળ્યા ત્યારે તેમણે કશું કહ્યું હતું?"

"ના, કશું પણ નહિ."

"તેમને સ્વેન્ડામ ગલીમાં જોઇને તમને ઘણું જ આશ્ચર્ય ઉપજ્યો હતો, ખરૂંને?"

"હા, ઘણો જ."

"તે વખતે બારી ઉઘાડી હતી?"

"હા."

"ત્યારે તે તમને બોલાવી શકયા હોત?"

"હા બોલાવી શકયા હોત."

"પણ મારા સમજવા મુજબ તેમણે એક બૂમ પાડી હતી."

"હા."

"તમારી ધારણા મુજબ તેમણે મદદ માટે બૂમ પાડેલી હોવી જોઇએ?"

"એમ જ. તેમણે તેમના હાથ પણ હલાવ્યા હતા."

"પણ કદાચ આશ્ચર્યને લીધે પણ તેમણે બૂમ પાડી હોય. તમને તે સ્થળે જોઇને તેમને અતિ આશ્ચર્ય થયું હોય અને તેથી પણ તેમણે પોતાના હાથ નીચા નાખી દીધા હોય."

"એ પણ બનવા જોગ છે."

"અને તમે એમ ધારો છો કે તેમને કોઇએ પાછળ ખેંચી લીધેલા હતા?"

"તે એકાએક ગુમ થઈ ગયા હતા."

"તે કદાચ પેતાની મેળે જ અંદર સરકી ગયા હોય. બારી-માંથી કોઈ બીજો માણસ તમારા જોવામાં આવ્યો ન હતો?"

"ના, પણ પેલો વિચિત્ર ચ્હેરાવાળો મનુષ્ય પોતે જ કહે છે કે એ વખતે તે એ ખંડમાં હતો; અને માદકગૃહનો માલિક દાદર પાસે નીચે ઊભો હતો."

" બરાબર છે. પણ તમારા જોવા મુજબ તમારા ધણીએ પોતાનાં વસ્ત્રો અંગ ઉપર ધારણ કરેલાં હતાં, ખરૂંને ?"

" હા, પણ કોલર અને ટાઈ ન હતા. તેમનું ખૂલ્લું ગળું હું સ્પષ્ટપણે "તમારી પાસે તેમણે કદી પણ સ્વેન્ડામ ગલીના સંબંધમાં ઉચ્ચાર કર્યો હતો ?" જોઇ શકી હતી."

" કદી પણ નહિ."

" તેમને અફીણ લેવાની ટેવ હોય એવું કદી તમારા જોવામાં આવ્યું છે ખરૂં ?"

" ના, કદી પણ નહિ."

" બસ એટલું જ. એ મુખ્ય મુદ્દાઓના સંબંધમાં તમારી પાસેથી સ્પષ્ટ ખુલાસાની મારે જરૂર હતી. હવે આપણે વાળુ કરીને સૂઈ જઇએ; કેમકે કાલે આખો દિવસ આ તપાસમાં મારે ગાળવો પડશે."

એક મોટો અને સગવડતાભર્યો બે બિછાનાંવાળો ઓરડો અમને સુપ્રત કરવામાં આવ્યો હતો. આજની રાત્રીના શ્રમથી હું થાકી ગયેલો હોવાથી એકદમ બિછાનામાં જઇને પડયો. પરંતુ શેરલોક હોમ્સનો સ્વભાવ એવો હતો કે જ્યારે એકાદું ભેદભર્યું રહસ્ય ઉકેલવાનું કાર્ય તેને સુપ્રત થયું હોય ત્યારે દિવસોના દિવસો સુધી તે ચોવીશે કલાક વગર નિદ્રાએ ગાળતો; અને તે કેસની તમામ વિગતો, મુદ્દાઓ વગેરેનું પોતાના મનમાં પુનઃ સ્મરણ કરી, તેના ઉપર જુદા જુદા દૃષ્ટિબિન્દુથી તર્ક બાંધીને જ્યાંસુધી તેની ખાત્રી થાય કે એ રહસ્યનું મૂળ તેણે શોધી કાઢયું છે કિંવા હજી બીજા સંગીન પૂરાવાની જરૂર છે ત્યાંસુધી તે એ વિષયમાં રચ્યોપચ્યો રહેતો. મને જણાયું કે તે આખી રાત્રી નિદ્રાનો પરિત્યાગ કરીને બેઠો બેઠો ગાળવા માગે છે. તેણે પોતાનો કોટ અને જાકીટ કાઢી

નાખ્યાં અને આસમાની રંગનો એક પગ સુધી લાંબો ઝભો પહેરી લીધો. ત્યારપછી પોતાના બિછાના પરથી ઓશીકાં અને આરામચેર તથા સોફા ઉપરથી તકીયા એકઠાં કરીને એક બેઠક જેવું બનાવ્યું. તે બેઠક ઉપર તે લાંબા પગ કરીને પડયો. તેની બાજુએ એક અધોળ તંબાકુની ડબી અને એક દીવાસળીનું બાકસ પડયાં હતાં. ઝાંખાં પ્રકાશમાં તેને ત્યાં બેઠેલો હું જોઈ શક્તો હતો. તેના મ્હોમાં એક નાજુક હોકલી હતી, તેના મુખમાંથી ધૂમ્ર નિકળીને ઉંચે ચઢતો હતો. તે શૂન્ય દૃષ્ટિએ ઉંચે સીલીંગના એક ખૂણા તરફ જોઈ રહ્યો હતો. તેના કઠોર ચ્હેરા ઉપર એક પ્રકારનું તેજ જણાતું હતું. તે કશી પણ હીલચાલ કર્યા સિવાય સ્તબ્ધપણે પડયો રહ્યો હતો. જ્યારે મને નિદ્રા આવી ગઈ ત્યારે એ પ્રમાણે બેઠેલો મેં તેને જોયો હતો, અને જ્યારે હું જાગૃત થયો ત્યારે પણ મેં તેને એજ સ્થિતિમાં બેઠેલો જોયો હતો. એ વખતે બહાર અરૂણોદય થઈ ગયો હતો. હજી પણ તેના મુખમાં હોકલી હતી, ધૂમ્ર આકાશ તરફ ઉંચે ચઢતો હતો અને આખો ઓરડો તંબાકુની તીવ્ર વાસથી ભરાઈ રહ્યો હતો. એ ઓરડામાં બધું મેં રાત્રીએ જોયેલું તેજ સ્થિતિમાં હતું. માત્ર રાત્રીએ તંબાકુની જે ડબી ભરેલી જોવામાં આવી હતી તે ડબી અત્યારે તદ્દન ખાલી થઈ ગઈ હતી.

"વોટસન ! તમે જાગ્યા ?" તે મારી તરફ દૃષ્ટિ કરીને બોલી ઉઠયો.

"હા."

"ત્યારે ચાલો, ગાડીમાં બેસીને પ્રાતઃકાળની શીતળ અને ખૂલ્લી હવાનો ઉપભોગ કરીશું ?"

" જેવી મરજી–હું તૈયાર છું."

" ત્યારે કપડાં પહેરી લ્યો. હજી સુધી બીજું કોઇ ઉઠયું લાગતું નથી. પરંતુ ઘોડાવાળો નોકર ક્યાં સૂવે છે તે મારા જાણુવામાં છે. એટલે આપણે તેને ઉઠાડીને ગાડી જોડાવીને તૈયાર કરાવીશું." તે બોલતો હતો તે વખતે તેનાં નેત્રો ચમકતાં હતાં, તેનો અવાજ પણ ઉત્સાહપૂર્ણ લાગતો હતો. ગઈ રાત્રીએ તે વિચારવંત અને ઉદાસ જણાતો હતો. અત્યારે જાણે આ ગઇ કાલનો શેરલોક હોમ્સ જ નહિ એમ તેના દેખાવ પરથી જણાતું હતું.

કપડાં પહેરતાં મેં મારી ઘડિયાળ તરફ દૃષ્ટિ કરી તો ચાર ક્લાક ઉપર પચીશ મીનિટ થઈ હતી. અર્થાત્ અત્યારે કોઈ જાગૃત થયું ન હતું એમાં કશું આશ્ચર્ય ન હતું. મેં કપડાં પહેરી લીધાં તે જ વખતે હોમ્સ બહારથી આવ્યો અને બોલ્યો કે " નોકર ગાડી તૈયાર કરે છે."

" હું મારી એક નાજુક પદ્ધતિનો પ્રયોગ કરવા માગું છું." તેણે સ્લીપર કાઢીને બૂટ પહેરતાં કહ્યું: " વોટસન ! હું ધારૂં છું કે અત્યારે તમે આખા યુરોપમાં એક સહુથી મોટા મૂર્ખ મનુષ્યની સામે ઊભા હો. ખરેખર, હું એ પદને લાયક જ છું. પરંતુ મને આશા છે કે હવે આ રહસ્યની કુંચી મારા હાથમાં આવી ગઇ છે."

" પણ એ કુંચી ક્યાં છે ?" મેં સ્મિત તેને કરતાં પ્રશ્ન કર્યો.

" ન્હાવાની ઓરડીમાં." તેણે જવાબ આપ્યો. પરંતુ એ એ જવાબથી મારા ચ્હેરા ઉપર પ્રસરેલું હાસ્ય જોઇને તે પુનઃ બોલ્યોઃ " હા હા, હું ખોટું નથી કહેતો કે મશ્કરી પણ નથી કરતો. હું સ્નાનગૃહમાં હમણાં જ ગયો હતો અને ત્યાંથી એ કુંચી

લઇ આવ્યો છું. એ મેં મારી 'ગ્લેડસ્ટન બેગ' માં મૂકેલી છે. ચાલો ચાલો, આપણે જોવાનું છે કે એ કુંચી આ રહસ્યના ભેદી તાળાને લાગુ પડે છે કે નહિ ?"

અમે કશો પણ અવાજ કર્યા સિવાય શાંતિથી નીચે ઉતર્યા અને મકાનમાંથી બહાર પડયા. અમારી ગાડી ને ઘોડો રસ્તાપર ઊભાં હતાં; અને અપૂર્ણ વસ્ત્રો ધારણ કરેલો ઘોડાવાળો પણ ત્યાં ઘોડાને પકડીને ઊભો હતો. અમે બન્ને ગાડીમાં ચડી બેઠા અને ગાડી લંડનના રસ્તાપર ઝપાટાબંધ માર્ગાતિક્રમણ કરવા લાગી. રસ્તાપર કેટલાક ગાડાંમાં શાક ભરીને લોકો ગામડાંમાંથી લંડન તરફ જતા હતા. પરંતુ બન્ને બાજુઓના બંગલામાં હજી શમશમાકાર હતું.

"આ કેસ અમુક મુદ્દામાં કેટલેક અંશે વિચિત્ર છે," ઘોડાની લગામને ઢીલી કરી, તેના વેગને વધારતો શેરલોક હોમ્સ બોલ્યો: "હું કબૂલ કરૂં છું કે અત્યારસુધી હું તદ્દન અંધ જ હતો. પરંતુ કાયમના અજ્ઞાન કરતાં મોડેથી પણ જ્ઞાન પ્રાપ્ત થાય તો એ ખોટું નહિ."

અમે નગરમાં પ્રવેશ કરીને આગળ વધવા લાગ્યા તે વખતે વ્હેલા ઉઠનારા લોકો અર્ધ નિદ્રિત અવસ્થામાં બારીમાંથી બહાર ડોકીયું કરતા હતા. વોટર્લુ-બ્રીજ રોડ ઉપર થઇ નદી વટાવીને અમે આ બાજુએ આવ્યા. ત્યારપછી વેલીંગટન-સ્ટ્રીટમાં દાખલ થઇને અમે જમણી બાજુએ વળાણ લીધું અને અલ્પ સમયમાં જ બાઉ-સ્ટ્રીટમાં આવી પહોંચ્યા. બાઉ-સ્ટ્રીટમાં આવેલી પોલિસચોકીના તમામ સિપાહીઓ હોમ્સને સારી રીતે પિછાનતા હતા. એટલે મુખ્ય દ્વાર પાસે ઊભેલા બે સિપાહીઓએ તેને નમન કર્યું. તેમાંના એક અમારા ઘોડાને પકડી રાખ્યો અને બીજો અમને અંદર લઇ ગયો.

"અત્યારે નોકરી ઉપર કોણ છે ?" હોમ્સે પૂછ્યું.

" ઇન્સ્પેકટર બ્રેડસ્ટ્રીટ, સાહેબ ! "

એ જ વખતે એક ઉંચો, મજબૂત બાંધાનો, અમલદારના જેવા દેખાવનો માણસ અંદરથી આવતો દષ્ટિએ પડયો. તેને જોઇને હોમ્સ બોલ્યોઃ " ઓહ ! મી. બ્રેડસ્ટ્રીટ ! કેમ છો ? મારે તમારી સાથે થોડીક વાત કરવાની છે. "

" ઘણી જ ખુશીથી, મી. હોમ્સ ! ચાલો મારી ઓફિસમાં. "

અમે તેની ઓફિસમાં ગયા. એક ટેબલ ઉપર એક મોટો ચોપડો પડેલો હતો, અને બાજુએ દિવાલ ઉપર ટેલીફોનનું યંત્ર હતું. ઇન્સ્પેકટરે અમને ખૂરસી આપી અને પોતે પણ બેઠક લીધી.

" ફરમાવો, મી. હોમ્સ ! શો હુકમ છે ? " તે બોલ્યો.

" હું પેલા ભીખારી બૂનના કેસ બાબત તમારી સાથે વાત કરવાને આવ્યો છું. લી ગામનો વતની મી. નેવીલ સેંટકલેર ગૂમ થયો છે તેને લગતા કેસમાં આ ભીખારી પણ સપડાયો છે એ તો તમારા જાણવામાં હશે જ ? "

" હા, એને અહીં લાવવામાં આવ્યો છે અને વધુ તપાસ સુધી તેને અટકમાં રાખવામાં આવ્યો છે. "

" મેં પણ એમ સાંભળ્યું છે. એ અહીં જ હશે ? "

" હા, નીચે ભોંયરામાં રાખવામાં આવ્યો છે. "

" એ તદ્દન શાંત સ્વભાવનો હશે ? "

" હા, અમને એ બિલકુલ ત્રાસ આપતો નથી. પણ બહુ જ ગંદો છે. "

" ગંદો ? "

" હા, અમે એને ઘણું કહ્યું પણ તેણે સ્નાન કર્યું નથી. માત્ર તેના હાથ સાબુ વડે ધોવરાવવામાં અમે ફતેહમંદ થઈ શકયા છીએ

તેનો ચ્હેરો તદ્દન કાળો પડી ગયો છે. એક વખત તેનો આ કેસ પૂરો થઈ જશે એટલે એને ફરજિયાત સ્નાન કરાવવું પડશે; અને હું ધારૂં છું કે જો તમે તેને જૂઓ તો તમને પણ એમ લાગે કે તેને સ્નાન કરાવવાની જરૂર છે."

"હું પણ તેને એક વખત નજરે જોવા માગું છું."

"એમ ? ત્યારે ચાલો મારી સાથે, તમારી આ બેગ મૂકી દો અહીં."

"નાના, એ હું મારા હાથમાં જ રાખીશ."

"જેવી મરજી. આ રસ્તે આવો." તે અમને અંદરના ભાગમાં લઈ ગયો. આગળ જતાં એક મજબૂત દ્વાર આવતું હતું. તે દ્વાર ખોલ્યું અને અંદર દાખલ થઇને એક ગોળાકાર સીડીપરથી નીચે ઉતરીને અમે નીચે ભોંયરામાં ગયા. ત્યાં વચ્ચે એક લાંબી પરશાળ હતી અને તેની બન્ને બાજુએ કોટડીઓ હતી.

"જમણી બાજુની ત્રીજી કોટડીમાં તેને રાખવામાં આવ્યો છે." ઈન્સ્પેકટરે કહ્યું: "જૂઓ, આ રહી." બારણાના ઉપરના ભાગમાં એક ન્હાનું જાળીયું હતું તે ખોલીને તેણે અંદર દૃષ્ટિ કરી.

"એ સૂઈ ગયેલો છે." તે બોલ્યો: "તમે અહીંથી એને બરોબર જોઈ શકશો."

અમે બન્નેએ તે જાળીયામાં દૃષ્ટિ કરી. કેદી અમારી તરફ મુખ રાખીને ચતો સૂતો હતો. તેના શ્વાસોચ્છવાસ મંદ ગતિએ પરંતુ મોટા અવાજ સાથે ચાલતા હતા. તેનાં કપડાં એકંદરે એક ભીખારીને શોભે તેવાં હતાં. ઇન્સ્પેકટરના કહેવા મુજબ તે બહુ જ ગંદો અને મેલો હતો. તેમ જ દેખાવે પણ વિચિત્ર હતો. તેનો ઉપલો હોઠ

વળેલો હોવાથી ઉપરના ત્રણ દાંત બહાર પડતા દષ્ટિગોચર થતા હતા. તેના માથાના વાળ ઝળકતા લાલ રંગના હતા."

"આ પણ એક ખૂબસૂરતીની પ્રતિમા છે, ખરૂં કે નહિ?"

"ખરેખર એને સ્નાનની ખાસ જરૂર છે." હોમ્સે જણાવ્યું: "મને કુદરતી રીતે જ એવો વિચાર થયો હતો, અને એથી હું મકાનેથી મારી સાથે જ તે માટેનું સાધન લેતો આવ્યો છું." એમ કહીને તેણે પોતાની 'ગ્લેડસ્ટન બેગ' માંથી એક મોટી વાદળી કાઢી. એવી વાદળીનો સ્નાન કરતી વખતે શરીરને સ્વચ્છ કરવામાં ઉપયોગ કરવામાં આવે છે. તેણે આ વાદળી કાઢેલી જોઇને મને અત્યંત આશ્ચર્ય થયું કેમકે હું તેનો હેતુ સમજી શકયો ન હતો.

વાદળી જોઇને ઇન્સ્પેકટર ખડખડ હસી પડયો અને બોલ્યો: "ખરેખર તમે પણ રમુજી માણસ લાગો છો!"

"હવે જો તમે મહેરબાની કરીને જરી પણ અવાજ કર્યા સિવાય આ બારણું ખોલો તો આપણે અંદર પ્રવેશ કરીને આ ગૃહસ્થના ચ્હેરાને દેખાવડો તથા સભ્ય બનાવીએ." શેરલોક હોમ્સે કહ્યું.

"બરોબર છે." ઇન્સ્પેકટરે કહ્યું: "એ બાઉ-સ્ટ્રીટની પોલિસ ચોકીના ભોંયરાને લાયકના દેખાવવાળો કેદી લાગતો નથી. અહીં મોટે ભાગે ભપકાબંધ દેખાવના કેદીઓ જ પ્રવેશ કરે છે." એમ કહીને તેણે તાળામાં કુંચી નાખી અને જરી પણ અવાજ થવા દીધા સિવાય બારણું ખોલ્યું. અમે પણ મંદ ગતિએ અંદર પ્રવેશ કર્યો. કેદીએ પડખું ફેરવ્યું અને પુનઃ તે પૂર્ણ નિદ્રાધીન બની ગયો. હોમ્સે પાણીના માટલા પાસે જઇને પોતાની પાસેની વાદળી તેમાં પલાળી અને પછી બે વખત જોરથી તેણે કેદીના મુખ ઉપર અને આસપાસના ભાગ પર એ વાદળી જોરથી ઘસી.

એ કાર્ય પૂર્ણ કરતાં જ તે હારચોત્પાદક ગાંભિર્યપૂર્વક સ્હેજ ઉચ્ચ સ્વરે બોલ્યો: "ગૃહસ્થો! આ ગૃહસ્થની આપને પિછાન કરાવતાં મને અત્યંત હર્ષ થાય છે કે તે કેન્ટ પરગણામાં આવેલા લી ગામના નિવાસી મી. નેવીલ સેંટક્લેર નામના ગૃહસ્થ છે!"

મેં મારા જીવનમાં આવું દૃષ્ય કદી પણ જોયું ન હતું. વૃક્ષ ઉપરની છાલ ઘસાઇ જતાં અંદરનો ભાગ જેવો સ્વચ્છ દેખાય છે, તેજ જ હોમ્સની વાદળીએ આ મનુષ્યના ચ્હેરા ઉપર અસર કરી હતી. તેના ચ્હેરા ઉપરનો ભૂરાશ પડતો રંગ, આંખ પાસે દેખાતો કરચલી જેવો લીસોટો અને વળેલો ઉપલો હોઠ, એ બધુંએ અ ભ્ય થઇ ગયું હતું. મસ્તક ઉપરના લાલ રંગના વાળ પણ દૂર થઇ ગયા હતા; અને અત્યારે બિછાનામાં કાળા વાળ, સુરમ્ય ચ્હેરા અને સુકોમળ ચામડીવાળો, એક સદ્‌ગૃહસ્થના જેવો દેખાતો મનુષ્ય બેઠો હતો અને પોતાની આંખો ચોળતો હતો. હજી તેની નિદ્રા પૂર્ણપણે દૂર થઈ નહતી. 'આ તે સ્વપ્ન કે સત્ય?' એવો વિચાર તેના મનમાં થતો હશે, એમ તેના દેખાવ ઉપરથી લાગતું હતું. પરંતુ થોડીક ક્ષણમાં જ સત્ય હકીકત શી છે એ તે સમજી ગયો અને એક શોકના ચિત્કાર સાથે ઓશીકામાં મુખ છૂપાવીને પડયો રહ્યો.

"આ કેવો ચમત્કાર!" ઇન્સ્પેક્ટરે ઉદ્‌ગાર કાઢયો: "ખરેખર આ ગુમ થયેલો જ માણુસ છે. મેં તેનો ફોટોગ્રાફ જોયેલો હોવાથી હું તેને ઓળખી શકું છું."

જાણે હવે પોતાનું આવી બન્યું છે અને પોતાના જીવનની કશી પણ આશા રહી નથી, એવા દેખાવપૂર્વક કેદીએ પોતાનું મુખ અમારી તરફ ફેરવ્યું. તે બોલ્યો: "હા, હું ગુમ થયેલો માણુસ છું. પણ મને શા ગુનાહ માટે અટકમાં રાખવામાં આવ્યો છે?"

"મી. નેવીલ સેંટક્લેરને ગૂમ કરના ના, જ્યાં સુધી તમે આપઘાતની કોશીસ કરવાનો ગુન્હો કર્યો છે એવું સાબિત કરવામાં ન આવે ત્યાંસુધી એ આરોપ તમારા ઉપર મૂકી શકાય તેમ નથી." ઇન્સ્પેકટર કટાક્ષપૂર્વક બોલ્યો: "હું લગભગ સતાવીશ વર્ષથી આ ખાતામાં નોકરી કરૂં છું, પણ આવો બનાવ કદી પણ મારા અનુભવમાં આવ્યો નથી."

"જો હું મી. નેવીલ સેંટક્લેર છું, તો એ દેખીતું છે કે કશો પણ ગુન્હો બનવા પામ્યો નથી; અને તો પછી મને ગેરકાયદેસર આટલા દિવસ અટકમાં રાખવામાં આવ્યો છે."

"ગુન્હો નહિ પણ એક મોટી ગેરસમજ તો થવા પામી છે." હોમ્સે કહ્યું: "જો તમે તમારી પત્નીં ઉપર વિશ્વાસ રાખ્યો હોત તો તે વધારે સારૂં હતું."

"મારી સ્ત્રીના સંબંધમાં નહિ પણ મને ચિંતા મારા બાળકોના સંબંધમાં હતી" કેદીએ શોકોદ્‌ગાર કાઢયો: "પોતાના બાપના વર્તનને લીધે તેમને શરમાવું પડે એવું કરવાની મારી ઈચ્છા ન હતી. હે પ્રભુ! અત્યારે મારૂં ગોપ્ય પ્રકટ થઇ ગયું! હવે હું શું કરૂં?"

શેરલોક હોમ્સ તેની પડખે બિછાના ઉપર બેઠા અને તેણે માયાળૂતાપૂર્વક તેનો ખભો થાબડયો. તે બોલ્યો: "જો આ બનાવનો અંત ન્યાયકોર્ટ દ્વારા લાવવાની તમારી ઇચ્છા હોય, તો તો બેશક આ બધી હકીકત પ્રકટ થયા સિવાય રહેશે નહિ; પરંતુ જો તમે પોલિસ સત્તાવાળાઓની એવી ખાત્રી કરાવી આપો કે તમારી સામે કશો પણ ચાર્જ મૂકી શકાય તેમ નથી, તો હું નથી ધારતો કે તમારે લગતી કશી બિગત વર્ત્તમાનપત્રોમાં દાખલ થવા પામે. મારી ખાત્રી છે કે તમે જે હકીકત જણાવશો, તે ટપકાવી લઇને

ઇન્સ્પેક્ટર બ્રેડસ્ટ્રીટ તેના ઉપર પોતાનો અભિપ્રાય દર્શાવી તે યોગ્ય સત્તાવાળાની પાસે રજુ કરશે. એટલે પછી આ કેસ કોર્ટમાં જવા જ પામશે નહિ."

"પ્રભુ તમારૂં કલ્યાણ કરો." કેદી આવેશપૂર્વક આભારની લાગણી સાથે બોલી ઉઠ્યો: "મારા ગુપ્ત રહસ્યને પ્રકટ કરીને મારા કુટુંબની આબરૂને ખલેલ પહોંચાડવા કરતાં તો મેં કેદની સજા ભોગવવાનું-બલ્કે ખૂનનો આરોપ સાબિત થાય તો ફાંસીને લાકડે લટકવાનું પસંદ કર્યું હોત. પણ હવે હું મારી હકીકત તમને જણાવીશ."

એમ કહીને તે પોતાની હકીકત કહેવા લાગ્યો. તે બોલ્યો: "હું મારૂં ગોપ્ય પહેલવહેલું તમારી પાસે જ પ્રકટ કરૂં છું. મારા પિતા ચેસ્ટરફીલ્ડમાં શાળાના મહેતાજી હતા. ત્યાં મેં સારૂં શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. મારી યુવાનીમાં મેં જુદાં જુદાં સ્થળોએ પ્રવાસ કર્યો હતો અને નાટકમાં એક્ટર તરીકે પણ નોકરી કરી હતી. છેવટે લંડનમાં એક સ્હાંજે પ્રકટ થતા વર્ત્તમાનપત્રમાં હું રિપોર્ટર તરીકે દાખલ થયો. એક દિવસે અમારા અધિપતિએ રાજધાનીના શહેરમાં ચાલતી ભિક્ષુકવૃત્તિના સંબંધમાં એક લેખ પેપરમાં દાખલ કરવાની ઇચ્છા દર્શાવી અને તે લેખ લખવાનો મેં સ્વીકાર કર્યો. બસ, એ બનાવથી મારા સાહસકર્મનો પ્રારંભ થાય છે. એક ભીખારી તરીકે કામ કરવાથી જ હું તેને લગતી આંતરિક વિગત મેળવીને એ સંબંધમાં લેખ લખી શકું તેમ હતું. જ્યારે હું એક્ટર હતો ત્યારે જુદા જુદા વેષ ધારણ કરવાની કળાનું શિક્ષણ મેં મેળવ્યું હતું; અને બીજા એક્ટરો એ બાબતમાં મારૂં કૌશલ્ય જોઇને આશ્ચર્યચકિત થતા હતા. મારા એ કૌશલ્યનો ઉપયોગ આ પ્રસંગે કરવાનો મેં વિચાર કર્યો. મેં મારા ચ્હેરાને રંગી નાખ્યો અને મારો દેખાવ વિશેષ દયામણો કરવાને

મારે ચ્હેરા ઉપર કરચલીઓ પડેલી દેખાય એવો રંગ લગાવ્યો તથા એક જાતના ચિકણા પદાર્થની સહાયથી ઉપલો હોઠ વળેલો રહે તે પ્રમાણે ચોટાડી દીધો. માથા ઉપર પણ લાલ વાળની બનાવટી વિગ ધારણ કરી લીધી અને મારા ધંધાને છાજે તેવાં વસ્ત્રો અંગ ઉપર ધારણ કરીને આ શહેરના જે ભાગમાં મનુષ્યોનો જવર અવર વધારે હતો ત્યાં મેં મારો મુકામ કર્યો. બાહ્યતઃ મેં દીવાસળીનાં બાકસ વેચનાર તરીકેનો દેખાવ કર્યો હતો. પરંતુ ખરી રીતે તો મારે ભીખારીનો જ પાર્ટ બજાવવાનો હતો. લગભગ સાત કલાક સુધી મેં મરો ધંધો ચાલુ રાખ્યો અને ઘેર જઇને મને મળેલા પૈસા ગણી જોતાં મને માલૂમ પડયું કે મારી પાસે તે દિવસે કુલ્લે છવીસ શીલીંગ અને ચાર પેન્સ એકઠાં થયાં હતાં.

"મેં ભિક્ષુકવૃત્તિના સંબંધમાં આર્ટિકલ લખ્યો ત્યારપછી કેટલાક દિવસ સુધી એ બાબતનો મને વિચાર આવ્યો નહિ. પરંતુ એક વખત મારા એક સ્નેહી પાસે એક માણસ પૈસા માગતો હતો એ રકમ મેં કબૂલી લીધી હતી. એથી તે લેણદારે મારા ઉપર ૨૫ પાઉંડનું સમનામું બજાવ્યું હતું. તેટલી રકમ ક્યાંથી કાઢવી એ બાબત મને ચિંતા થઇ. પરંતુ એકાએક એક કલ્પના મારા મનમાં ઉદ્દભવી. મેં લેણદાર પાસેથી પંદર દિવસની મુદત માગી લીધી અને અમારા અધિપતિ પાસેથી તેટલા દિવસની રજા લીધી. તે સમય મેં ભિક્ષુકનો વેષ ધારણ કરીને લંડન શેરમાં ભીખ માગવામાં ગાળ્યો. ફક્ત દશ દિવસની અંદર જ મને પચીશ પાઉંડ મળી ગયા અને મેં દેવું ભરી આપ્યું !

"હવે તમે સમજી શકશો કે માત્ર મુખ ઉપર રંગ લગાવી, ચ્હેરાને વિકૃત કરીને તથા મારી ટોપી મારી સામે જમીન

ઉપર રાખી રોજ પાંચ-સાત કલાક શાંતપણે બેસી રહીને એક દિવસમાં હું બે પાઉંડ જેટલી રકમ વિનાશ્રમે આસાનીથી પેદા કરી શકતો હોવાથી, તેટલી રકમને ખાતર આખું અઠવાડિયું શ્રમવાળું કામ કર્યા કરવાનું મને પસંદ ન પડે એ દેખીતું છે. મારા મગજમાં મારા સ્વાત્માભિમાન અને દ્રવ્ય વચ્ચે ઝઘડો જામ્યો, પણ તેમાં અંતે દ્રવ્યનો વિજય થયો અને છેવટે મેં રિપોર્ટરની નોકરી છોડી દીધી અને જે સ્થળ મેં પ્રથમ પસંદ કર્યું હતું તે સ્થળે જઇને રોજ હું બેસવા લાગ્યો તથા લોકોની લાગણી ઉશ્કેરીને મારાં ગજવાને પેની અને અર્ધીપેનીથી ભરવા લાગ્યો. મારૂં આ ગુપ્ત રહસ્ય માત્ર એકજ માણસના-સ્વેન્ડામ ગલીમાં આવેલા માદકગૃહના માલિકના જાણુ-વામાં હતું. કેમકે મારા મકાનેથી દરરોજ સ્હવારે હું ત્યાં જતો અને ત્યાંથી ભીખારીનો છદ્મવેશ ધારણ કરીને નિકળતો અને પુનઃ સ્હાંજે ત્યાં આવી મૂળ સ્વરૂપ ધારણ કરીને મારે મકાને જતો. એ માણસને તેનું જે મકાન મેં ભાડે રાખ્યું હતું તેના બદલામાં હું મોટી રકમ આપતો હતો, એટલે મારી ખાત્રી હતી કે તે મારૂં ગોપ્ય પ્રકટ કરે તેમ ન હતું.

"અલ્પ સમયમાંજ મારી પાસે મોટી રકમની બચત થવા લાગી. હું નથી ધારતો કે લંડન શહેરનો કોઈ પણ ભીખારી એક વર્ષમાં સાતસો પાઉંડ જેટલી રકમ એકઠી કરી શકતો હોય; જ્યારે હું તો તે કરતાં પણ વિશેષ રકમ મેળવવા લાગ્યો. પરંતુ ભિક્ષુકનો વેષ ધારણ કરવાની મારી કુશળતા તથા મારી પાસેથી પસાર થતા લોકોની લાગણી ઉશ્કેરવાના મારા ચાતુર્યને લીધે આસ-પાસના પ્રદેશમાં હું એક ગરીબ વૃદ્ધ ભીખારી તરીકે સુપ્રસિદ્ધ થઈ ગયો હતો. આખો દિવસ મારી ટોપીમાં ત્રાંબાનાણાંનો અને વચ્ચે

વચ્ચે રૂપાનાણુંનો પણ વર્ષાદ વરસતો હતો. એવો દિવસ ભાગ્યે જ ગયો હશે કે જે દિવસે હું બે પાઉંડ મેળવી શકયો ન હોઉં."

"જેમ જેમ હું પૈસાદાર થતો ગયો તેમ તેમ મારો લોભ પણ વધતો ગયો. મેં લી ગામમાં એક મકાન ખરિદ્યું અને પછી લગ્ન પણ કર્યું. જો કે કોઇને મારા ખરા ધંધાની શંકા માત્ર પણ આવી ન હતી. મારી પત્ની એમ જાણુતી હતી કે લંડન શહેરમાં હું કંપનીઓના શેરની આપલેનો ધંધો કરૂં છું. ખરી હકીકત શી હતી એ તે બિચારી કયાંથી જાણે?

"ગયા સોમવારે હું મારૂં દિવસનું કાર્ય પૂર્ણ કર્યા પછી 'સુવર્ણ-મંદિર' માં જે મકાન મેં ભાડે રાખ્યું હતું ત્યાં આવ્યો. ત્યાં હું મારાં ભીખારીનાં કપડાં ઉતારીને અસલ કપડાં ધારણ કરતો હતો તે વખતે સ્વાભાવિક રીતે બારીમાંથી મેં બહાર દૃષ્ટિ કરી. પરંતુ તેવામાં મારી દૃષ્ટિએ મારી પત્ની પડી. તે રસ્તામાં ઊભી રહીને મારી બારી સામે જોતી હતી. એથી મારા આશ્ચર્યનો પાર રહ્યો નહિ. મારા મુખમાંથી એક આશ્ચર્યોદ્‌ગાર સરી પડયો અને આશ્ચર્યને લીધે મારા હાથ નીચા પડી ગયા. હું એકદમ ત્યાંથી અંદર ગયો. નીચે જઇને મેં માદકગૃહના માલિકને જણાવ્યું કે તેણે કોઈ મનુષ્યને ઉપર મારી પાસે આવવા દેવું નહિ. કેમકે મારી સ્ત્રી મારી પાસે આવવાનો પ્રયત્ન કર્યા સિવાય રહેશે નહિ એવી મારી ખાત્રી હતી. મેં નીચે તેનો અવાજ સાંભળ્યો પરંતુ તે ઉપર આવી શકે તેમ નહિ હોવાથી હું નિશ્ચિત હતો. મેં મારાં કપડાં કાઢી નાખ્યાં અને છદ્મવેષ ધારણ કરી લીધો; તેમજ ચ્હેરાને પણ વિકૃત બનાવીને મસ્તક ઉપર કૃત્રિમ વાળની ટોપી ધારણ કરી લીધી. મારો છદ્મવેષ એટલો કાશલ્યપૂર્ણ હતો કે મારી સ્ત્રી પણ

મને ઓળખી શકે તેમ ન હતી. પરંતુ પછી મારા મનમાં એવો વિચાર આવ્યો કે જો મારા ઓરડાની તપાસ કરવામાં આવશે તો મારા અસલ કપડાંને લીધે હું કદાચ ઓળખાઇ આવીશ ! મેં મારા શયનગૃહની પાછળ બારી ખોલી નાખી. એ બારી ખોલતી વેળાએ મારી આંગળી ઘસાવાથી લોહી નિકળ્યું હતું અને એ લોહી બારશાખ તથા જમીન ઉપર પડયું હતું. પછી મેં મારો કોટ લીધો. તેમાં ત્રાંબાનાણું ભરેલું હોવાથી તે વજનદાર પણ હતો. એ કોટ મેં બારીમાંથી બહાર ફેંકી દીધો અને તે ટેમ્સ નદીમાં અદૃશ્ય થઇ ગયો. બીજાં કપડાં પણ મેં નાખી દીધાં હોત. પરંતુ તેજ વખતે દાદર ઉપર પુષ્કળ માણુસોનાં પગલાંનો અવાજ સાંભળવાથી તે કપડાં મેં પડદા પાછળ ફેંકી દીધાં. મને માત્ર એટલો સંતોષ થયો કે એ લોકો મને ઓળખી શકયા નહિ, પરંતુ મને મી. નેવીલ સેંટકલેરના—મારા પોતાના ખૂની તરીકે પરહેજ કર્યો !

“ હું નથી ધારતો કે હવે મારે કશો પણ વિશેષ ખુલાસો કરવાનો બાકી રહેતો હોય. બને ત્યાં સુધી મારો છદ્મવેષ ચાલુ રાખવાનો મારો ઈરાદો હતો અને તે કારણથી જ હું મારા ચ્હેરાને નહિ ધોતાં ગંદો રાખવાનું પસંદ કરતો હતો. મારી પત્નીને મારે માટે ચિંતા થશે એમ મને લાગવાથી હું છૂટો હતો તે દરમિયાન મેં મારી વીંટી તથા એક ચીઠી મારી સ્ત્રી ઉપર લખીને માદકગૃહના માલિકને આપી હતી તથા એ બન્ને ટપાલદ્વારા મારી સ્ત્રીને પહોંચાડવાને કહ્યું હતું. ”

“ પણ તમારી એ ચીઠી તો તેને ગઈ કાલે જ મળી. ” હોમ્સે કહ્યું

"હું ! ત્યારે તો આખું અઠવાડિયું તેણે ચિંતા અને શોકમાં પસાર કર્યું હશે ?"

"પોલિસે એ 'સુવર્ણ-મંદિર' ના માલિક ઉપર નજર રાખી હશે," ઈન્સ્પેકટર બ્રાડસ્ટ્રીટે કહ્યું: "એથી હું ધારૂં છું કે એ કાગળ કોઈને જાણ ન થાય એવી રીતે ટપાલમાં નાખવાનું તેને માટે મુશ્કેલ થઈ પડયું હશે. કદાચ તેણે પોતાના કોઈ ગ્રાહકને એ કામ સુપ્રત કર્યું હોય અને તે માણસને તેનું વિસ્મરણ થવાથી ઢીલ થઈ હોય."

"એમ જ હોવું જોઇએ." હોમ્સે તેના કથનને અનુમોદન આપતા કહ્યું: "પણ મી. નેવીલ સેંટકલેર ! ભીખ માગવાને માટે પોલિસે તમને પકડીને તમારી સામે કદી પણ કેસ ચલાવ્યો નથી ?"

"ઘણીએ વાર; પણ તેમાં મને જે દંડ થાય તેનો મારી આવક પાસે હીસાબ શો ?"

"પણ હવે એ બધું આજથી બંધ થઈ જવું જોઇએ." બ્રાડસ્ટ્રીટ બોલ્યો: "જો પોલિસ આ કેસને અહીં ને અહીં દાટી દે એવી તમારી ઇચ્છા હોય તો હવેથી દુનિયામાં હ્યુજ બૂન નામની વ્યક્તિ રહેવી જોઇએ નહિ."

"તમારી સૂચના પહેલાં જ મેં એને માટે ખાસ પ્રતિજ્ઞા લીધી છે કે જો હું આમાંથી મુક્ત થાઉં તો કદી પણ પુનઃ એ લાલચમાં પડીશ નહિ."

"જો એમ હોય તો પછી હું ધારૂં છું કે હવે તમારી સામે વધુ પગલાં ભરવાની જરૂર રહી નથી. પણ હવે પછી જો કદી પણ તમે ફરીથી ભીખ માગતા માલૂમ પડયા તો ચોક્કસ માનવું કે બધી

હકીકત બહાર આવશે. મી. હોમ્સ ! એ કેસનું રહસ્ય તમે પ્રકટ કરી આપ્યું તે માટે અમે તમારા મોટા આભારી છીએ. પણ તમે એમ કેવી રીતે જાણી શકયા કે આ ગૃહસ્થે પોતે જ ભીખારીનો વેષ ધારણ કર્યો છે ?" ઇન્સ્પેક્ટરે પ્રશ્ન કર્યો.

"હું કેવી રીતે જાણી શકયો ?" મારા મિત્રે જવાબ આપ્યોઃ "પાંચ ઓશીકાં ઉપર બેસવાથી અને એક અધોળ તંબાકુનો ધૂમાડો કરવાથી. વોટસન ! ચાલો, હવે આપણે અહીંથી બેકર-સ્ટ્રીટમાં આપણા મકાનમાં જઇએ. આપણે ત્યાં પહોંચશું તે વેળાએ નાસ્તાનો સમય પણ થશે."



રસિક નવલકથામાળા. પુસ્તક ૨ જું.

### ચમત્કારિક ડિટેકિટવ વાર્ત્તા.

# આગ્રાના ખજાનાનો ભેદ.

---

આ વાર્ત્તા પણ એજ લેખકની લખેલી છે; અને ડિટેકિટવ બહાદૂર શેરલોક હોમ્સ તેમાં મુખ્ય ભાગ ભજવે છે. તે સાથે આ વાર્ત્તામાં આપેલી પ્રેમની કહાણી વાર્ત્તાની રસિકતામાં વૃદ્ધિ કરે છે. ૧૮૫૭ ના બળવાના સમયમાં આગ્રાના કિલ્લામાં એક માણુસ મૂલ્યવાન ખજાનો મૂકવા આવે છે. તેનું ખૂન કરી ચાર માણુસો તે પેટી પચાવી પાડે છે. પણુ તેઓ પકડાઇ જતાં દેશનિકાલની સજાને પામે છે અને પેટી આગ્રાના કિલ્લામાં જ રહી જાય છે. એ ચારમાંનો એક માણુસ આંદામાનમાં બે સૈનિકોને પેટીનો ભેદ જણાવે છે. તેમાંનો એક સૈનિક પેટી લઈને ગૂમ કરી જાય છે. પેલો દેશનિકાલ થયેલો માણુસ યુક્તિપ્રયુક્તિથી કેદમાંથી ન્હાસી પોતાનો ખજાનો લઇ જનારને ત્યાં પહોંચી જઈ પેટી હાથ કરે છે. તે દરમિયાન પેટી ગૂમ કરનારના એક દીકરાનું ખૂન થાય છે. ખૂનનો આરોપ તેના બીજા દીકરા ઉપર આવે છે. શેરલોક હોમ્સ તેની તપાસ કરવાનું માથે લે છે, એક ડિટેકિટવ કૂતરાની મદદથી ખૂનીનો પત્તો મેળવે છે અને છેવટે સ્ટીમલોંચ દ્વારા પલાયન થતા ખૂનીને બીજી સ્ટીમલોંચની મદદથી પકડે છે. એ આખો પ્લોટ હૃદયને ધ્રુજાવનારા અને ચમત્કારપૂર્ણ પ્રસંગોથી ભરપૂર છે. પાકું સોનેરી પુંઠું. પૃષ્ટ લગભગ ૩૦૦, ઉંચા ગ્લેઝડ કાગળ સુંદર છપાઇ. મૂલ્ય રૂ. ૨—૦—૦ રસિક નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે. રજીસ્ટર પોસ્ટેજ માફ.

પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણુ સીટી.

# ભયંકર ભેદ !

## ( ભાગ ૧-૨. )

—:o:—

મુંબઇની સત્ય ઘટનાને આધારે લખાયેલી આ નવલકથા એટલી રસિક અને ચિત્તા કર્ષક છે કે એક વખત વાંચવી શરૂ કર્યા પછી પૂરી કીધા સિવાય છોડવી ગમશે નહિ. મુંબઇમાં રહેલા સ્વર્ગ અને નરકનો તાદશ્ય ચિતાર ખડો થાય છે. ધોળે દિવસે ભર બજારે ગરીબોને લૂટતા શરીફ બદમાશો, જુગારીઓ, ખૂની લોકો તથા ભામટાઓ કેવી ફસાઉગીરી ચલાવે છે તેનો હૃદયભેદક ચિતાર આપ્યો છે, તથા એક રાજકર્ત્તા ગુપ્ત વેશમાં રહી પરમાર્થબુદ્ધિથી મુંબઇના ગરીબોનો ઉદ્ધાર કરે છે તે ખાસ વાંચવા યોગ્ય છે. પાકું સોનેરી પુંઠું. બન્ને ભાગ સાથે. ઉંચા ગ્લેઝડ કાગળ. પૃષ્ટ ૪૮૦. મૂલ્ય રૂ. ૩-૦-૦ **રસિક નવલકથામાળાના ગ્રાહકને પોણી કીંમતે મળશે. રજીસ્ટર પોસ્ટેજ માફ.**

**ચાળીશ ચ્હેરાનો માણસ.**—(લે. ચં. જે. વ્યાસ.) આ ડિટેક્ટિવ નવલકથા છે. એક માણસ ન્હાનપણથી ચોરીના ધંધામાં દાખલ થાય છે. ભલભલા પોલિસ અમલદારોને પણ થાપ આપી, લાખોનો માલ મેળવે છે. પરંતુ એક રૂપવતી યુવતિના મુખદર્શનથી તેના જીવનમાં પરિવર્ત્તન થઇ જાય છે; તથા પોલિસ ખાતામાં ડિટેક્ટિવ તરીકે જોડાઇ, ભયંકર અને ભેદી કેસોમાં ગુન્હેગારોને સપડાવી, પોતે જે બક્ષિસ મેળવે છે તેની મદદથી જેમને અગાઉ પોતે નુકસાન પહોંચાડયું છે તેમને બદલો વાળી આપે છે. એ માણસ એટલો ચાલાક

છે કે તે પળવારમાં પોતાનો ચ્હેરો તથા દેખાવ બદલી નાખે છે. એથી કોઇ પણ તેને પિછાની શકતું નથી. તેથી જ તેને ચાળીશ ચ્હેરાવાળા આદમીનું ઉપનામ મળ્યું છે. પૃષ્ટ ૪૫૦થી વધારે. પાકું સોનેરી પુંઠું. ઉંચા ગ્લેઝડ કાગળ. સુંદર છપાઇ. મુલ્ય રૂ. ૩-૦-૦ રસિક નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે મળશે. રજીસ્ટર પોસ્ટેજ માફ.

**વેર વસૂલ!**—ભાગ ૧-૨. (લેખક-ચંદુલાલ જેઠાલાલ વ્યાસ.) આ નવલકથા એટલી બધી આકર્ષક થઇ ગઈ છે કે માત્ર થોડી મુદતમાં જ તે ખલાસ થઇ જવા આવી છે. એક નિર્દોષ મનુષ્ય પોતાના હિતશત્રુઓના કારસ્થાનથી કાળા કિલ્લાના ભયંકર ભોંયરામાં કેદ પુરાય છે. ત્યાં એક રાજ્યદ્વારી કેદીની મદદથી દરેક વિદ્યાનો જ્ઞાતા બનીને તે અજબ રીતે તુરંગમાંથી મુક્ત થઇ, સુવર્ણદ્વિપની ગુપ્ત ગુફામાંથી અનર્ગળ દ્રવ્ય મેળવે છે. એ દ્રવ્ય તથા પોતાના જ્ઞાનની સહાયથી તે પોતાનું વેર પૂરેપૂરી રીતે વસુલ કરે છે તથા પોતાના ઉપર ઉપકાર કરનારાઓને પણ સંપૂર્ણ બદલો આપે છે. આખો પ્લોટ મનોવેધક અને રસિક છે. આવી નવલકથા ગુજરાતી ભાષામાં અત્યારસુધી પ્રકટ થઈ નથી. બન્ને ભાગ જુદા. પાકાં સોનેરી પુંઠાં. રંગીન સચિત્ર સુંદર આર્ટપેપરનું કવર. આઠ ફોટોગ્રાફિક મનોહર ચિત્રો. દરેક ભાગમાં ૩૨૫ પૃષ્ટ. ઉંચા ગ્લેઝડ કાગળો. મનોહર છપાઇ. દરેક ભાગનું મૂલ્ય રૂ. ૩-૦-૦. રસિક નવલકથામાળાના ગ્રાહકોને પોણી કીમતે મળશે. રજીસ્ટર પોસ્ટેજ માફ.

પુંજાલાલ ભગવાન પારેખ,
વઢવાણ સીટી.

## આપણા વારસદારો માટે આપણી ફરજ.

કેળવણીથી આપણી કોમ પછાત છે, ભવિષ્યમાં દેશસેવા કરી શકે એવા હીરા જેવા બાળકો સાધનના અભાવે રખડે છે, ધંધા હુન્નરને અભાવે ગરીબાઇ આવે છે, સ્વધર્મનું વિસ્મરણ થાય છે. તેને દૂર કરવાને શું કરવું ?

એ જાણવાને માટે વઢવાણ શહેરના

# શ્રી જૈન વિદ્યાર્થી ભૂવનની

મુલાકાત લ્યો. આપણી કોમના બાળકોને સરસ તાલીમથી, ઉત્તમ સંસ્કારી કેળવણીથી સુશિક્ષિત બનાવાય છે. તેઓ દેશ અને ધર્મની સેવા કરે તેવા થઇ શકે છે.

આપનું દ્રવ્ય આવા સારા કાર્યમાં ખર્ચવાનું આ ઉત્તમ ક્ષેત્ર જૂઓ, ખાત્રી કરો ! દ્રવ્યની વ્યવસ્થા સુપાત્રમાં થતી જૂઓ ! કોમનાં નાણાંની અત્યારની મદદથી કોમની સેવાનું વળતર ભવિષ્યમાં પૂરેપૂરૂં વ્યાજ સાથે મળી રહેશે.

તમને તમારી કોમના બાળકો વ્હાલા હોય, કોમનો ભૂખમરો ટાળવો હોય, સ્વધર્મપ્રેમી બનાવી તેમને ઉન્નતગિરિના શૃંગે પહોંચાડવા હોય; તેમ કરવાની તમારી ફરજ-પ્રેમ માનતા હો, તો તમારી કમાણીમાંથી કાંઇ રકમ આ સંસ્થાને મદદ કરો. તમારી ઉદાર મદદ ઉપર જ સંસ્થાની ઉન્નતિ અને વધારે વિદ્યાર્થીની સગવડનો આધાર છે. માટે દરેક બંધુને ઉદાર હસ્ત લંબાવવાની વિનતિ છે. **सुज्ञेषु किं बहुना !**

લી.
વ્યવસ્થાપકો
શ્રી જૈન વિદ્યાર્થીભુવન-વઢવાણ સીટી.